# સત્યમય જીવન

અથવા

# સત્યાસત્ય વિચાર

[લૉર્ડ મોર્લીના 'ઑન કૉમ્પ્રોમાઈઝ'—સત્યાગ્રહની મર્યાદા—ને આધારે એક નિબંધ]

લેખક

કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા

"આજ જે કાયદા રોજ આપણી સામે આવી ઊભે છે, તેમાં આપણે સત્યનું પાલન કરીએ તો કઠણ અવસરોમાં શું કરવું એની ખબર આપણને એની મેળે પડી જશે. આમ જે એક માસ પણ કરશે તેને તુરત પોતામાં થયેલો ફેરફાર સ્પષ્ટ દેખાશે."

—ગાંધીજી

પ્રકાશક

પ્રસ્થાન કાર્યાલય

અમદાવાદ

૧૯૯૧ ૦—૧૦—૦

## અ ર્પ ણ

મારા વડીલ ભાઈ

તથા

મારી સાથે ભાઈસમાન વર્તનારા

મારા સૌ મિત્રોને

## લેખકનાં બીજાં પુસ્તકો.

નવજીવન પ્રકાશન મંદિર

જીવનશોધન
કેળવણીના પાયા
ગીતાધ્વનિ
ઉધઈનું જીવન

પ્રસ્થાન કાર્યાલય

રામ અને કૃષ્ણ
બુદ્ધ અને મહાવીર
સત્યમય જીવન
ગીતામન્થન

હવે પછી છપાશે

ગાંધીવિચારદોહનઃ બીજી આવૃત્તિ
તિમિરમાં પ્રભા
વિદાય વેળાએ

## પ્રસ્તાવના

લૉર્ડ મોર્લીનું 'ઑન કૉમ્પ્રોમાઇઝ' નામનું પુસ્તક, જેનું મહાદેવભાઈ દેસાઈએ 'સત્યાગ્રહની મર્યાદા' એ નામે ભાષાંતર કર્યું છે, તે પરથી આ પુસ્તકની ઉત્પત્તિ થઈ છે.

સાબરમતી સત્યાગ્રહાશ્રમમાં ઉપાસનાના વિષય પર એકવાર ચર્ચા ઉત્પન્ન થતાં મેં કેટલાક વિચારો રજૂ કર્યા હતા. તે વખતે મહાદેવભાઈનું પુસ્તક છપાયું નહોતું. તેથી એ ચર્ચા દરમ્યાન મહાદેવભાઈએ એ પુસ્તક પ્રસિદ્ધ થતાં, વિદ્વાન્ લૉર્ડ મોર્લી મારી સાથે કેટલીક બાબતમાં સહમત છે એ જાણવા ખાતર તેનું બીજું પ્રકરણ મારે વાંચી જવું તથા એ વાંચ્યા પછી મારે એની સમાલોચના કરવી એમ મને બાંધી લીધો હતો. એ વચન પાળવા મેં આ પુસ્તકનો મૂળ ખરડો લખ્યો હતો. એ રૂપમાં આ પુસ્તક સં. ૧૯૮૩ (ઇ. સ. ૧૯૨૭-૨૮)માં મેં લખ્યું હતું, અને તે ખાનગી રીતે કેટલાક મિત્રોમાં વંચાયું પણ હતું. મારા મિત્ર શ્રી૰ કરસનદાસ ચિતળિયાનો એ પુસ્તક છપાવવા માટે ઘણો આગ્રહ હતો, પણ અનેક કારણોને લીધે એ છપાવા ન પામ્યું. દરમ્યાનમાં એનો હસ્તલેખ હાથોહાથ ફરતાં, જર્જરિત

થઈ ગયો અને એની બીજી સાફ નકલ કરી રાખવાની જરૂર ઊભી થઈ. આ દૃષ્ટિએ તેમજ પુસ્તક ફરી તપાસી જવાની ઇચ્છાથી ઈ. સ. ૧૯૩૨ના તુરંગવાસ દરમ્યાન હું એ હસ્તલેખ જેલમાં સાથે લઈ ગયો હતો. જેલમાં પણ એ હસ્તલેખ મિત્રોમાં વંચાયો, અને સર્વેનો એક જ જાતનો અભિપ્રાય થયો કે એ પુસ્તક એના એ રૂપમાં છપાય કે વંચાય તે કરતાં સુધારીને સ્વતંત્ર પુસ્તકરૂપે બને અને એની ભાષા સુધારી શકાય તો વિશેષ ઉપયોગી થાય. પણ મને એ સુધારી જવાનો ઉત્સાહ જ આવતો નહોતો. એનાં અનેક કારણોમાં હસ્તલેખની જર્જરિત દશા અને સુધારવા માટે કોરી જગ્યાનો સંપૂર્ણ અભાવ એ પણ કારણભૂત હોય. છેવટે, ભીલસેવામંડળના મારા બે મિત્રોએ મૂળ ખરડાની જ મને સાફ નકલ કરી આપી, અને એ પુસ્તક ખાનગીમાં ભલે વંચાય પણ છાપવું નહિ એવો મેં નિર્ધાર કર્યો.

એ સુધારેલી નકલ મારા બીજા મિત્ર શ્રી. પુરુષોત્તમ કાનજીએ જેલમાં વાંચી અને, જોકે છૂટવાને થોડા જ દિવસો રહ્યા હતા છતાં, મારે એ સુધારવું જ પડશે એમ આગ્રહ કર્યો. મારી વિનંતિથી એ પુસ્તકમાં જે જે ભાગો અસ્પષ્ટ, ક્લિષ્ટ તથા કઠણ શબ્દો કે વાક્યરચનાવાળા હતા તે પર તે નિશાની કરી ગયા, અને કમમાં કમ એટલો ભાગ તો મારે સુધારીને લખવો જ જોઈએ એમ હઠ કરી. મારે એ હઠને વશ થવું પડ્યું. એમ કરવા જતાં મારે પુસ્તકનું સ્વરૂપ બદલવાની જરૂર પડી. એનું મૂળ સ્વરૂપ કેવળ સમાલોચનાત્મક હતું, અને તે મોર્લીના પુસ્તક ઉપરાંત મહાદેવભાઈના ભાષાંતરની સમાલોચનાનું. એમ કરવામાં મારે મહાદેવભાઈના પુસ્તકમાંથી લાંબા ફકરાઓ ટાંકવા પડ્યા હતા. આથી મારી પોતાની જે કાંઈ ભાષાની કઠણાઈ હોય, તેમાં ભાષાંતરની ભાષાની કઠણાઈનો ઉમેરો થતો હતો, અને તેને લીધે પુસ્તક વધારે કંટાળાભર્યું બન્યું હતું. વળી પાનેપાને લાંબાંલાંબાં

અવતરણો આવે તે પણ સામાન્ય વાચકને ખૂંચનારું હતું. આથી મેં વધારે છૂટથી લખવાનો નિશ્ચય કર્યો. એટલે, જોકે ઠેકાણે-ઠેકાણે આમાંયે મોર્લીનાં વાક્યોનો અનુવાદ આવે છે, છતાં એ હંમેશાં અક્ષરશઃ અનુવાદ નથી, પણ કોઈવાર વધારે વિસ્તારથી, તો કોઈવાર વધારે ટૂંકાણમાં સાર છે; અને એમ કરવામાં જોકે મહાદેવભાઈના અનુવાદનો આધાર તો છે જ, છતાં ઘણીવાર એમનાં વાક્યોને મેં શબ્દો કે રચના બદલીને ફેરવવાની છૂટ લીધી છે. આમ હોવાથી અવતરણચિહ્નો મારાથી મૂકી શકાય એમ રહ્યું નહિ. આને લીધે આ પુસ્તકમાં હવે ઘણાં દેખીતાં અવતરણો નથી. છતાં એમાં ઘણાં રૂપાન્તરિત કે પૂરાં અવતરણો પણ છે એ મારે કહી દેવું જોઈએ.

એટલે, ટૂંકામાં, આ પુસ્તક આ પ્રકારનું છેઃ એમાં વિચાર, વાણી અને વ્યવહારમાં સત્યનો ઉપાસક કેમ વર્તે, અને આપણા દેશના જુદાજુદા પ્રશ્નો વિષે આપણું વર્તન કેવું હોવું જોઈએ અને શું છે એ વિષેની સિદ્ધાન્ત તેમજ વ્યવહારની દૃષ્ટિએ ચર્ચા છે. એ ચર્ચાની પદ્ધતિ મોર્લીની પદ્ધતિને અનુસરે છે, અને તેને લીધે એમાં મોર્લીના પુસ્તકનો આવશ્યક સાર, તેમજ મોર્લીના મત ઉપર મારી ટીકા પણ આવી જાય છે. પણ એ મોર્લીના પુસ્તકનો પૂરો સાર પણ નથી, તેમ એમાં મોર્લી સાથે કેટલીક બાબતોમાં મતભેદ પણ છે.

એક બીજી વાત પણ જણાવવી યોગ્ય છે. મહાદેવભાઈનો અનુવાદ મોર્લીના મૂળ નિબંધનો છે. હાલ મોર્લીના નિબંધની જે આવૃત્તિ અંગ્રેજીમાં વેચાય છે તેમાં મોર્લીએ ઘણો ફેરફાર કરેલો માલૂમ પડે છે. મૂળના ઘણા ભાગો નવી આવૃત્તિમાંથી કાઢી નાંખવામાં આવેલા છે. મોર્લીની હાલની આવૃત્તિ સાથે કોઈ મહાદેવ-ભાઈનું ભાષાંતર સરખાવવા પ્રયત્ન કરે, અથવા આ પુસ્તકને

મળતા ફકરા મોર્લીની આવૃત્તિમાંથી શોધવા પ્રયત્ન કરે તો વિમાસણમાં ન પડે તે માટે આ જાણવું ઉપયોગી છે.

મોર્લીનું પુસ્તક તો હવે જુગજૂનું થયું ગણાય. કેટલાક ખાસ વિષય પરના એના વિચારો હવે જૂના જમાનાના થયા. એ વિષયોમાં ત્યારબાદ ઘણું વિચારપરિવર્તન થયું છે. એટલે હવે 'ઑન કૉમ્પ્રોમાઈઝ'ની કિંમત જે એક કાળે હતી તે રહી નથી એમ કોઈક ટીકા કરશે. પણ એ વસ્તુ પ્રસ્તુત વિષયમાં મહત્ત્વની નથી. આ પુસ્તકમાંયે એવા ઘણા વિષયો દેખાશે કે જેને વિષે એમ કહી શકાય અથવા થોડાં વર્ષ પછી કહી શકાશે કે એ વિષયોની ચર્ચા હવે મહત્ત્વની નથી રહી. જ્યારે પણ સિદ્ધાન્તની ચર્ચા પ્રત્યક્ષ વ્યવહારના પ્રશ્નોને આગળ ધરીને હોય ત્યારે આવું બનવાનો સંભવ રહે છે. જે પ્રત્યક્ષ વ્યવહારના પ્રશ્નોને પુસ્તકમાં મહત્ત્વ મળ્યું હોય તે ઘણીવાર થોડા દિવસમાં એટલા સર્વમાન્ય થઈ જાય છે કે કોઈ એ વિષે શકા કાઢનારા જ રહે નહિ એવું બને છે; અને થોડા વર્ષમાં તો એવીયે પરિસ્થિતિ આવે છે કે એ વિચારોને વટાવીને પ્રજા ત્યારપછીના વિચારોને વળગી હોય છે. એટલે એ દૃષ્ટિએ આ પુસ્તકની ઉપયોગિતા થોડો કાળ જ રહે એમ સંભવે. પણ સત્યની ઉપાસના માટે જેવા પ્રકારના માનસની, તથા જેવા પ્રકારના સૂક્ષ્મ વિચારની જરૂર છે તે પ્રાપ્ત કરવામાં એના વાચનથી વાચકને જ્યાં સુધી મદદ થઈ શકે એમ હોય ત્યાં સુધી એ પુસ્તકની ઉપયોગિતા ટળી નથી ગઈ એમ કહી શકાય.

એક બીજો મુદ્દો વિચારવા જેવો છે ખરો. તે એ કે સત્ય શું એટલું બધું ચીકણું છે કે એને માટે આટલી ઝીણી ચર્ચા કરવી પડે છે ? અને વળી, સત્યને સર્વાંશે વળગ્યા વિના સત્યના કોઈ એક મહાન અને ઉપયોગી અંશની ઉપાસના કરનાર તેની સિદ્ધિ માટે ચીકણા લોકોએ પકડી રાખેલાં નજીવાં સત્યોની દરકાર ન રાખે તો તેમાં શું બગડે ? દા. ત., અંગત સ્વાર્થ માટે નહિ, પણ સાર્વજનિક હિત માટે એકાદ સરકારી નોકરને ફોડ્યો. હોય.

તો તેમાં શું કામ દોષ માનવો જોઈએ ? અથવા, નિઃસ્વાર્થ પ્રેમ, —જે સત્યના જેટલા જ મહત્ત્વનો છે—તેને સંતોષવા ખાતર પોતાના નિત્યના સિદ્ધાન્તોમાં થોડો ત્યાગ કર્યો હોય તો તેમાં એવો તે શો મોટો દોષ થઈ જાય છે કે તેથી ચિબાવલા સત્યાગ્રહીઓએ છેડાવું જોઈએ ?

આનો ઉત્તર એ છે કે જો આપણે આ કે પેલો પદાર્થ જ સિદ્ધ કરવા ન મથતા હોઈએ, પણ તે દ્વારા જગતના મૂળભૂત સત્યનુંયે દર્શન કરવા મથતા હોઈએ; તેમજ આ કે પેલા મુદ્દામાં જ નહિ, પણ જે કોઈ પ્રશ્ન ઉત્પન્ન થાય તેમાં આપણને જે સત્ય હોય તે જ સૂઝે, જે સત્ય હોય તેનો જ નિર્ણય થાય, અને તે વિષયમાં આપણી મતિ ભ્રમમાં ન રહે પણ તલસ્પર્શી બને એવી રીતે જો આપણે આપણી બુદ્ધિનો વિકાસ ઇચ્છતા હોઈએ, તથા તેનો અમલ કરવાનું આપણામાં હંમેશાં સામર્થ્ય આવે એમ ઇચ્છતા હોઈએ, તો જેટલું આપણને આજ સુધી સમજાયું હોય તેમાં ચીવટાઈથી સત્યનું પાલન કર્યા વિના નહિ જ ચાલે. જેટલે અંશે આપણે વિનોદમાંયે એનો ભંગ કરીએ છીએ, તેટલે અંશે આપણી બુદ્ધિ અસ્થિર અને અસ્પષ્ટ જ રહે છે, અને આપણો પુરુષાર્થ ક્યાંય પણ મદ પડેલો માલૂમ પડે જ છે. કારણ કે આપણે આપણી બુદ્ધિને આત્મપ્રતારણામાં રહે જ નહિ એવી ટેવ પાડી શકતા નથી.

છતાં, સત્યની ઉપાસના માટે બહુ ઝીણું તાર્કિક પીંજણ કરવાની જરૂર છે જ એમ ન કહેવાય. એ માટે પૂ. ગાંધીજીનો આની પછી જોડેલો 'આશ્રમવાસીને પત્ર' એ આ પુસ્તકની યોગ્ય ભૂમિકા અને સત્યોપાસકને ચેતવણી તરીકે થશે, એટલે તેને મેં આખો ઉતાર્યો છે.

છેવટે, આ પુસ્તકને આ સ્વરૂપમાં મૂકવામાં શ્રી. મહાદેવભાઈ વગેરે સર્વે મિત્રો તરફથી જે પ્રેરણા મળી છે, તે માટે તે સૌનો આભાર માનું છું.

કિશોરલાલ ઘ. મશરૂવાળા

# સત્ય કેમ પળાય ?*

" . . . ગાયને બચાવવાને સારુ અસત્ય બોલાય કે નહિ એવા કોયડામાં પડીને, આપણી નજર તળે જે રોજ બન્યા કરતું હોય તેને ભૂલી જઇ ને સત્યની સાધના ન થઈ શકે. એમ ઊંડાં પાણીમાં ઊતરવું એ સત્યને ઢાંકવાનો માર્ગ છે. આજ જે કોયડા રોજ આપણી સામે આવી ઊભે છે તેમાં આપણે સત્યનું પાલન કરીએ તો કઠણ અવસરોમાં શું કરવું એની ખબર આપણને એની મેળે પડી જશે.

"આ દૃષ્ટિએ આપણે દરેકે માત્ર પોતા તરફ જ જોવાનું છે. મારા વિચારથી હું કોઈને છેતરું છું ? જો હું 'બ'ને ખરાબ માનતો હોઉં ને તે સારો છે એમ હું તેને બતાવું તો છેતરું છું. હું મોટો કે સારો કહેવાવાની ઇચ્છાથી મારામાં નથી એવા ગુણો બતાવવાનો પ્રયાસ કરું છું ? હું બોલવામાં અતિશયોક્તિ કરું છું ? કરેલા દોષ જેની પાસે જણાવવા જોઈએ તેનાથી છુપાવું છું ? મને સાથી કે ઉપરી કાંઈ પૂછે છે તેના જવાબમાં તેમને ઉડાવું છું ? કંઈ કહેવું જોઈએ તે છુપાવું છું ? આમાંનું કંઈ કરતો હોઉં તો હું અસત્ય આચરું છું. આમ દરેકે રોજ પોતાનો હિસાબ પોતાની પાસેથી લઈને પોતાની જાતને સુધારવી જોઈએ. જેને સત્યની જ ટેવ પડી ગઈ હોય, અસત્ય વચન કાઢી જ ન શકાય એવી સ્થિતિએ જે પહોંચેલ હોય તે ભલે આમ પોતાની પાસે રોજ હિસાબ ન માગે. પણ જેનામાં લેશ પણ અસત્ય હોય અથવા જે પ્રયત્ને સત્ય આચરી શકે છે તેણે તો ઉપરની રીત પ્રમાણે એ જ કે એવી જાતના જેટલા સૂઝે એટલા પ્રશ્નોનો જવાબ પોતાને હમેશાં આપવો. આમ જે એક માસ પણ કરશે તેને તુરત પોતામાં થયેલો ફેરફાર સ્પષ્ટ દેખાશે."

ગાંધીજી

* યરોડા જેલમાંથી લખેલા 'આશ્રમવાસીને પત્રો'માંથી પત્ર ૧૫ મો: તા. ૩-૭-'૩૨.

# અનુક્રમણિકા

# પ્રકરણ ૧ લું

## પ્રયોજન

૬ કેટલાયે વિચારો, માન્યતાઓ, રિવાજો તથા વાણી અને વર્તનના નિયમો આપણામાં લાંબા વખતથી સાચા કે ખોટા તરીકે સ્વીકારાતા આવેલા હોય છે. પણ એ વિચારો વગેરે સાચે જ ખરા હોય કે ખોટા હોય છે એ વિષે શોધ કરી નિશ્ચય કરવાની બાબતમાં મનુષ્યોમાં સામાન્ય રીતે ઢીલાપણું હોય છે. નિશ્ચય થયા બાદ એ નિશ્ચય પ્રગટ કરવામાં એથીયે વધારે ઢીલાપણું હોય છે. પછી તે મુજબ વર્તવામાં એથીયે વધારે ઢીલાપણું હોય એમાં શું કહેવું ?

**પુસ્તકનું ક્ષેત્ર**

આવા ઢીલાપણા બાબત અનેક કારણો બતાવવામાં આવે છે. પણ એ બધાં કારણોના મૂળમાં જોઈએ તો એક જ મુખ્ય કારણ માલમ પડશે. તે એ કે સત્ય વર્તન રાખવા જતાં આપણને જીવનના વ્યવહારમાં ઘણી અડચણો આવતી માલમ પડે છે. જો અણિશુદ્ધ સત્ય પાળવા જઈએ તો ઘણી જાતનાં દુઃખ અને

જંજાળમાં સપડાઈએ એવું લાગે છે. તેને બદલે જો તે ઘડીએ જરા જેટલું અસત્ય કરી નાંખીએ તો એ બધી આપદા ટળી જતી અને રસ્તો સરળ થઈ જતો લાગે છે. આવી સ્થિતિમાં ભલે રામ જેવા કહે કે 'સત્ય એ જ જગતમાં ઇશ્વર છે, સત્યને જ આશરે ધર્મ રહ્યો છે, સત્યમાં જ સર્વ (પદાર્થો)નું મૂળ છે, સત્યથી પર કોઈ પદ નથી,'[1] છતાં સર્વ પ્રસંગોમાં એ વ્યવહારનો નિયમ થઈ શકે કે કેમ એ વિષે શંકા આવે છે.

ત્યારે સત્યવર્તન એ અપવાદવિનાનો નિયમ છે કે એને કાંઈ અપવાદો પણ છે, એ શંકા છે. એ શંકાના મૂળમાં રહેલા વિચારને 'વ્યવહારદૃષ્ટિ' અથવા 'વ્યાવહારિક કુશળતા'—એટલે પરિસ્થિતિ અથવા સમયને અનુકૂળ થઈ વર્તવાનો સિદ્ધાન્ત એ નામ આપી શકાય.

આવી વ્યાવહારિક કુશળતા ક્યારેય યોગ્ય ગણાય કે? અને યોગ્ય ગણાય તો કયા પ્રસંગોમાં? આ વિષે વિચાર કરી તેના નિયમો શોધી કાઢવા એ આ પુસ્તકનો ઉદ્દેશ છે. પછી તે નિયમોની દૃષ્ટિએ આપણા દેશના કેટલાક પ્રશ્નો વિષે આપણી વૃત્તિ કેવી જાતની છે તે તપાસવાનો છે. અર્થાત્, દેશના કે જીવનના બધાએ પ્રશ્નોની આમાં ચર્ચા થાય એમ નથી, પણ કેટલાક મહત્ત્વના પ્રશ્નોની સત્યવર્તનની દૃષ્ટિએ સમાલોચના કરી છે, અને કેટલાક પ્રશ્નો મહત્ત્વના ન હોય છતાં વિષયને સ્પષ્ટ કરનારા હોવાથી દાખલા રૂપે ટાંક્યા છે.

૧. सत्यमेवेश्वरो लोके, सत्ये धर्मः सदाश्रितः ।
सत्यमूलानि सर्वाणि, सत्यान्नाऽस्ति परं पदम् ॥
(વાલ્મીકિ રામાયણ, અયોધ્યાકાંડ, સર્ગ ૧૦૯, શ્લોક ૧૩)

§ 'ભલું આભ તૂટી પડે તોપણ માણસે સત્ય અને ન્યાયથી ચળવું નહિ;'[1] 'કામથી, ભયથી, લોભથી કે જીવતર માટેયે ધર્મને છોડવો ન ઘટે:'[2]—આવાં વાક્યોને ધર્મ-સિદ્ધાન્ત તરીકે સ્વીકારવા કેટલાક તૈયાર હોય છે. કેટલાક એને અચળ સિદ્ધાન્ત તરીકે નહિ, પણ નીતિ તરીકે—એટલે સામાન્ય પ્રસંગોમાં ઠીક કામ આપનારા વર્તનના ધોરણ તરીકે—સ્વીકારે છે, પણ સર્વ પરિસ્થિતિ માટે સ્વીકારતા નથી. વળી કેટલાક કહે છે કે સત્ય અને ન્યાય, અથવા સત્ય અને ધર્મ એક જ વસ્તુ નથી. કોઈવાર સત્ય અને ન્યાય, અથવા સત્ય અને ધર્મ વચ્ચે વિરોધ હોય છે. ન્યાય તથા ધર્મ એ કેવળ સત્ય કરતાં વધારે મહત્ત્વનાં છે. માટે સત્ય અને ન્યાય બન્ને સાથે રહ્યાં હોય ત્યારે 'ભલું આભ તૂટી પડે તોપણ ન ચળવું' એ બરાબર છે, પણ બન્ને વચ્ચે વિરોધ હોય ત્યારે નહિ. તેમ જ સત્ય અને ધર્મ વચ્ચે વિરોધ હોય ત્યારે ધર્મને જ મહત્ત્વ આપવું, સત્યને નહિ.

સત્ય વિ. ન્યાય અને ધર્મ

લોકમાન્ય ટિળકના શબ્દોથી આ દલીલ વધારે સારી રીતે રજૂ કરી શકાશે. શાસ્ત્રોનાં પ્રમાણ સાથે આ બાબત ચર્ચા કરી તેઓ પોતાના 'ગીતારહસ્ય'માં નીચે મુજબ લખે છે:

> "સત્યધર્મ માત્ર વાણીથી બોલવાની બાબતમાં જ આવી જતો નથી. પણ જે વર્તનથી સર્વનું કલ્યાણ થતું હોય તે વર્તન—માત્ર અસત્ય વાણીના પ્રયોગને લીધે—નિંદ્યાયોગ્ય

૧. Men should cling to truth and right, if the very heavens fall—*Morley*.

૨. न जातु कामान्न भयान्न लोभाद्–
धर्मं त्यजेज्जीवितस्याऽपि हेतोः ॥

માની શકાય નહિ. જેથી સર્વનું જ નુકસાન થતું હોય તે સત્ય પણ નથી અને અહિંસાયે નથી. सत्यस्य वचन श्रेयः सत्यादपि हितं वदेत्। यद्भूतहितमत्यन्तमेतत्सत्यं मतं मम ॥ 'સત્ય બોલવું એ વખાણવા જેવું છે; પણ સત્ય કરતાંયે સર્વભૂતોનું જેમાં હિત હોય તે બોલવું. કારણ સર્વભૂતોનું જેમાં અત્યંત હિત હોય તે જ મારા મત પ્રમાણે ખરું સત્ય છે'—આમ શાંતિપર્વ (શાં. ૩૨૯–૧૩; ૨૮૭–૧૯)માં કહ્યું છે."[૧]

**સત્યની વ્યાખ્યા**

§ આ ઉપર થોડો વિચાર કરવાની જરૂર છે. સત્ય અને ન્યાય વચ્ચે, અથવા સત્ય અને ધર્મ વચ્ચે વિરોધ હોય છે એમ કહેવામાં 'સત્ય' શબ્દ 'સત્યવચન' એટલા જ અર્થમાં વપરાય છે. પણ આપણે જે 'સત્યવર્તન'નો વિચાર કરવો છે તેમાં કેવળ વાણીનું સત્ય જ સમાતું નથી, પણ સત્યનિશ્ચય, સત્યવાણી, સત્યવર્તન અને સત્યપ્રચાર એ બધાનો સમાવેશ થાય છે. એ અર્થમાં सत्य एटले जेने माटे कोई माणस अपार भक्ति दर्शावतो होय एवी कोई पण अति उदात्त भावना, उदात्त कार्य अथवा पूज्य व्यक्ति अथवा देव. આ ભાવના, કાર્ય, વ્યક્તિ કે દેવ સાચે જ અથવા બીજાઓની દૃષ્ટિએ સત્ય છે કે નહિ એ પ્રશ્ન ગૌણ છે. જે કોઈ એને માટે અપાર ભક્તિ દર્શાવતો હોય તેને માટે એ જ સત્ય છે, એ જ ન્યાય છે, એ જ ધર્મ છે. એ બાબતમાં સત્ય અને ન્યાય વચ્ચે, અથવા સત્ય અને ધર્મ વચ્ચે, એને માટે, સાચી રીતે, વિરોધ હોઈ શકતો નથી. છતાં, જો એ બાબતમાં પણ એ વિચાર, વાણી કે

૧. 'ગીતારહસ્ય,' પ્ર૦ ૨ જું, મરાઠી ત્રીજી આવૃત્તિ, પા. ૩૪–૩૫; અનુવાદ મારો.

વર્તનમાં ઢીલાપણું અથવા 'વ્યવહારદષ્ટિ' બતાવે તો તે કેટલે અંશે યોગ્ય ગણાય તે વિચારવા જેવી બાબત છે.

આવા વિશાળ સત્યની સિદ્ધિને માટે લોકમાન્ય કહે છે તે પ્રમાણે કોઈ બીજી જાતની અસત્ય વાણી બોલવાનો પ્રસંગ આવે તો તેમ કરી શકાય કે નહિ એ આ વિષયને અંગે ઉત્પન્ન થતો એક પ્રશ્ન છે ખરો. તેનો વિચાર બીજા પ્રકરણમાં થશે. છતાં અહીં એટલી ચેતવણી આપવી યોગ્ય થશે કે લોકમાન્ય ટિળકે અતિશય અપવાદરૂપ પરિસ્થિતિમાં અસત્ય બોલી શકાય એમ જે ઉપર અભિપ્રાય દર્શાવ્યો છે તે અભિપ્રાયને જે માણસ વધારે-પડતો સ્વીકારી લઈ, અથવા એવા અર્થનાં શાસ્ત્રોમાં આવતા બીજા છૂટાછવાયા શ્લોકોનું પ્રમાણ લઈ, અથવા સિજ્વિક, મિલ વગેરે કેટલાક યુરોપિયન નીતિશાસ્ત્રીઓના એવા ઉદ્‌ગારોથી દોરવાઈ જઈ એમ માનતો થશે કે વધારે લાભને માટે અસત્ય બોલવું એ દોષરૂપ નથી, અથવા સત્યવાણી એ કાંઈ ધર્મનો સિદ્ધાન્ત નથી, પણ નીતિનો—એટલે લાભ અને હાનિની દૃષ્ટિએ ઠરાવેલા ધોરણનો—નિયમ છે, તે માણસ જીવનને અંતે પોતાના ચારિત્રનો એકેએક પાયો ઢીલો પડી ગયેલો, અને જીવનની શરૂઆતમાં હતો તેના કરતાં અંતમાં પોતાના હૃદયમાં વધારે અધોગતિને પામેલો પોતાને જોશે.

**સત્ય વિષે અશ્રદ્ધા**

૬ ખરી વાત એ છે કે સત્યપરાયણતાનો ધર્મ કેવળ મહાત્માઓ માટે જ હોય એમ ઘણાખરા લોકો માને છે. તેઓ, એક બાજૂથી, એવા મહાત્માઓ માટે ઘણો આદર બતાવે છે, છતાં એવા પુરુષોનાં ડહાપણ, સમજશક્તિ અને વર્તન માટે એવી અશ્રદ્ધા ધરાવે છે કે એમને લગભગ 'વેદિયા' અથવા 'અનુસરવાને નાલાયક' ગણે છે. ડાહ્યા તો તે જ ગણાય

છે કે જે 'વ્યવહારકુશળ' હોય: એટલે, જે પોતાના ધન, સુખ અને જીવિતને વધારી શકે.

પણ જે પ્રજામાં આવી વ્યવહારકુશળતા જ ઘર કરી બેસે છે, એટલે કે જે પ્રજામાં એવા અનેક માણસો નથી નીપજતા કે જેઓ ધન, સુખ અને જીવિત કરતાં જેને પોતે 'સત્ય' તરીકે જાણે છે કે વર્ણવે છે તેને માટે ગમે તેટલું ખમવા તૈયાર થાય, તે પ્રજા શ્રદ્ધાહીન થઈ છે અને અધોગતિને માર્ગે છે એમ સમજવું જોઈએ. આપણી પ્રજામાં આ શ્રદ્ધાનાશનાં જે ચિહ્નો માલમ પડે છે તેમાંનાં કેટલાંકનું આ પુસ્તકમાં દર્શન થશે.

§ આવો પ્રજાકીય શ્રદ્ધાનાશ નીચેનાં કારણોથી થતો જણાય છે:

**શ્રદ્ધાનાશનાં કારણો: પ્રેય અને શ્રેય**

(૧) પ્રેય અને શ્રેય. પ્રેય—એટલે માણસને પ્રિય લાગનારી વસ્તુઓ, જેવી કે ધન, સ્ત્રી, છોકરાં, રાજ્ય, વગેરે, અને શ્રેય—એટલે માણસનું હિત કરનારી બાબતો, જેવી કે સત્ય, બ્રહ્મચર્ય, સદાચાર, ન્યાય, નીતિ, જ્ઞાન, પ્રેમ, વગેરે એ બે વચ્ચે અત્યંત વિરોધ છે એવી જડ ઘાલી બેઠેલી ભૂલભરેલી માન્યતા, અને તેથી પ્રેયને ભોગે શ્રેય મેળવવા અરુચિ—એ શ્રદ્ધાનાશનું પહેલું કારણ છે. કઠોપનિષદમાં યમ નચિકેતાને કહે છે: "શ્રેય અને પ્રેય બન્ને એકબીજાથી જુદાં છે અને દરેક પુરુષને પોતા પ્રત્યે ખેંચે છે. તેમાંથી જે શ્રેયને સ્વીકારે છે તેનું ભલું થાય છે, અને જે પ્રેયને પસંદ કરે છે તે પોતાનું નુકસાન કરે છે. શ્રેય અને પ્રેય મનુષ્ય પાસે જાય છે; ધીર પુરુષ તેમાં વિવેક કરે છે; જે ધીર છે તે પ્રેયને છોડી શ્રેયને

વરે છે અને જે મંદ છે તે યોગક્ષેમ (એટલે અર્થ અને કામ) માટે પ્રેયને પસંદ કરે છે."

પણ વાસ્તવિક રીતે, પ્રેય અને શ્રેય અત્યંત વિરોધી નથી. પરંતુ સમયપૂરતું ઉપયોગી તે પ્રેય અને સદા માટે ઉપયોગી અથવા કલ્યાણકારી તે શ્રેય; એટલે શ્રેય તે એક અતિ વિસ્તૃત પ્રેય છે. છતાં લોકો સંકુચિત, સમયપૂરતી અને વ્યક્તિગત ઉપયોગિતા એ જ સર્વસ્વ છે, અને સમગ્ર, સર્વમાન્ય, અંતિમ અને સંપૂર્ણ ઉપયોગિતા કાંઈ જ નથી એમ માનવામાં ડહાપણની પરાકાષ્ઠા સમજે છે.

પ્રેય સમયપૂરતું અને વ્યક્તિગત ઉપયોગી હોય છે, તેથી માણસને તે વધારે પ્રત્યક્ષ—હાજરાહજૂર—લાભદાયી લાગે છે. શ્રેયને પસંદ કરવાને પરિણામે અર્થ અને સુખનો લાભ થતો જ નથી એમ નહિ, પણ તે એ વ્યક્તિ કરતાં સમગ્ર સમાજને જ વિશેષપણે પહોંચે છે અને તે લાભનો આંકડો તરત નીકળી શકતો નથી. તરતમાં તો શ્રેયાર્થીને પોતાને કોઈ પણ જાતનો સ્થૂળ લાભ થવાને બદલે નુકસાન પણ થતું લાગે. કેવળ માનસિક અથવા આધ્યાત્મિક લાભથી જ એને સંતોષ પામવાનો હોય. વિરલ પુરુષો જ શ્રેયને માટે દરકાર કરતા જણાય છે તેનું આ જ કારણ છે.[1]

અહીં શ્રેયને આત્મજ્ઞાન માટેના પુરુષાર્થ માટે જ લેવાની જરૂર નથી. ઉપર કહ્યું તે પ્રમાણે કોઈ પણ સત્ય માટે લઈ શકાય. આપણા દેશમાંથી જ ઉદાહરણ લઈએ.

આપણી અસહકારની ચળવળ લો. આપણા દેશનું રાજતંત્ર

૧. આ વિષે વધારે ચર્ચા મારા 'જીવનશોધન' એ પુસ્તકમાં 'ચોથા પુરુષાર્થ'વાળા પ્રકરણમાં મળશે.

આપણી પોતાની જ મદદથી ચાલે છે એ વાતની કોઈ ના પાડી શકશે નહિ. જો આખો દેશ એવી મદદ આપવા ઇનકાર કરે તો એક દિવસમાં રાજતંત્ર અટકી પડે એનો પણ કોઇ ઇનકાર કરી શકશે નહિ. એમ થાય તો દેશને સ્વરાજ્ય[1] નજીક આવે જ એ પણ કબૂલ કરવું પડશે. એટલે આ ત્રણે મુદ્દાઓ સ્વતત્રપણે સત્ય છે એની ભાગ્યે જ કોઈ ના કહેશે. છતાં, અસહકારને શરૂઆતથી જ ઘણાઓએ (એટલે સ્વરાજ્યમાં માનવાવાળા ઘણાઓએ) 'અવહેવારુ' કહ્યો હતો, અને અંતે પણ એને પહેલી વખત (ઇ. સ. ૧૯૨૧–૨૨માં) લોકદષ્ટિએ 'અવહેવારુ' ઠરવું પડ્યું હતું, તથા આજે (ઇ. સ. ૧૯૩૩માં)યે ઘણાયે સ્વરાજ્યવાદીઓ 'અવહેવારુ' કહે છે. આનું કારણ શું? શું એમ કહી શકાશે કે અસહકારની બહાર રહેનારામાં કોઈ જ એવા દીર્ઘદષ્ટિ અને સૂક્ષ્મબુદ્ધિવાળા માણસો જ નથી કે જેઓ આ શ્રેય તે અતિ વિસ્તૃત પ્રેય જ છે એટલું સમજી ન શકે? નહિ. પણ ખરી વાત એ છે કે અસહકાર કરવામાં વ્યક્તિગત લાભોનો ભોગ આપવો પડે છે. કદાચ એ ભોગનો બદલો તેમને પોતાને અર્થ અને કામના રૂપમાં જોવાનો કદી દિવસે ન આવે, અને એમને પોતાને ભાગે તો ખુવારી જ આવે. એને પરિણામે સ્વરાજ્ય પ્રાપ્ત થાય અને સમગ્ર દેશને લાભ થાય તોપણ ભોગ આપનારને પોતાને કાંઈ સીધો યોગક્ષેમના રૂપમાં લાભ થશે એમ કોણ ખાતરી આપી શકે? એ સ્થિતિમાં સત્યને લગભગ આજુએ મૂકી ચાલુ સ્થિતિમાં જ

*અસહકારની ચળવળનું દષ્ટાંત*

[1] સ્વરાજ્યમાં જ દેશહિત છે એમ ગૃહિત છે એમ હું અહીં માની લઉં છું. અને, અર્થાત્, જેઓ પૂર્ણ સ્વાધીનતાના ધ્યેયને સ્વીકારે છે તેમને જ આ ચર્ચા લાગૂ પડે છે.

ડાબાજમણી કર્યા કરી આગળ વધતા હોઈએ એમ બતાવવું અને સ્થૂળ લાભહાનિની દૃષ્ટિએ કામ ચલાવવું એ જ પસંદ કરવામાં આવે છે.[1]

જેઓ અસહકારમાં ક્યારેક જોડાયા હતા, તેમનામાંથીયે બધાએ જ પ્રેય કરતાં શ્રેયને અધિક માન્યું હતું એમ ન કહેવાય. કેટલાકની એવી કલ્પના હોય છે કે સ્વરાજ્ય મળ્યા પછી મોટા હોદ્દાઓ મેળવીશું, અને તે માટે એકાદબેવાર જેલમાં જવું પડે

૧. આ ટીકાની બીજી બે બાજૂઓ છે તે મારા ખ્યાલબહાર નથી: પહેલી, આપણી પ્રજા હાલ જે સ્થિતિમાં છે તે સ્થિતિમાં સ્વરાજ્ય માટે આવશ્યક ગણાય તેટલી લોકસંખ્યામાં લોકો વ્યક્તિગત હાનિ માટે તૈયાર થશે એ આશા જ મોટી ભૂલ હતી—એ ટીકા. આ ટીકાકારોના મત પ્રમાણે અસહકારની પ્રવૃત્તિનું મંડાણ કરવું સમયોચિત હતું કે કેમ એ વિવાદભર્યો પ્રશ્ન કહેવાય.

બીજી ટીકા, જે કાર્યને યશસ્વી કરવું યોજકના પોતાના હાથમાં ન હોય, પણ ઘણાં બાહ્ય બળો અને સંજોગો પર આધાર રાખતું હોય, તેવા કાર્યની કલ્પના બરાબર હોય તોપણ તેને અમલમાં મૂકવા પ્રયત્ન કરવો કે નહિ—એ બાબતમાં જેનામાં વીરતાની કે સ્વાર્થત્યાગની ઊણપ ન હોય તેવા માણસ પણ વાજબીપણે લાંબો વિચાર કરનારા હોઈ શકે. એવા માણસોની 'વ્યવહારદૃષ્ટિ' યોગ્ય પ્રકારની ગણવી જોઈએ.

આ બે ટીકાઓ છતા મૂળભાગમા જે તત્ત્વ રહ્યુ છે તેને બાધ આવતો નથી. કારણ, જો પહેલી ટીકા સાચી હોય તો તેનો અર્થ એ થાય કે સ્વરાજ્ય મેળવવા અને ટકાવવા જેટલા લાયક માણસો જોઈએ તેટલા દેશમાં છે નહિ, એટલે દેશ સ્વરાજ્ય માટે લાયક નથી. તો પછી દેશ સ્વરાજ્ય માટે તૈયાર થયેલો છે એમ કહેવું એ અસત્ય ગણાય.

બીજી ટીકા બરાબર જ નથી. કારણ, જે બાહ્ય બળો ને સંજોગો ઉત્પન્ન થવાં જોઈએ તેમાના ઘણા ધ્યેયને વરેલા અસહકારીઓની વીરતા અને સ્વાર્થત્યાગમાંથી જ ઉત્પન્ન થઈ શકે. તેઓ જ જો લાંબો વિચાર કરનારા થાય તો તે બળો અને સંજોગો ઉત્પન્ન જ ક્યાથી થશે?

એથી વિશેષ ભોગ આપવો પડશે નહિ. આવી ભોળી કલ્પના બાંધનારા અસહકારમાં ટકી ન શકે એમાં નવાઈ ન ગણાય. એમણે કાંઈ શ્રેયને માટે અસહકાર કર્યો એમ ન કહેવાય પણ, ઊલટું, ભોગવે છે તેથીયે વધારે સ્થૂળ અને વ્યક્તિગત લાભોની આશા રાખેલી ગણાય.[1]

૧. શ્રેય કરતાં પ્રેયને જ વળગવાની મનોવૃત્તિની બાબતમા મોર્લી પોતાના દેશ વિષે કાંઈક નિરાશાના ઉદ્‌ગારો કાઢે છે. એ કહે છે કે ઇંગ્રેજ પ્રજા જાણે કૃતાર્થ થઈ ગઈ હોય, જાણે કોઈ મહાન આદર્શ સિદ્ધ કરવાનો રહ્યો જ ન હોય, અથવા આદર્શોમાં શ્રદ્ધા જ ખોઈ બેઠી હોય તેમ જીવન ગાળે છે. એટલા નિરાશ થવાનું મને કારણ જણાતું નથી. ક્યારેય પણ કોઈ સિદ્ધાન્તની નિઃસીમ ઉપાસના એકાદ માણસમાં જ પ્રથમ પોષાય છે, અને એની મારફતે બીજાઓમાં ફેલાય છે. મોર્લીએ જ આ પુસ્તકમાં બીજી જગ્યાએ કહ્યું છે તેમ "એક જણને જ સુધારાનો રસ્તો સૂઝી જાય છે અને બીજાઓને સૂઝતો નથી તેનું કારણ એ છે કે તેને કુધારો બીજા કરતાં વધારે ખૂંચે છેઃ અથવા તો તે કોઈ એવો હંમેશાં જાગ્રત રહેનાર અને કલ્પનાશીલ બુદ્ધિનો મહાપુરુષ હોય છે, અને એનાં સ્વભાવ અને તાલીમ જ એવાં હોય છે કે ચાલુ સ્થિતિને સુધારવાનો વ્યવસ્થિત અને ગંભીર વિચાર કર્યા વિના તેને જરાયે સુખ વળતી નથી."

આ ઉપરાંત જ્યાં સુધી તેવા વિચારો માટે સમાજની ગંભીરપણે અવ્યવસ્થિત પરિસ્થિતિ તૈયાર ન થાય, તેમજ એ અવ્યવસ્થિત દશા કેટલી ગંભીર છે તેની સમાજને ખાતરી ન થાય, ત્યાં સુધી નવીન વિચારોનો ગમે તેટલા જોરથી પ્રચાર કરવામાં આવે તોયે તે વિચારો સમાજને ભેદી શકતા નથી.

આ કારણથી જે દેશમાં ટિળક કે ગાંધીજી જેવા કોઈ આદર્શના અનન્ય ઉપાસકો પાકે છે, તે દેશને નિરાશ થવાની જરૂર ન હોય. જે અવ્યવસ્થિત દશાનું એમને ભાન થયું છે, તે દશાની ગંભીરતાનું હજુ સમાજને ભાન ન થયું હોય એમ બને; પણ એ માટે થોડી રાહ જોવાની અને તે દરમ્યાન જેમને એ ભાન થવા માંડ્યું હોય તેમણે પોતાની ઉપાસના ચાલુ રાખવાની જરૂર છે એમ સમજવું જોઈએ.

(૨) મહાન આદર્શો પ્રત્યે શ્રદ્ધા મંદ પડવાનું બીજું કારણ ભાવનાવશ અથવા આદર્શવાદી લોકોની ઘણીવાર ખુવારી થતી જોવામાં આવે છે તે છે. દા. ત., ઇંગ્રેજ લોકો

**ભાવનાની ઊણપ**

ફ્રેંચ પ્રજાને ભાવનાવશ માને છે, અને પોતાને વિચારપ્રધાન અને વહેવારુ બુદ્ધિવાળા માને છે. તેઓએ જોયું કે મોટા છતાં એકપક્ષી સિદ્ધાન્તો સાંભળીને, ભાવનાઘેલી બની જઈ ફ્રેંચ પ્રજાએ જગતમાં મોટાંમાં મોટાં અને ગાંડાંમાં ગાંડાં રમખાણો મચાવ્યાં હતાં. પણ તેને પરિણામે તેમણે ઝાઝું મેળવ્યું એમ નહિ કહેવાય. આથી ઇંગ્રેજો મહાન આદર્શો પ્રત્યે અશ્રદ્ધાવાન જ રહે છે. એ જ પ્રમાણે આપણા દેશમાં મહારાષ્ટ્રનો કેટલોક વર્ગ પોતાને વ્યવહારપ્રધાન અને રજપૂતો, ગૂજરાતીઓ અને બંગાળીઓને ભાવનાપ્રધાન માને છે અને તેમના પ્રત્યે અશ્રદ્ધા ધરાવે છે.

ખરું જોતાં, આમ આખી ને આખી પ્રજાને આવાં વિશેષણો આપી દેવાં એ મને બહુ મોટી ભૂલ લાગે છે. દરેક પ્રાન્તમાં અને દરેક પ્રજામાં આદર્શવાદી માણસો પાકે છે અને દરેક પ્રજાનો મોટો ભાગ આદર્શોની બાબતમાં થોડોઘણો મંદ શ્રદ્ધાવાળો જ હોય છે. પણ સાચી વાત એ છે કે ભાવનાના જોશ વિના કોઈ પણ મોટા આદર્શો સિદ્ધ થઈ શકતા નથી એ સમજી રાખવું જોઈએ, અને તેથી જે પ્રજાને મોટા આદર્શો સિદ્ધ કરવાના છે, તે પ્રજામાં ભાવનાઓ ખીલે અને પોષાય તે જ આવકારલાયક માનવું જોઈએ, અને નહિ કે કેવળ ગણતરીબાજપણું. આથી, મહારાષ્ટ્રનો જે વર્ગ એમ માનતો હોય કે તેઓ વધારે વ્યવહારપ્રધાન છે અને ભાવનાપ્રધાન ઓછા છે, તેમણે એ બાબતને સારું ચિહ્ન ન ગણતાં ગંભીરપણે વિચારવાયોગ્ય બાબત લેખવી જોઈએ. નહિ તો દેશના આદર્શોને સિદ્ધ કરવામાં તે વર્ગનો ફાળો ઓછો જ રહેશે અને છેવટે તેમને પાછલું સ્થાન જ લેવું પડશે.

(૨) પણ આ તો સપાટી પરનાં અથવા નિમિત્ત કારણ ગણાય. વધારે ઊંડાં કારણોમાંનું એક, પાશ્ચાત્ય સંસ્કારોવાળામાં 'ઐતિહાસિક પદ્ધતિ'નો દુરુપયોગ અને હિંદુધર્મના સંસ્કારોવાળામાં પ્રારબ્ધ અથવા પૂર્વકર્મવાદનો દુરુપયોગ છે.

**ઐતિહાસિક પદ્ધતિનો દુરુપયોગ**

તેમાં, પહેલાં, 'ઐતિહાસિક પદ્ધતિ'નો વિચાર કરીએ. ઐતિહાસિક પદ્ધતિ એટલે હાલમાં જે કાંઈ વિચાર, રૂઢિ કે માન્યતા પ્રજામાં ચાલતાં હોય તે ભૂતકાળનાં કયા વિચાર વગેરેમાંથી નીકળ્યાં, અને ભવિષ્યકાળમાં તે કેવું સ્વરૂપ લેશે એ શોધવું, એ બધાની સરખામણીઓ કરવી, અને એ સરખામણીઓમાંથી કોઈ જાતનો આગલોપાછલો સંબંધ ગોઠવવો.

આ પદ્ધતિનો દુરુપયોગ આ રીતે થાયઃ દા. ત., અસ્પૃશ્યતાનિવારણનો પ્રશ્ન આપણી આગળ ખડો છે. ડાહ્યાડાહ્યા પુરાતત્ત્વવેત્તાઓ એક સરસ નિબંધ લખી આપણને બતાવે કે અસ્પૃશ્યતાનું બીજ માણસમાત્રના મનમાં વસતા અમુક સંસ્કારમાં છે. એ સંસ્કાર દરેક પ્રજામાં કોઈ ને કોઈ રીતે દેખાય છે જ. પછી પ્રાચીન કાળથી અત્યાર સુધીમાં કયાકયા વેશો લઈ અસ્પૃશ્યતાની ભાવના જગતમાં ફેલાતી આવી, હાલ કયાંકયાં અને કયાકયા વેશોમાં ફાલે છે અને આગળ ઉપર એ કયાકયા વેશો ભજવશે એનો એક સાચો કે ખોટો ઇતિહાસ બતાવે અને પોતાનો નિબંધ પૂરો કરે.

જો આવી શોધખોળ મર્યાદામાં રહે તો ઉપયોગી થાય. પણ ઘણીવાર આ પદ્ધતિના પૂજારીઓ અમુક રૂઢિ કે વિચાર તાત્ત્વિક રીતે ઇષ્ટ છે કે અનિષ્ટ, બળ દેનાર છે કે નિર્બળ કરનાર, તે તપાસવાને બદલે એ રૂઢિ અથવા વિચારનાં માબાપ અને સગાંસંબંધીઓ જોવામાં વધારે મશગૂલ રહે છે. જ્યારે શોધખોળ એવું

વાંઝિયાપણાનું રૂપ લે ત્યારે તાત્કાલિક ખૂંચના કાંટા પ્રત્યે પ્રજાનું દુર્લક્ષ થઈ જાય છે. કારણ કે પ્રશ્ન એ નથી કે આખા જગતમાંથી એકેએક જાતની અસ્પૃશ્યતાનું નિકંદન કરી શકાશે કે નહિ અને બધા જ પ્રકારની અસ્પૃશ્યતા કાઢવાની છે કે કેમ. પ્રશ્ન એ પણ નથી કે આજે જે સ્વરૂપમાં આપણા દેશમાં હરિજનોની અસ્પૃશ્યતા ઊભી છે તેની પાછળ ઐતિહાસિક કારણો છે કે નહિ, અથવા જ્યારે એવી અસ્પૃશ્યતા ઉત્પન્ન થઈ ત્યારે કાંઈ વાજબી કારણો હતાં કે નહિ. પ્રશ્ન તો એ છે કે આજે જે સ્વરૂપમાં હરિજનોની અસ્પૃશ્યતા ઊભી છે તેને માટે આજે વાજબી કારણો છે? આજે એ અસ્પૃશ્યતા ધર્મ્ય અને ઇષ્ટ છે? જો નથી તો તેના નિવારણનો ઇલાજ કરવો એ જ ધ્યેય ગણાય. નહિ તો, જેમ કોઈ વૈદ્ય એકાદ રોગીની ખૂબ ઊલટપાલટ તપાસ કરી એને કહે કે 'ભાઈ, તારો રોગ તારી ગર્ભાવસ્થામાં તારી માતાએ અમુક ઝાડનું બીજ ખાધેલું તેને લીધે થયો છે, અને મરણ સુધીમાં એ અમુક અમુક સ્વરૂપો પકડતો જશે,' અને આટલું કહી રોગીને વિદાય કરી દે તેના જેવી એ શોધખોળ થઈ કહેવાય. એ વૈદ્યની ચિકિત્સાશક્તિ બહુ વખાણવા જેવી ભલે લેખાય, પણ રોગનિવારણની દૃષ્ટિએ એ રોગીને માટે એની વિદ્વત્તા નકામી થયેલી ગણાય.

જેવો પશ્ચિમમાં ઐતિહાસિક પદ્ધતિનો દુરુપયોગ થાય છે, તેવો જ આપણા દેશમાં પ્રારબ્ધ અથવા પૂર્વકર્મવાદનો દુરુપયોગ થાય છે. આપણા દેશમાં બધાં અનિષ્ટો સમજાવી દેવા માટે 'પૂર્વકર્મ' એટલો ઉત્તર બસ થાય છે. અમુક સ્ત્રી બાળવિધવા છે, અમુકને ઉપરાઉપરી સુવાવડો આવે છે, અમુક રોગી છે, દેશમાં પરાધીનતા છે, ગરીબાઈ છે, અસ્પૃશ્યતા છે,

**પૂર્વકર્મવાદનો દુરુપયોગ**

બાળમરણો છે—બધાંને માટે આપણા પંડિતો કે અર્ધપંડિતો કહેશે કે 'જેવાં જેનાં કર્મ', અને એટલું કહી એમનું કર્તવ્ય ખલાસ થયું માનશે.

વાસ્તવિક રીતે, 'પૂર્વકર્મ'નો અર્થ એટલો જ છે કે કોઈ પણ હાલમાં ભોગવાતી સ્થિતિ લાડથી બગડી ગયેલા અને પોતાના તોર પ્રમાણે જ વર્તનાર કોઈ બાળકના જેવા આપખુદી ઈશ્વરના તોરનું પરિણામ નથી, પણ સમાજે જ કરેલા કોઈ પૂર્વદોષોનું પરિણામ છે. આજની સ્થિતિ પાછલા કાળના આચરણનું જ પરિણામ છે.

વળી, 'પૂર્વકર્મ'નો અર્થ આપણે વધારેપડતો સાંકડો કરીએ છીએ. એક તો, "પૂર્વકર્મ' કહેતાં જ આપણું ધ્યાન એકદમ પૂર્વજન્મનાં કર્મ પર ચોંટી જાય છે. બીજું, સામાન્ય વ્યવહારમાં આપણે કહીએ અને માનીએ છીએ કે 'બે હાથ વિના તાળી પડે નહિ.' પણ આ કહેવત બધાંયે પરિણામો વિષે લાગૂ પડે છે એ આપણે ભૂલી જઈએ છીએ. એટલે કે અમુક એક પરિણામ આજે આપણે સહન કરતા હોઈએ તો તેનું કારણ આપણું જ પૂર્વકર્મ નહિ પણ આપણા સિવાય બીજાનુયે પૂર્વકર્મ હોઈ શકે એ આપણે યાદ રાખતા નથી. એકાદ પરિણામ ઉપજાવવામાં કોઈવાર સ્વકર્મનું વિશેષ બળ હોય, કોઈવાર બીજાનું કર્મ બળવાન થાય અને કોઈવાર બન્નેનું સરખું બળ હોય. આપણો દેશ સેંકડો વર્ષોથી બીજી પ્રજાઓને હાથે પીડાતો આવ્યો તેમાં આપણા પૂર્વજોની નૈતિક અધોગતિ કારણભૂત છે, તેમ બીજી પ્રજાઓની મહત્ત્વાકાંક્ષાયે કારણભૂત છે. એકાદ છોકરી બાળવિધવા છે તો તેમાં એ સમજવિના ચોરીમાં જઈને બેઠી એટલું ભલે એનું પોતાનું પૂર્વકર્મ ગણવું હોય તો ગણીએ; બાકી, વિશેષે તો એને એનાં માબાપનાં કર્મનું અને બાળલગ્નની રૂઢિ ઉત્પન્ન કરનાર પાછલા સમાજના કર્મનું પરિણામ ભોગવવું પડે છે. હું આગગાડીમાં બેસું

એ અકસ્માતમાં મને સપડાવવા માટે મારું પૂર્વકર્મ ખરું; પણ એ ગાડીને અકસ્માત થવામાં ગાર્ડ, ડ્રાઈવર, સ્ટેશન-માસ્તર વગેરેનાં કર્મનો જ વધારે બળવાન હાથ ગણાય. જગતમાં કોઈ પણ બનાવ દ્વંદ્વ ઉત્પન્ન થયા વિના, એટલે ઓછામાં ઓછી બે શક્તિઓ—બે કર્મો—ભેગાં થયા વિના થઈ શકતો નથી. વાદળામાં ગમે તેટલી વીજળીની શક્તિ રહી હોય, પણ એ દ્વંદ્વરૂપે મળે તો જ ઝબકી શકે છે. અમુક પરિણામ માટે એમાંથી કોના કર્મને વધારે જવાબદાર ગણવું એ પ્રશ્ન ઊઠતો જ હોય તો એમ કહી શકાય કે એવું પરિણામ ઊપજી શકે એવું કર્મ કરવાનો જેણે સંકલ્પ કર્યો હોય તેના કર્મને જવાબદાર ગણવું જોઈએ. દા. ત., વૈધવ્ય એ લગ્નનું પરિણામ છે; માટે લગ્નની ક્રિયા કરવાનો જેણે સંકલ્પ કર્યો તેનું કર્મ વૈધવ્યનું કારણ છે. એટલે બાળકોનાં લગ્નનો સંકલ્પ કરનાર માબાપ હોવાથી બાળવૈધવ્ય એ માબાપના કર્મનું પરિણામ છે. એ દીકરીના પૂર્વકર્મનું ફળ છે એમ કહેવું એ પૂર્વકર્મવાદનો દુરુપયોગ છે.[1]

૧. આ વિષયની આથી વધારે ચર્ચા કરવી અહીં અસ્થાને થાય. પણ કદાચ કોઈ પૂછશે કે માબાપના કર્મનું પરિણામ દીકરીને કેમ ભોગવવું પડે? એ તો અન્યાય થાય! ન્યાય કહો કે અન્યાય કહો, જગતમાં સ્વકર્મના જ ફળો ભોગવવા પડે છે એવો એકાન્તિક નિયમ નથી. કેટલાંક પરિણામો સ્વસંકલ્પથી ઉત્પન્ન થાય છે, કેટલાંક પરસંકલ્પથી ઊપજે છે, અને કેટલાંક બન્નેના સંકલ્પોનું પરિણામ છે. એનું કારણ પણ દેખીતું છે. વ્યક્તિ સ્વાયત્ત (સ્વાધીન) પણ છે અને, બ્રહ્માંડનો એક ભાગ હોવાથી, બ્રહ્માંડાયત્ત (વિશ્વને અધીન) પણ છે. દુકાળ પડે છે એ દુકાળિયાઓના પોતાના સંકલ્પથી એમ ભાગ્યે કહી શકાય. એ બ્રહ્માંડના સંકલ્પનું, એટલે બ્રહ્માંડની શક્તિઓનું પરિણામ છે. ગીતાનો પણ એ જ અભિપ્રાય છે એમ હું સમજું છું. જુઓ ગીતા, અ૦ ૧૮, શ્લોક ૧૩–૧૫.

ઐતિહાસિક પદ્ધતિ તેમજ પૂર્વકર્મવાદ બન્નેના દુરુપયોગને પરિણામે લોકોમાં નિરુત્સાહ આવે છે. કોઈ સત્યને શોધવું, તેને વળગવું, તથા તેનો અમલ અને પ્રચાર કરવો એ બાબતમાં મોળાશ રહે છે, બળ આવતું નથી. એનું જ નામ શ્રદ્ધા મંદ પડવી.

(૪) સુધરેલા દેશોમાં વર્તમાનપત્રો પણ શ્રદ્ધાનાશનું એક મોટું કારણ બને છે. જે રીતે આજે ઘણાં વર્તમાનપત્રો ચાલે છે તેથી પ્રજાની ઉદાર દિલે અને સ્વતંત્ર રીતે વિચાર કરવાની શક્તિ હણાઈ જાય છે કે નહિ એ એક વિચારવા જેવો પ્રશ્ન છે. કારણ, જ્યાં વર્તમાનપત્રોના રાફડા ફાટે, અને દરેકની ટકી રહેવા માટે તીવ્ર હરીફાઈ ચાલતી હોય, અથવા તો જ્યાં સરકારની અતિશય જોહુકમી ચાલતી હોય ત્યાં તેમણે ટકી રહેવા માટે લોકોને અથવા સરકારને રીઝવતા રહેવું જોઈએ. અને રીઝવવા માટે, લોકોની મૂઢ માન્યતાઓ, રાગદ્વેષો અને ટૂંકી સ્વાર્થવૃત્તિ તરફ અમીદૃષ્ટિ રાખવી, અથવા સરકાર કેટલું કહેવા દેશે તે તરફ દૃષ્ટિ રાખવી, ઊંચા સિદ્ધાન્તો માટે મોળાપણું બતાવવું, અને આદર્શને પૂજનારા માણસને હલકો પાડવો—એ આવશ્યક થાય છે. આનું પરિણામ એ આવે છે કે લોકો પોતાના પૂર્વગ્રહો,[1] ટૂંકી દૃષ્ટિ તથા સાંકડી સ્વાર્થવૃત્તિમાં જ વધારે ને વધારે દૃઢ થતા જાય છે.

**વર્તમાનપત્રોનો સડો**

(૫) હજુ વધારે ઊંડાં કારણોમાં આર્થિક સંપત્તિની અતિશય

૧. કોઈ બાબતમાં દૃઢ કરી રાખેલા ગમા-અણગમા, નિશ્ચય, વિચાર, વગેરે.

વૃદ્ધિને ગણાવી શકાય. સંપત્તિ ખૂબ વધી જવાથી નીતિબળ ઢીલું પડે છે એ તો જગજાહેર છે. ધનની પાછળ એશઆરામ આવ્યા વિના રહેતા નથી. એશ-આરામથી જીવનના ઉચ્ચ આશયો ખવાઈ જાય છે, અને ઉચ્ચ આશય ગયા એટલે એશઆરામને મર્યાદા જ રહેતી નથી. પછી ઊંચા સિદ્ધાન્તોને લાંબાટૂંકા કરવાની વૃત્તિને સદર પરવાનગી મળે છે; કારણ, તે વૃત્તિમાંથી જ સુખાલસ[1] નીપજે છે, અને સુખાલસ એ જીવનનું ધ્યેય મનાય છે.

**અતિસમૃદ્ધિ**

આપણા દેશને આજે સમૃદ્ધ ન કહી શકાય. પણ એક કાળે તે સમૃદ્ધિને શિખરે હતો અને આજેયે શ્રીમંત વ્યક્તિઓ તો હોય જ. અતિસમૃદ્ધિનું પરિણામ સમાજમાં કે કુટુંબમાં ઉપર મુજબ જ આવે છે એનો ભાગ્યે જ કોઈ ઇનકાર કરી શકશે.

**દરિદ્રતા**

(૬) અતિસમૃદ્ધિની જેમ અતિદરિદ્રતા પણ ઉદાત્ત આશયોનો નાશ કરે છે. આપણા દેશમાં એને જ શ્રદ્ધાનાશનું એક ઊંડું કારણ ગણી શકાય.

હજુ થોડાં જ વર્ષો પૂર્વે આપણી પ્રજા ઉચ્ચ સંસ્કારોની સમૃદ્ધિ માટે પંકાયેલી હતી. ધીમેધીમે ક્ષુદ્ર વૃત્તિઓ, નીચ સ્વાર્થ અને અસત્ય આપણી પ્રજાને ઘેરી રહ્યાં છે. અને આનું કારણ કેમ જીવવું, કેમ વર્ષનું સરવાસું મેળવવું એ દિવસેદિવસે કઠણ થતું જાય છે એ જ છે એમ કહેવું પડશે. ખાનદાન માણસ નવી ગરીબાઈથી ખાનદાની નહિ તજે; પણ જ્યારે ગરીબાઈ રોજની જ થઈ બેસે ત્યારે લાંબો વખત ખાનદાની ટકી ન શકે. આ

૧. ખૂબ સુખ અને ખૂબ આરામ.

દિમાં પશ્ચિમથી આવેલી સુખવિલાસનાં સાધનોની ચડાઈ એ તો આપણી પ્રજાની સિદ્ધાન્ત માટેની શિથિલતાનું કારણ સહેજે ખ્યાલમાં આવી શકશે.

એટલે અતિસમૃદ્ધિ અને અતિગરીબાઈ બન્નેનું નૈતિક ભાવના પર સરખું ખરાબ પરિણામ આવે છે.

**ધાર્મિક સંપ્રદાયો**

(૭) શ્રદ્ધાનાશનું હજુ એક ઊંડું કારણ ધર્મને નામે ચાલતાં અનેક સંપ્રદાયો પણ ગણાવી શકાય. આમ કહેવું પહેલી દૃષ્ટિએ વિપરીત લાગશે. કારણ સત્ય માટેની અત્યંત તીવ્ર ધગશમાંથી જ તો ધર્મસંપ્રદાય ઉત્પન્ન થાય છે, અને પોતાના અનુયાયીઓની શ્રદ્ધાને પોષવી એ જ તો સંપ્રદાયોનું મોટું કાર્ય હોય છે એમ લાગશે. છતાં સંપ્રદાયો જ અંધશ્રદ્ધાના પોષનારા બની જાય છે અને અંધશ્રદ્ધા સાચી શ્રદ્ધાનો નાશ કરે છે એમ વિચારી જોતાં માલમ પડશે. ધણીનાર લોકોની વૃત્તિઓ, ઇચ્છાઓ, રૂઢિઓ વગેરે અયોગ્ય હોય, પરંતુ તેમના સુખવિલાસ માટે સગવડભરી હોય તો સંપ્રદાયો તેમને પોષવાથાબડવાનુ કામ કરે છે; એટલે કે અનુયાયીઓને મીઠું લગાડવા માટે અથવા ધાર્મિક જીવનનો માર્ગ સહેલોસટ છે એમ મનાવવા માટે પારમાર્થિક વિષયોમાં વ્યાવહારિક અથવા વાણિયાવૃત્તિને પોષવાનાં તથા તાત્કાલિક લાભને અનુકૂળ થાય એવી રીતે સિદ્ધાન્તને મરોડવાનાં કામ કરવાનાં તેઓ ખાતાં બની રહે છે.

અહીં હું હિંદુ ધર્મસંપ્રદાયોને જ વિષે બોલીશ. પણ વિચારી મુસલમાન તથા ખ્રિસ્તી એ જ રીતે પોતાના ધર્મના સંપ્રદાયોને પણ એ જ ટીકા લાગૂ કરી શકશે.

# વૈદિક હિંદુધર્મ

વૈદિક હિંદુધર્મ

વૈદિક કહેવાતા હિંદુધર્મનું સ્વરૂપ એક બાજૂથી એટલું વ્યાપક છે કે હિંદુપણું એ કોમ અને સંસ્કારિતા છે, ધર્મ નથી, એમ કહી શકાય. કોઈ પણ હિંદુ કોઈ પણ સંપ્રદાયને કે માન્યતાને વળગવા બંધાયેલો છે એમ ન કહી શકાય. મુસલમાનોમાં, ખ્રિસ્તીઓમાં, જૈનોમાં અને બૌદ્ધોમાં અનેક મતપન્થો છે, પણ સર્વનું મહમ્મદ, ઇશુ, મહાવીર કે બુદ્ધ એ એક નામ તળે ઐક્ય થાય છે. વૈદિક હિંદુધર્મમાં કોઈ એક એવું નામ નથી કે જે નામ સર્વ હિંદુઓના પ્રાણને હલમલાવી મૂકે. દરેક હિંદુને પોતાનો ઇષ્ટદેવ જુદો હોઈ શકે, અને ઇષ્ટદેવ જ ન હોય એમ પણ થઈ શકે. શાસ્ત્રપ્રામાણ્ય માટે પણ સર્વે હિંદુઓએ એકમત હોવુંજ જોઈએ એમ નથી. એ રીતે વૈદિક કહેવાતા હિંદુધર્મમાં નથી સર્વમાન્ય દેવ, નથી સર્વમાન્ય શાસ્ત્ર કે નથી સર્વમાન્ય પુરોહિતશાહી.[1] સિદ્ધાન્તદૃષ્ટિએ વૈદિક હિંદુધર્મ એટલે કેવળ સત્યશોધનનો ધર્મ છે એમ કહી શકાય છે. આ દૃષ્ટિએ સત્યોપાસના માટે હિંદુધર્મ જેવી કોઈ ઉદાર સંસ્થા નથી એમ કહી શકાય. આમાં જેમ હિંદુધર્મની મહત્તા રહેલી છે તેમ હિંદુસમાજની છિન્નભિન્ન અવસ્થાનુંયે એ જ કારણ છે. હિંદુ પ્રજાને કોમી જાગૃતિ કદાચ એક કરી શકે

૧. ગાય એ હિંદુમાત્રની સર્વમાન્ય દેવતા જેવી છે અને એના નામ તળે સર્વ હિંદુ એકપ્રાણ થઈ શકે છે એમ કહેવામા આવ્યું છે. પણ અનેક કારણોને લીધે ગાય પણ દેવતાપદેથી ભ્રષ્ટ થતી જાય છે અને થશે એમ મને લાગે છે. બીજા પ્રાણી કરતાં ગાયની વિશેષ ઉપયોગિતા સ્વીકારશે, પણ તેની વિશેષ પૂજ્યતા કાયમ ન રહે એવો સંભવ છે. ગાંધીજીએ હાલમાં જ વર્ણાશ્રમસંસ્થા એ હિંદુધર્મનું ખાસ લક્ષણ છે એમ કહ્યું છે. એ વધારે યોગ્ય વ્યાખ્યા છે એમાં શક નથી. પણ વર્ણાશ્રમનો નિષેધ કરનાર હિંદુ મતો પણ છે જ.

પણ ધાર્મિક કહેવાતી જાગૃતિ એક ન કરી શકે એ અસંભવનીય નથી. કારણ ધાર્મિક જાગૃતિ એટલે અનેક સંપ્રદાયોમાં એકનો ઉમેરો એટલું જ પરિણામે થાય છે. કબીર અને નાનક જેવાના હિંદુ મુસલમાનનો ભેદ કાઢી નાંખી કેવળ ' આત્મોપાસના 'નો ઉપદેશ કરનારાના પ્રયત્નનું પણ સંપ્રદાયો વધારવા ઉપરાંત વિશેષ પરિણામ ન આવ્યું.

હિંદુધર્મની આવી સ્થિતિને પરિણામે હિંદુઓમાં સત્યશોધનની પ્રવૃત્તિનો પ્રવાહ તદ્દન તૂટી ગયો છે એવું નહિ જણાય. છૂટીછવાઈ વ્યક્તિઓ દેશના કોઈ ઊંડા ખૂણામાં સત્યની શોધ માટે અથવા પોતે કલ્પેલાં સત્યની અનન્ય ઉપાસના કરવા માટે સર્વસ્વનો ત્યાગ કરી બેઠેલી દરેક કાળમાં મળી આવશે. એમાંની કોઈક તો મરતાં સુધી અંધારામાં જ રહી હશે; કોઈક એકાદ નાનકડા સમાજમાં જ પરિચિત થઈ હશે; કોઈની પાછળથી કીર્તિ ફેલાઈ હશે. પણ એ બધી છૂટક વ્યક્તિઓ જ. આખા અથવા બહુ મોટા સમાજને કોઈક મહાન ભાવના, કાર્ય કે વ્યક્તિની એવી લેહ લાગી હોય કે આખોયે સમાજ એ માટે સર્વસ્વાર્પણ કરવા કમ્મર કસી તૈયાર થયો હોય એવું હિંદુધર્મમાંયે વારવાર બન્યું છે એમ નહિ જણાય. એટલે કે ' સત્ય સાથે બાંધછોડ કરવાની, ' ' બુદ્ધિની સ્વતંત્રતા સ્વીકારતાં અચકાવાની ' અને ' વજ્રના જેવી કર્મની બેડીમાં જકડાયેલા રહેવાની ' વૃત્તિ આપણી પ્રજામાં સારી પેઠે પોષાયેલી છે.

આપણે સારી પેઠે જાણીએ છીએ કે હિંદુ પ્રજા એવો દાવો નહિ કરી શકે કે એ સત્યને જ સર્વસ્વ માનનારી છે તથા કામથી, ભયથી, લોભથી કે જીવિત માટે પણ તે ધર્મમાંથી કદી ચળે એવી નથી, सर्व सत्ये प्रतिष्ठितम्,[१] કે न जातु कामान्न भयान्न लोभाद्

૧. સર્વનો પાયો સત્યમાં છે.

धर्मं त्यजेज्जीवितस्याऽपि हेतोः[1] કે सत्यमेव जयते नाऽनृतम्—[2] એ ઉદ્‍ગારો આપણા આચારજીવનના નથી, માત્ર સુભાષિતાવલીમાંથી મોઢે કરવાના છે. ત્યારે હિંદુ પ્રજા કે કોઈ પણ પ્રજામાં ઉપર કહી તેવી વણિકવૃત્તિ ધર્મની કઈ ખામીમાંથી ઉદ્‍ભવે છે એ સ્વતંત્રપણે વિચારવું આવશ્યક છે.

દરેક ધર્મમાં તર્કશક્તિની એવી કસરત કરી શકનારા વિદ્વાનો મળી આવે છે કે જે બે વિરોધી પક્ષોનો કાંટો એવી કુશળતાથી પકડી શકે કે મધ્યના ટેકા કે દાંડીની જરૂર ન રહે. દા. ત., તેઓ ગણપતિ એ ૐકારમાંથી ઉપજાવી કાઢેલો આકાર છે, અથવા બ્રહ્મા એ ચાર પ્રકારની વાણી અથવા ચાર ભાવનાઓ માટે યોજેલું સાકાર રૂપક છે એમ કહેતાં છતાં એ સર્વ દેવોના દેવ છે, સર્વના સ્રષ્ટા છે, સર્વ સિદ્ધિઓ આપવાવાળા છે એમ કહી એ આકારોને દંડવત કરે, એની પૂજાઅર્ચા કરે, જાણે ઇતિહાસનાં પાત્રો હોય તેમ એમનાં ચરિત્રો વર્ણવે અને એને રાષ્ટ્રીય દેવો બનાવવા મથે. વળી, તેઓ, એક બાજૂથી, દેવ એક જ છે અને હિંદુધર્મમાં અનેક દેવોની પૂજા છે જ નહિ એમ ભારપૂર્વક પ્રતિપાદન કરે છતાં, બીજી બાજૂથી, જુદાજુદા દિવસોએ જુદાંજુદાં દેવદેવીઓની પૂજા, વ્રતો, જુદાંજુદાં કારણો માટે જુદીજુદી પ્રતિમાઓની 'માનતા,' બાધા વગેરે કરવામાં અડચણ જુએ નહિ. તેમજ, તેઓ કંઠી, તિલક, જનોઈ, શિખા, તુલસી, રુદ્રાક્ષ વગેરેનો આધ્યાત્મિક ઉન્નતિ સાથે સંબંધ નથી એટલું જ નહિ, પણ એનાં બંધનો જ જીવનને રુંધાયેલું રાખે છે એમ માને છતાં એ બધાં ધારણ કરવાં જ જોઈએ એવો પણ આગ્રહ રાખે.

૧. કામ, ભય, લોભ કે જીવિત માટે પણ ધર્મને છોડવો નહિ.
૨. સત્યનો જ જય થાય છે, જૂઠનો નહિ.

વિદ્વાનો, ધર્મોપદેશકો, પુરોહિતો, કથાકારો, વેદાન્તનું નિરૂપણ કરનારાઓ વગેરે સર્વેની ધાર્મિક વિધિઓ અને માન્યતાઓની બાબતમાં આવી દહીં અને દૂધ બન્નેમાં પગ રાખવાની વૃત્તિ સામાન્ય પ્રજાને કોઈ પણ વિષયનો વિચાર કરી તપાસી જોવા માટે નાલાયક, અપ્રગતિ અને અબુદ્ધિમાં જ સમાધાન અને સલામતી સમજનારી કરી મૂકવામાં કારણભૂત થાય છે. કવિવર રવીન્દ્રનાથ ઠાકુરે પોતાના 'અચલાયતન' નાટકમાં આપણી જનતાની મનોદશાનું આ પ્રમાણે સુંદર વર્ણન કર્યું છેઃ

"બારીબારણાં સજ્જડ બંધ કરીને અચલાયતનમાં અમે રહીએ છીએ તે બહુ મજામાં છીએ; ત્યાં અમારે કોઈ હિસાબ ચૂકવવાપણું રહ્યું નથી, તેથી ત્યાંના લોકો નિશ્ચિંત છે.

"જે પક્ષી પાંજરામાં જન્મે છે તેને આકાશનો જ સૌથી વધારે ડર હોય છે. લોખંડના સળિયાની અંદર તેને દુઃખ થાય છે ખરું, પણ બારણું ઉઘાડીએ તો બિચારાની છાતી બીકથી ધડધડ થવા લાગે છે. એને થાય છે કે પાંજરા બહાર નીકળીશ તો જિવાશે કેમ? નિર્લેપતામાં ઝંપલાવતાં મને હજુ ક્યાં આવડે છે? પાંજરામાં પુરાઈ રહેવું એ જ મને લાંબી ટેવથી સદી ગયું છે."

આપણા વિદ્વાનોનો જાણે નીચે મુજબનો પૂર્વસંકેત જ થયો હોય અને જાણે વંશપરંપરાગત ઊતરતા સંસ્કારોમાં જ એ બુદ્ધિ પ્રાપ્ત થતી હોય એમ ઘડીભર લાગી આવે છેઃ

"વિચારસ્વાતંત્ર્યનો ઓઘ પહેલાં બંધ કરવો જોઈએ. નીચ માનેલી જાતિઓમાં વિચારસ્વાતંત્ર્ય પસરે નહિ એનો પહેલો બંદોબસ્ત કરવો જોઈએ...બાલપણથી જ લોકોનાં

મનને જુદી જાતનું વલણ લગાડી દઈએ કે થયું...જેના યોગથી જોનારને સ્વતંત્ર વિચાર ઉત્પન્ન થાય એવું કાંઈ જ રાખવું નહિ...માણસની પાછળ નિત્યનૈમિત્તિક કર્મો એવાં સખત રીતે લાગૂ કરી દેવાં કે કોઈથી પણ એક પગલુંયે સ્વતંત્રતાના માર્ગમાં નાંખી શકાય નહિ." ('વાલ્મીકિનો જય', પા. ૨૫-૨૬)

(૮) અસ્પષ્ટ વિચારસરણી, જડબુદ્ધિ તથા તર્કજાળ ઉત્પન્ન થવાનું અને પરિણામે સત્યના દ્રોહનું અને પરિણામે શ્રદ્ધાનાશનું કારણ ઘણીવાર શબ્દોનો દુરુપયોગ અથવા અચોક્કસ ઉપયોગ બને છે. એકાદ શબ્દને સામાન્ય જનસમાજે જે અર્થમાં સ્વીકાર્યો હોય તેના કરતાં વધારે વિશાળ અથવા સંકુચિત અર્થમાં તેને ઘણીવાર વક્તાઓ અથવા લેખકો વાપરે છે અને તેમાં નવાનવા અર્થો દાખલ કરતા જાય છે. ઇંદ્રધનુષ્યના રંગોની માફક એ બધા ભાવોની વચ્ચે કોઈ ઠેકાણે ચોક્કસ સીમા પાડવી મુશ્કેલ પડે એવો એમનો પરસ્પર અસ્પષ્ટ ભેદ હોય છે; થોડા અંતર બાદ એ ભેદ તરત જ પકડાય પણ ભેદની લીટી ક્યાંય જણાય નહિ.

**શબ્દોનો ખોટો ઉપયોગ**

દા. ત., 'ધર્મ' શબ્દ લઈએ. રોજ નહાવુંધોવું અને સૂર્યને કે મૂર્તિને 'ચાર છાંટા' નાંખી નમસ્કાર કરવો; અમુક પદ્ધતિથી એક કે અનેકવાર પ્રાર્થના કરવી; રોજ કે અઠવાડિયામાં એકવાર કે વારતહેવારે અમુક દેવાલયને આદર બતાવી આવવો; જીવનના જન્મ, મરણ, લગ્ન વગેરે બનાવો અમુક વિધિથી ઊકેલવા; નીતિના તથા બાહ્ય સ્વચ્છતાના અમુક નિયમો પાળી જીવનવ્યવહાર ચલાવવો;

**'ધર્મ' શબ્દ**

માનવસમાજ તથા પ્રાણીઓને ઉપયોગી અમુક પ્રવૃત્તિઓ ઓછીવત્તી પરોપકારબુદ્ધિથી ચલાવવી; અન્યના હિત માટે ઓછોવત્તો સ્વાર્થ-ત્યાગ કરવો; કોઈ જાતની વિદ્યા કે શક્તિ ખેડવા જીવનને ખર્ચવું; કોઈ મહત્ત્વના સદ્‌ગુણની પરાકાષ્ઠાએ પહોંચવા આખું જીવન મથવું; કોઈ મહત્ત્વના નૈતિક સિદ્ધાંતને જીવનનું સર્વસ્વ બનાવવું; તત્ત્વચિંતન માટે જીવનને 'નિવૃત્તિ' માર્ગમાં વાળવું: વગેરે વગેરે અનેક પ્રકારનાં કર્મો, વ્યવસાયો, આશયો, ભાવો વગેરે માટે 'ધર્મ' એટલો એક જ શબ્દ વપરાય છે. આ બધા ભાવોની વચ્ચે મૂકી શકાય એવા બીજા પણ ભાવો ગણાવી શકાય. જુદાજુદા માણસોએ આ પૈકી જુદાજુદા ભાવો આગળ પોતાના 'ધર્મ'ના મર્યાદા આંકેલી જણાશે. દા. ત., મુનિ જિનવિજયજીને એકવાર એક બ્રાહ્મણે કહ્યું હતું: "મેં ચોરી કરી હશે, જૂઠું કહ્યું હશે, વ્યભિચાર કર્યો હશે, પણ કોઈ દિવસ મારો 'ધર્મ' નથી ડુબાડ્યો!"—એટલે કે કોઈ હલકી વર્ણના મનુષ્યનું અન્નજળ નથી લીધું. જીવનનાં જે કર્મ માટે એના મનમાં પવિત્રપણાની—ધર્મની—ભાવના છે, તે મુખ વાટે ગળવાના પદાર્થોનું. તે કર્મ એણે બગડવા ન દીધું. જીવનના બીજા વ્યવહારો પવિત્ર છે અથવા પવિત્ર ભાવથી જ કરવા જોઈએ એમ એને ન લાગ્યું, એટલે એ કર્મોમાં એ ચિત્તની વાસનાઓને વશ થઈ વર્તવામાં દોષ સમજતો નહોતો. આ દૃષ્ટિએ धर्म एटले मनस्वीपणाने वश थईने नहि, पण पवित्रता के पूज्यतानी भावनाथी अमुक प्रकारना अंकुशोने वश रही करवानु कर्म—એવી એની એક વ્યાખ્યા થઈ શકે. જે કર્મ માટે જે માણસને જેટલી પવિત્રતાની બુદ્ધિ હોય તે કર્મમાં તે તેટલું 'ધર્મ' જેવી કોઈ વસ્તુનું નિયમન સ્વીકારે. जेने जीवननु एकेएक कार्य पवित्र बुद्धिथी ज करवा जेवुं लागतु होय ते परम धार्मिक-

ત્યારે ઉપર કહ્યું તેમ જુદાજુદા માણસો જુદાજુદા ભાવો

આગળ પોતાના 'ધર્મ'ની મર્યાદા આંકે છે. એ મર્યાદા બહાર પણ 'ધર્મ' વધી શકે છે એમ તેઓ કોઈવાર સમજી શકે છે, અને કોઈવાર નથીયે સમજી શકતા. સમજી શકે છે તોયે એ વધેલી મર્યાદાનું તેમને ફરીફરી વિસ્મરણ થાય છે અને સામાન્યપણે તો દૃષ્ટિ કોઈ નીચલી મર્યાદા પર જ રહે છે. કોઈ વિચારક અથવા ઉપદેશક એ મર્યાદાને વધારી 'ધર્મ'ની વાતો કરે તોયે સાંભળનાર એને પોતાની મર્યાદાના અર્થમાં જ સમજી લેતા જોવામાં આવે છે.

**'અહિંસા' શબ્દ**

વિષયાંતર જેવું લાગવાનો સંભવ છે છતાં આ વિષય મહત્ત્વનો હોવાથી વળી એક ઉદાહરણ લઈ આ સ્પષ્ટ કરું છું. ગાંધીજીએ 'અહિંસા' ધર્મ અને શબ્દને રાજકારણમાં દાખલ કર્યો છે અને મહાસભાએ નીતિ તરીકે એ સ્વીકાર્યો છે. હવે સામાન્ય લોકો 'અહિંસા'નો અર્થ કોઈનો પ્રાણ ન લેવો એટલો જ કરતા. મહાસભાની નીતિમાં એનો થોડો વિકાસ થયો છે તે એ કે કોઈને શારીરિક ઇજા પણ ન કરવી, એટલું જ નહિ પણ કોઈની મિલકતની પણ લૂંટ કે નાશ કરવાં નહિ. છતાં ગાંધીજી જ્યારે અહિંસાની વાત કરે છે ત્યારે હમેશાં આથી વધારે અર્થમાં જ તે વાપરે છે અને સમજે છે. ગાંધીજીની અહિંસા એ સિક્કાની એક બાજૂ છે, જેની બીજી બાજૂ 'સત્ય' છે; અને એમની અહિંસા ઇજા ન કરવાનો માત્ર આત્મસંયમ નથી, પણ પ્રેમ કરવાનો આદેશ છે કેટલાકને ગાંધીજીની આવી ભાષા સમજાતી જ નથી, કેટલાકને સમજાય તોયે એ પર દૃષ્ટિ ટકી શકતી નથી અને ગળે પણ ઊતરતી નથી. તેથી ઘણા મહાસભાવાદીઓ એમ કહે છે કે મહાસભાએ અહિંસાની નીતિ માન્ય રાખી છે, સત્યાચરણની નહિ, તેથી લડત દરમ્યાન છૂપી ચળવળ કરવી વગેરે માર્ગો લેવામાં મહાસભાના ધોરણનો ભંગ થયેલો

મનાતો નથી. ગાંધીજી કહે છે કે સત્યનો ભંગ અને અહિંસાનું પાલન એ બે સાથે થઈ શકે એવી વસ્તુ જ નથી. મહાસભાવાદીઓ કહે છે કે બે વચ્ચે સંબંધ જ નથી. ખરી વાત એ છે કે બન્ને એક જ શબ્દને જુદાજુદા અર્થમાં વાપરે છે. આમ શબ્દના દુરુપયોગ અથવા અચોક્કસ ઉપયોગથી કેવી રીતે અસ્પષ્ટ વિચારસરણી, જડ બુદ્ધિ તથા તર્કજાળ ઉત્પન્ન થાય છે, અને તેને પરિણામે સત્યનો દ્રોહ થાય છે અને સ્વીકારેલા સિદ્ધાંત પરથીયે શ્રદ્ધા ઊઠી જાય છે, તેનું આ એક ઉત્કૃષ્ટ ઉદાહરણ છે.

**અતિવ્યાપક સૂત્રો**

(૯) શબ્દોના દુરુપયોગની જેમ જ અતિવ્યાપક સૂત્રો પણ ઘણીવાર સદોષ વિચારસરણી અને પરિણામે સત્યનો દ્રોહ કરાવે છે. શાસ્ત્રીય ગ્રંથોમાં એકાદ નિયમનું યોગ્ય કરતાં વધારે વ્યાપક ભાષામાં પ્રતિપાદન કરવામાં આવે છે. પછી એ વ્યાપકતા ઓછી ન કરવી એવો એક આગ્રહ બંધાય છે. પણ જીવનવ્યવહારમાં એટલી વ્યાપકતા ચાલી શકતી નથી એવો અનુભવ થાય છે. એ સ્થિતિમાં એ નિયમમાં વાપરેલા શબ્દોના અર્થમાં જુદા કે નવા ભાવો દાખલ કરી મૂળ નિયમમાંથી જ વ્યવહારને અનુકૂળ અર્થ કાઢવા પ્રયત્ન થાય છે.

**અહિંસાધર્મ**

આનું પણ એક સરસ ઉદાહરણ કૂતરાંવાછડા પરથી ઊપજેલી હિંસાઅહિંસાની ચર્ચામાં મળે છે. 'અહિંસા એક મહત્ત્વનો ધર્મ છે,' અથવા 'ધર્મનો વિકાસ સદૈવ વધારે ને વધારે અહિંસા પ્રત્યે જવામાં છે,' કે 'ઓછામાં ઓછી હિંસા કરવામાં છે' એવું કાંઈક કહેવાને બદલે 'અહિંસા પરમ ધર્મ છે' એવું

વ્યાપક સૂત્ર શાસ્ત્રકારે બનાવ્યું છે, અને એ વ્યાપકતા ઓછી ન થવા દેવી એવો આગ્રહ બંધાયો છે. હવે 'અહિંસા'નો સાદો અર્થ થાય 'પ્રાણઘાત ન કરવો.' પણ એ અર્થમાં સૂત્રને અક્ષરશઃ સ્વીકારી જીવનવ્યવહાર ચાલી નથી શકતો એ આપણે વારંવાર અનુભવીએ છીએ. એટલે ધર્મોપદેશક એ શબ્દના અર્થમાં બીજાં તત્ત્વો દાખલ કરવા પ્રયત્ન કરે છે. દા. ત., કૂતરાં વિષેની ચર્ચામાં ગાંધીજીએ 'હિંસા'નો અર્થ કેવળ 'મારવું' એટલો જ નહિ, પણ 'ક્રોધ અથવા સ્વાર્થને વશ થઈને, અથવા તો સામેની વ્યક્તિનું અનિષ્ટ કરવાના ઇરાદાથી તેને દુઃખ દેવું અથવા તેના દેહનો નાશ કરવો' એ પ્રમાણે કરી, 'અને તેમ ન કરવું તે અહિંસા' એવું કહ્યું છે. પછી જે પ્રસંગોમાં પ્રાણઘાત કરવો અનિવાર્ય અથવા કર્તવ્યરૂપ પણ લાગતો હોય તે પ્રસંગો પણ ગણાવી તે પ્રાણઘાત અહિંસાત્મક જ છે એમ કહેવામાં આવે છે. આ જ દલીલથી યુદ્ધ, યજ્ઞ વગેરેમાં થતી હિંસા અહિંસા જ એમ કહેનારાં શાસ્ત્રવચનો નીકળી આવે છે. પણ જો આપણે 'अहिंसा परमो धर्मः' એવું સૂત્ર કહેવાને બદલે 'અહિંસા એક મહત્ત્વનો ધર્મ છે,' અને 'કેટલાક પ્રસંગોમાં હિંસા પણ ધર્મ અથવા આપદ્-ધર્મ થઈ શકે છે' એમ કહ્યું હોય, અથવા 'હિંસામાંથી અહિંસા-ધર્મ પ્રત્યે પ્રયાણ એ ધર્મનું સ્વરૂપ છે અને એના મૂળમાં સર્વાત્મભાવનું દર્શન હોવાથી આત્મભાવથી પ્રેરાયેલો જીવનાશ હિંસા છતાં ધર્મરૂપ થઈ શકે છે' એમ કહ્યું હોય, અને પછી કયા પ્રસંગોમાં કરેલી હિંસા ક્ષમ્ય કે ધર્મ્ય ગણી શકાય તેનું વિવેચન કર્યું હોય તો આવી દ્રાવિડી પ્રાણાયામ જેવી દલીલનું પ્રયોજન ન રહે. મિલના શબ્દોમાં બોલીએ તો એકાદ સર્વવ્યાપક સૂત્રમાં જે થોડીઘણી ભૂલ રહી હોય તે ભૂલના 'ઉતાર તરીકે જે વ્યવસ્થા કરવી હોય તે મૂળ સિદ્ધાન્તથી કોઈ જુદા સિદ્ધાન્તને અનુસરીને

કરવી જોઈએ. કારણ, મૂળ સિદ્ધાન્તમાંથી તો તે ભૂલ ઉદ્ભવી છે, અને (તેથી) એ વખતે જે વહેવારુ માર્ગ લેવામાં આવે તે ...મૂળ સિદ્ધાન્તમાંથી જ તારવેલો છે એમ કહેવાને બદલે એમાંથી તે નથી એમ કહેવું વધારે સયુક્તિક (= યોગ્ય દલીલભર્યું) ગણાય.'

§ સત્યના દ્રોહ કરતાં કોઈ મોટો ગેરલાભ હોઈ શકે નહિ એવી આપણને શ્રદ્ધા બેસતી નથી. એ શ્રદ્ધાને લીધે કેટલાક સામાજિક લાભો મેળવવાની આશાથી સત્યને મરોડવા માણસ લલચાય છે. અને એ રીતે સત્યને મરોડતાં શીખેલી પ્રજામાં ઉત્તરોત્તર શ્રદ્ધાનાશ થતો જાય એમાં નવાઈ નથી.

**શ્રદ્ધાનાશનાં પરિણામ**

આમ સત્યને તેના પદથી ભ્રષ્ટ કરી તેને સ્થાને તાત્કાલિક સામાજિક લાભને બેસાડવાનાં ભયંકર પરિણામો આવે છેઃ જેવાં કે, પ્રજાજીવનની સ્પષ્ટ અચૂક અધોગતિ થાય છે; લોકમત મોળો પડી જાય છે; ઉદાર, દૂર સુધી પહોંચનારા પારમાર્થિક ઉદ્દેશોને ઠેકાણે આર્થિક, તાત્કાલિક અને સ્વાર્થી ઉદ્દેશોને મહત્ત્વ મળતું જાય છે; બુદ્ધિની સ્થિરનિશ્ચયતા ઘટતી જાય છે; સારાસાર વિવેકનો લખલખતો પ્રકાશ ઝાંખો પડતો જાય છે; મક્કમ સ્વાભિમાન નાશ પામતું જાય છે; સનાતન સિદ્ધાન્તોમાં લોકોની શ્રદ્ધા ઘટતી જાય છે, અથવા—કમમાં કમ એટલું તો ખરું જ કે—બે પરસ્પરવિરોધી માન્યતાઓ એકીવખતે સ્વીકારવાની હીનવૃત્તિ વધારેવધારે સામાન્ય થતી જાય છે. ધર્મ, નીતિ અને રાજ્યના વિષયોમાં આપણે જેને અસત્ય માનતા હોઈએ તેવા મતનો સ્પષ્ટ સ્વીકાર ન કરીએ તોયે આપણા ખરા મતને દબાવી રાખીએ તે ભાગ્યે જ દોષરૂપ ગણાય છે. એટલું જ નહિ, પણ ઘણીવાર તે વર્તન ગુણમાં અને ભારે ડહાપણમાં ખપી જાય છે.

આ સ્થિતિમાં સત્યની પવિત્રતાનું પુનઃ એકવાર પ્રતિપાદન કરવાથી રાષ્ટ્રીય અધોગતિનાં આ કારણોમાંથી કોઈ કારણનું નિવારણ થાય એ આશાથી પુસ્તકનો બાકીનો ભાગ યોજ્યો છે. પણ તે પહેલાં મોર્લીએ આપેલી એક મહત્ત્વની ચેતવણી ઉતારવી આવશ્યક ગણું છું:

આપણે જે સ્મરણમાં રાખવાનું છે તે એ કે જે જૂનાની જાળમાંથી નીકળવાને તૈયાર ન હોય તેવાના આત્મામાં નવા સિદ્ધાન્તનો ઉદય થનાર નથી. ટૂંકી વણિક્‌વૃત્તિ અને ક્ષુદ્ર સ્વાર્થને પહેલી તિલાંજલિ આપવી પડશે; ખરા પરમાર્થ યા શ્રેયને માટે આપણી દૃષ્ટિ લાંબી ને ઊંડી થવી જોઈશે; સનાતન સત્યોને ખોળી બીજું બધું છોડી તેને જ અનુસરવાનો દૃઢ નિશ્ચય આપણી રગેરગમાં વ્યાપી જવો જોઈશે.

## નોંધ

### 'ધર્મ' અને અનુગમ

'જીવનશોધન'માં મેં ધર્મ અને અનુગમ વચ્ચે ભેદ પાડ્યો છે. અહીં રૂઢ થયેલો ધર્મ શબ્દ જ બેઉ માટે વાપર્યો છે તેથી ગોટાળો થવાનો સંભવ છે માટે આ નોંધ ઉમેરવી ઉચિત સમજું છું. પવિત્ર વૃત્તિથી કરવાનું કર્મ તે ધર્મ એ વિશાળપણે ધર્મનો અર્થ થયો. પણ મુસલમાન, ખ્રિસ્તી વગેરે જે ધર્મો કહેવાય છે અને જેને ઇંગ્રેજીમાં 'રિલિજ્યન' કહે છે તે 'ધર્મ' જુદા સ્વરૂપનો હોય છે. એને માટે 'અનુગમ' શબ્દ મેં 'જીવનશોધન'માં વાપર્યો છે. અનુગમમાંથી વિવિધ સંપ્રદાયો નીકળે છે. અનુગમો અને (વિશાળ અર્થમાં) 'ધર્મ'નો સંબંધ સમજવા જેવો છે; કારણ, એક બાજુથી

અનુગમો અને સંપ્રદાયો શ્રદ્ધાનાશનું કારણ બને છે, તો બીજી બાજૂથી એમનો ઉદ્ભવ અસત્ય સામેના બંડમાંથી જ થાય છે એમ દેખાઈ આવશે. તે આ રીતેઃ

મૂળમાં (પા. ૨૫ મે) કહ્યા પ્રમાણે એક 'ધર્મ' શબ્દથી જ દર્શાવાતી પણ વસ્તુતઃ વિકાસક્રમની જુદીજુદી પગથીએ મનુષ્યોનાં જુદાંજુદાં ટોળાં ઊભેલાં હોય છે. દરેક ટોળાને પોતપોતાના નાયક—ગુરુ—આચાર્ય, પોતાની કે પોતાથી થોડી ઉપરની પગથીએ મળી રહે છે. એ ગુરુ રાજનિયુક્ત હોય કે કુલપરંપરાગત હોય એ ટોળું એને મોટે ભાગે સ્વેચ્છાથી જ અનુસરે છે, કારણ કે એમની શક્તિ કરતાં એ એમને બહુ આઘે જવા નથી કહેતો. સામાન્ય રીતે પ્રજાના મોટા ભાગને માટે 'ધર્મનું' સ્વરૂપ આટલું જ હોય છે. આ જ એમનો અનુગમ. ઇબ્સન કવિનો ધર્માચાર્ય કહે છે તેમ સામાન્ય લોકોની દૃષ્ટિમાં

"— Life and Faith hold such dissent,
They only thrive when kept apart."
(Brand)

—(જીવન અને ધર્મ વચ્ચે એવો વિરોધ છે કે બન્નેને એકબીજાથી જુદાં રાખીએ તો જ બન્ને પોષાય.) જીવનના સ્વાભાવિક અને તેમને લાગતા મહત્ત્વના પ્રદેશોમાં—એટલે અર્થ અને કામના પ્રદેશોમાં—તેમને ધર્મનું લફરું પાલવતું નથી. જો ધર્મ એ પ્રદેશમાં દખલ કરે તો તે અર્થ અને કામને મેળવવાની વધારે અનુકૂળતા કરી આપે તો ભલે. આ સિવાય 'ધર્મ' જો કાંઈ કરાવવા માગતો હોય તો તેણે જીવનનો જેની સાથે સ્વાભાવિક સંબંધ ન હોય એવાં કોઈ કૃત્રિમ કર્મો જ સૂચવવાં જોઈએ; જેમકે, તિલક, માળા, જનોઈ કે ક્રોસ ધારવાં, દાઢી વધારવી કે ચોટલી રાખવી, અમુક

દિશાએ મોઢું રાખવું, અમુક જગ્યાએ પાઈપૈસો મૂકવો, અમુક તીર્થાટન, વ્રત કરવાં, વગેરે.

જીવનના નિત્યવ્યવહાર ચલાવવા જે સમય જોઈએ તે પર બહુ આક્રમણ ન કરે તો આવાં 'ધર્મકર્મો' આદરથી અને ખુશીથી સ્વીકારવા લોકો તૈયાર હોય છે. પ્રજાને એવો ધર્મ નથી ગમતો કે જે એમ કહે કે 'તમારું સર્વ જીવન તમે શુદ્ધ કરો તો જ તમારો ઉદ્ધાર થશે', પણ એવું કહેનારો ધર્મ ગમે છે કે જે એમ સમજાવે કે 'જીવનને શુદ્ધ કરવાની કોની શક્તિ છે? તમે આ વિધિઓનું પાલન કરો તથા દેવ, આચાર્ય અને સંતોની સેવા કરો, અને પ્રભુ પોતાની કૃપાથી તમને તારશે એવો વિશ્વાસ રાખો.' આથી ધર્માચાર્યો વારંવાર આવો જ ધર્મ અથવા અનુગમ બતાવે છે.

પણ દરેક અનુગમના આવા પોલાણ સામે બંડ કરનાર વ્યક્તિઓ અવારનવાર નીકળી આવ્યા વિના રહેતી નથી. બંડ કર્યા પહેલાં કેટલાક માનસિક ક્લેશ ભોગવ્યા વિના એમને ચાલતું નથી. તેમાંથી કેટલીક વ્યક્તિઓ એ ઝગડો સહન કરી શકતી નથી અને બંડવૃત્તિને દાબી દે છે અથવા ઝગડો પૂરો થાય તે પહેલાં તેમનું જીવન ખતમ થાય છે. કેટલાકને પોતાના મનનો ઝગડો પૂરો થવા આવે છે ત્યાં એના અનુગમના ગુરુઓ અને આગેવાનો સામ, દાન, દંડ વગેરે ઉપાયોથી એને છૂટો પડતો અટકાવવા પ્રયત્ન કરે છે. એ બાહ્ય ઝગડો સહન ન થવાથી વળી કેટલીક વ્યક્તિઓ બંડવૃત્તિને શમાવી દે છે. માત્ર થોડી જ વ્યક્તિઓ પૂરી બંડખોર થઈ-કાં તો મરી છૂટે છે અથવા યશસ્વીપણે છૂટી પડે છે. આવી બંડખોર વ્યક્તિઓમાં જે સૌથી વધારે પ્રભાવશાળી હોય તે થોડા અનુયાયીઓ પણ મેળવે છે. પોતે જે અનુગમમાં ઊછર્યા તેમાંથી

છૂટવા માટે જે મનોવ્યથા કે ત્રાસ તે બંડખોરોએ અનુભવ્યાં હોય તેના સ્મરણથી તેમની શરૂઆતની વૃત્તિ અને ભાષા સર્વ અનુગમો, સંપ્રદાયો, ગુરુશાહીઓ પ્રત્યે અત્યંત વિરોધની અને કોઈ સિદ્ધાંતની જ ઉપાસના પર ભાર મૂકનારી હોય છે. પણ પરિણામે તો ઘણુંખરું એટલું જ બને છે કે પોતાના જૂના અનુગમ અથવા સંપ્રદાય અને તેને જ મળતા બીજા સંપ્રદાયો સામે જ તેમનો વિરોધ રહે છે; એટલું જ નહિ પણ પોતે જ એક નવીન સંપ્રદાયના પ્રવર્તક બની પડે છે, અને તે સંપ્રદાય અને પોતે છોડેલા સંપ્રદાય વચ્ચે સોમાંથી બેત્રણ બાબતો વિષે જ જુદાપણું હોય છે.[1] શરૂઆતના કાળમાં આ નવા સંપ્રદાયમાં જરૂર વિશેષ સાત્ત્વિકતા અને બલિદાનનું તેજ હોય છે, કેટલાંક ક્ષેત્રોમાં નવીનતા અને સુધારણાયે હોય છે, નવીન સત્ય ન હોય તોયે જૂના સત્યનું કોઈક નવી રીતે દર્શન અને પ્રતિપાદન હોય છે, અને તે બધાં કારણોને લીધે એમાં તે યુગપૂરતી કાંઈક વિશિષ્ટતા હોય છે. પણ થોડો કાળ જતાં એ

૧ જાતે નવીન સંપ્રદાયમાં દાખલ થતાં છતાં પોતે તો હવે સર્વ સંપ્રદાયો પરથી પર થયા છે એવી માન્યતા કેવી બંધાઈ જાય છે તે નીચેના કેટલાક કવિઓના ઉદ્‌ગારો પરથી સમજાશે. એ ઉદ્‌ગારો મેં અહીં સ્વામીનારાયણ સંપ્રદાયમાંથી ટાંક્યા છે, પણ એવા જ ઉદ્‌ગારો કબીર, ધીરો, ભોજો, નિરાંત વગેરેમાંથી તથા વૈષ્ણવ કવિઓમાંથીયે મળી શકે:

(૧) મત પંથ તો મેં સર્વે જોયા, સત્સંગ વિના ફરી વગોયા;
હું હું કરતાં ન મળ્યા હરિ, જઈ ભોગવી ચોર્યાશી ફરી.
એવા મત તો જગમાં બહુ, સમજણ વિના ભૂલ્યા સહુ;
સમજણ છે સદ્‌ગુરુની પાસ, સંત મળે તો થાય પ્રકાશ.

(૨) જંત્ર નથી, કશો જાદુ નથી ભાઈ, નથી મત કે પંથ;
જાણી જોઈને દયા કરી છે, ઓધારવાને જંત.

બીજા સંપ્રદાયોનો સગોત્રી અને ગોતાના મૂળ અનુગમનો અંશ માત્ર થઈ રહે છે.

આમ થાય એમાં નવાઈ નથી. ધર્મની ગાદીએ બેસવાથી કાંઈ વિશેષતા આવી શકતી નથી. એ ગાદી પર બેસનારમાં કોઈક પ્રકારની ધાર્મિક પ્રવચનો કરવાની વિદ્વત્તા અને કળા છે એટલો જ એનો અર્થ બહુ તો થાય. પણ જો એ સામાન્ય કોટિનો જ માણસ હોય તો સામાન્ય માણસનાં જ માન્યતાઓ, રૂઢિઓ અને રાગદ્વેષોને પોષનારો હોવાનો.

## પ્રકરણ ૨ જું

### અસત્ય અથવા ભ્રમની હિતકરતાનો વિચાર

૬ 'સત્યનિશ્ચય કરવો, સત્યવાણી વદવી અને સત્યઆચરણ કરવું' એ સદાચારી મનુષ્યનો પ્રથમ ધર્મ છે એમ સાધારણપણે તો સૌ કોઈ સ્વીકારે છે, પણ એ ધર્મને કોઈ અપવાદ છે કે નહિ એ પ્રશ્ન તપાસવા જેવો છે.

**સત્ય વિ. ભૂતહિત**

૭ તેમાં ગયા પ્રકરણમાં ઊભો થયેલો કોઈ વિશાળ સત્યની સિદ્ધિને માટે કોઈ બીજી જાતની અસત્ય વાણી બોલવાનો પ્રસંગ આવે તો તેમ કરી શકાય કે નહિ એનો પહેલો વિચાર કરીએ.

લોકમાન્યના શબ્દોમાં જ આ વિષય પરની દલીલ રજૂ કરવી ઠીક પડશેઃ

"ધારો કે કેટલાક માણસો લૂંટારાના હાથમાંથી છટકી તમારા દેખતાં ઘીચ જંગલમાં પેસી જાય છે, અને પાછળથી હાથમાં તરવાર લઈને લૂંટારા આવે છે અને એ માણસો

ક્યાં ગયા એમ તમને પૂછે છે. તો તમે શો ઉત્તર આપશો? સત્ય કહેશો કે ગરીબ નિરપરાધી માણસોનો જીવ બચાવશો? કારણ, નિરપરાધી પ્રાણીની હિંસા અટકાવવી એ શાસ્ત્ર પ્રમાણે સત્યના જેટલો જ મહત્ત્વનો ધર્મ છે. મનુ કહે છે,

લો૦ ટિળકનો અભિપ્રાય

नाऽपृष्ट कस्यचिद्ब्रूयान्न चाऽन्यायेन पृच्छतः। (મનુ ૨–૧૧૦; મ. ભા. શાંતિ૦ ૨૮૭–૩૪) પૂછ્યા વિના કોઈને કહેવું નહિ, અને અન્યાયથી પૂછનારને પૂછે તોયે કહેવું નહિ. ખબર હોય તોયે ગાંડાની જેમ હં–હં કરી વખત સંભાળી લેવો: जानन्नपि मेधावी जडवल्लोकमाचरेत् ઠીક છે; પણ હં–હં કરવું એ આડકતરી રીતે ખોટું બોલ્યા નહિ કે? न व्याजेन चरेद्धर्मम्—ધર્મ સાથે છેતરપિંડી કરી મનને મનાવી લેશો નહિ; ધર્મ છેતરાતો નથી, તમે જ છેતરાશો. (મ. ભા., આ. ૨૧૫–૩૪.) પણ હ–હં કરાનેયે વખત સંભાળી લેવાય એમ ન હોય તો? ચોર હાથમાં તરવાર લઈને છાતી પર બેસીને દ્રવ્ય ક્યાં છે એમ પૂછે છે. અને ઉત્તર ન આપે તો પ્રાણ જાય છે, એવી વેળાએ શું કહેવું? સકલ ધર્મનું રહસ્ય જાણનારા ભગવાન શ્રીકૃષ્ણ ઉપરના લૂંટારાઓનો દાખલો આપી કર્ણપર્વમાં અર્જુનને (કર્ણ૦ ૬૯–૬૧), અને આગળ શાંતિપર્વના સત્યાનૃતાધ્યાયમાં (શાંતિ૦ ૧૦૯–૧૫, ૧૬) ભીષ્મ યુધિષ્ઠિરને કહે છે કે:

अकूजनेन चेन्मोक्षो नाऽवकूजेत्कथंचन ।
अवश्यं कूजितव्ये वा शंकेरन्वाप्यकूजनात् ।
श्रेयस्तत्रानृतं वक्तुं सत्यादिति विचारितम् ॥

"ન બોલીને છૂટકો થતો હોય તો કાંઈયે થતાં બોલવું નહિ;

અને બોલવાની જરૂર પડે તો, અથવા ન બોલવાથી શંકા ઉત્પન્ન થાય એમ હોય તો, તે વખતે સત્યના કરતાં ખોટું બોલવું એ જ વધારે સારું એમ (મેં) વિચાર કરી ઠરાવ્યું છે.'—કારણ, સત્યધર્મ માત્ર વાણીથી બોલવાની બાબતમાં જ આવી જતો નથી...પણ સત્ય કરતાંયે સર્વભૂતોનું જેમાં હિત હોય તે બોલવું...તે જ મારા મત પ્રમાણે ખરું સત્ય છે (શાંતિ૦ ૩૨૯–૧૩)."

('ગીતારહસ્ય', પા. ૩૪, મરાઠી આવૃત્તિ.)

આ દલીલોનો હવે વિચાર કરીએ. આમાં સૌથી પહેલાં આપણે એટલું ચોખ્ખું સમજી લેવાની જરૂર છે કે મનુ કે મહાભારત, કે કૃષ્ણ કે ભીષ્મના આધારોને લીધે જ ઉપર સૂચવેલા વર્તનના ધોરણને આપણે સ્વીકારી શકીએ નહિ. આપણી ધર્માધર્મની સ્વતંત્ર વિવેકબુદ્ધિથી જ જો એ ધોરણ સાચું લાગે તો જ આપણે તેને સ્વીકારી શકીએ.

જૂઠું બોલવાને માટે યોગ્ય પ્રસંગ લાગે એવા બે દાખલા ઉપર આપ્યા છે. પહેલા દાખલામાં, લૂંટારા પૂછે છે કે મારો શિકાર ક્યાં ગયો? આનો ઉત્તર મારે શું કામ આપવો જોઈએ? હું સાફ કહી દઈ શકું કે હું કહેવાનો નથી.—'અન્યાયથી પૂછનારાને પૃછે તોયે કહેવું નહિ'—એ મનુની શિખામણ અહીં યોગ્ય જ છે. સાચું બોલવું એ ધર્મ છે; પણ જ્યારે બોલવાનું કર્તવ્ય ઉત્પન્ન થાય ત્યાં જ સાચું બોલવાની જરૂર છે. જ્યાં કર્તવ્ય જ નથી ત્યાં મૌન રાખવું એટલે કહેવાનો ઇનકાર કરવો એમાં અસત્ય નથી. પણ મૌન રાખું કે જવાબ આપવાનો ઇનકાર કરું તો લૂંટારો મને મારવા તૈયાર થાય છે. એટલે કાં તો મારે સાચું કહી દઈ નિરપરાધીઓને પકડાવી દેવા જોઈએ, અથવા ન બોલી.

મરવા તૈયાર રહેવું જોઈએ, અથવા જૂઠું બોલી પોતાને તેમજ બીજાને બચાવવા જોઈએ એ કોયડો છે. આ સ્થિતિમાં નિર્દોષને ન સપડાવી શકાય એ વિષે કાંઈ મતભેદ જ નથી. જૂઠું બોલી પોતાને બચાવી લેનારને વ્યવહારકુશળ કહીશું; એવી કઠણ પરિસ્થિતિમાં સામાન્ય માણસો એમ જ કરવાના એમ જાણી કદાચ દરગુજર પણ કરશું; પણ એમ જ કરવાનો ધર્મ છે એમ કહી શકાય નહિ. પણ જે માણસ જૂઠું બોલીને બચવા કરતાં, જવાબ આપવાનો ઇનકાર કરવા તૈયાર થાય તે જ સત્ય કરતાં જીવતરની કિંમત વધારે નથી એમ સમજ્યો છે, એટલે કે ધર્મને વધારે સાચી રીતે સમજ્યો છે એમ કહેવાશે. એવી પરિસ્થિતિમાં જૂઠું બોલવાની વૃત્તિ થવી એટલી બધી સ્વાભાવિક છે કે એ તો પ્રાણીઓની આત્મરક્ષાની વૃત્તિમાંથી ઉદ્ભવતું સહજ કર્મ જ ગણી શકાય. એને ધર્માચરણની છાપ આપી ન શકાય.

બીજા દાખલામાં તો એથીયે ઓછો કોયડો છે. ત્યાં તો મારે એમાંથી એક વસ્તુને પસંદ કરવાની છે: કાં તો દ્રવ્ય બતાવી જીવ બચાવવો અથવા જીવ આપી દ્રવ્ય બચાવવું. જૂઠું બોલી દ્રવ્ય પણ બચાવવું અને જીવ પણ બચાવવો એ શક્ય હોય તો ત્યાં જૂઠું બોલવાનો ધર્મ છે એમ ન જ કહી શકાય. કારણ, સત્ય કરતાં દ્રવ્ય અને જીવિતની વધારે કિંમત એકવાર આંકીએ તો પછી સત્ય અને ધર્મની ચર્ચા જ કરવી નકામી છે.

પણ લોકમાન્યે આપેલા દાખલા બરાબર નથી એમ કોઈ કહેશે, અને એવી પરિસ્થિતિ રજૂ કરશે કે જેમાં મૌન રાખવાથી અથવા બેધડક જૂઠું ન બોલવાથી જ દુષ્ટ માણસ સત્ય પરિસ્થિતિ સમજી લઈ શકે અને તેથી કોઈ નિર્દોષને નુકસાન થાય. દાખલા તરીકે, ધારો કે એક માણસની પાછળ દુશ્મનો પડ્યા છે, એ

માણસ આવીને તમારા ઘરમાં ભરાઈ જાય છે. પાછળ દુશ્મનો આવી લાગે છે અને તમને પૂછે છે કે અમારો શત્રુ તારા ઘરમાં ભરાયો છે એમ વહેમ છે; છે કે નહિ, સાચો જવાબ આપ. અહીં મૌન રાખવાથી કે બેધડક જૂઠું ન બોલવાથી એમની ખાતરી જ થઈ જવાની કે તમારા જ ઘરમાં માણસ છે. આવી સ્થિતિમાં શું કરવું? અહીં પણ હજારે નવસે નવ્વાણુ માણસોને જૂઠું બોલીને વખત સંભાળી લેવાની લાલચ થવાની એ હું સ્વીકારું છું. પણ એ ધર્માચરણ છે એ હું સ્વીકારી શકતો નથી. પણ પોતાના છતાં પોતે એ માણસને બતાવી શકવાનો નથી એમ કહી એની રક્ષા માટે પોતાનો પ્રાણ આપવો એ ધર્મ છે, અને એ ધર્મનું આચરણ કરતાંયે જો એને એ બચાવી ન શકે તો તેથી ધર્મનો લોપ થતો નથી. કદાચ એવુંયે બને કે એની મરવાનીયે તૈયારી હોય છતાં એને દુશ્મનો કશી ઇજા ન કરે અને કેવળ બાંધી કે પકડી રાખી પેલા માણસને શોધી કાઢે. છતાંયે જૂઠું બોલી બચાવવાનો પ્રયત્ન કરવાનો ધર્મ છે એમ મને લાગતું નથી.

આવી જાતની જૂઠું બોલવાની ધાર્મિકતાનું રાજનીતિના વિષયો સિવાય બીજે ઠેકાણે કોઈ સમર્થન કરતું નથી. મુત્સદ્દી લોકોએ આ પ્રકારનો ધર્મ માનેલો છે. તેઓ એને માટે રાજકારણની બહારના દાખલા આપે અથવા 'સર્વભૂતના હિત'ની દલીલ રજૂ કરે તોયે ઘણુંખરું તેનો વ્યવહાર રાજકારણમાં જ થાય છે, અને એ હિત સર્વભૂતોનું કદી નથી હોતું, પણ બહુમાં બહુ તો પોતાના રાજ્યનું કે પોતાના મર્યાદિત સમાજનું જ આર્થિક હિત હોય છે. એથી અસત્યની ધાર્મિકતા સિદ્ધ થતી નથી. આવું અસત્ય ધાર્મિક દૃષ્ટિએ દોષરૂપ જ છે, એમ લોકમાન્યે પણ સ્વીકાર્યું છે.

"કેવળ વાચિક સત્ય અને સર્વભૂતહિત એટલે વાસ્તવિક સત્ય—એ બે વચ્ચે જ્યારે વિરોધ આવે ત્યારે વ્યવહાર-દૃષ્ટિએ અપરિહાર્ય સમજીને અસત્ય બોલીને નિભાવ કરી લેવાની કોઈ ઠેકાણે તેમણે (શાસ્ત્રોએ) પરવાનગી આપી છે ખરી. તથાપિ સત્ય વગેરે નીતિધર્મો તેમના મત પ્રમાણે નિત્ય એટલે સર્વકાળમાં એકસરખા જ અબાધિત હોવાથી પારલૌકિક દૃષ્ટિએ સામાન્યપણે એ થોડું પણ પાપ છે જ એમ ઠરાવી તે માટે તેમણે પ્રાયશ્ચિત્તો બતાવ્યાં છે."

('ગીતારહસ્ય', પા. ૩૭)

જ્યાં પ્રાયશ્ચિત્ત હોય, ત્યાં કર્મ કરવાને પરિણામે અંતઃકરણ ડંખે છે એ સ્વીકારાયું જ. ધર્મ એ કોમળમાં કોમળ અંતઃકરણમાંયે ડંખ ઉત્પન્ન કરનારો ન હોઈ શકે.

સાચી વાત એ છે કે "ગાયને બચાવવા સારુ અસત્ય બોલાય કે નહિ એવા કોયડામાં પડી ને આપણી નજર તળે જે રોજ બન્યા કરતું હોય તેને ભૂલી જઈ ને સત્યની સાધના ન થઈ શકે. એમ ઊંડા પાણીમાં ઊતરવું એ સત્યને ઢાંકવાનો માર્ગ છે."[૧] સત્ય અને નિર્દોષની રક્ષા વચ્ચે ધર્મસંકટ ઉત્પન્ન થાય એવા કેટલા પ્રસંગો જીવનમાં કેટલી વાર કેટલા માણસોને આવે છે? એવા કાલ્પનિક અને અતિશય વિરલ પ્રસંગો નિર્માણ કરી ધર્મનો વિચાર કરવાની જરૂર જ શી ઉત્પન્ન થાય છે? એ પાંડિત્ય આપણા મનમાં એવા સંસ્કાર પાડી રાખે છે કે કઠણ પ્રસંગોમાં એટલે મોટું નુકસાન થતું અટકાવવા માટે, થોડું અસત્ય કરી લેવાને હરકત નથી એમ કૃષ્ણ અને ભીષ્મ જેવાનો અભિપ્રાય છે. એ રીતે જૂઠું બોલવાને તૈયાર થયેલું મન સાચે જ ધર્મસંકટ છે કે

૧ ગાંધીજી: 'આશ્રમવાસીને પત્રો', પા. ૧૦૯

કેમ, સાચે જ 'सर्वभूतहित' અથવા કોઈ 'निर्दोष'ના પ્રાણ જોખમમાં છે કે કેમ, તેનો વિચાર નથી કરતું, પણ મને કે મારા લોકોને કાંઈ મોટો ફાયદો થઈ શકે એમ છે કે નહિ તેટલાનો જ વિચાર કરી જૂઠું બોલવા અને કરવા તૈયાર થાય છે. સત્યનો ઉપાસક આ પ્રલોભનમાં અને પાંડિત્યમાં પડવા લાલચ ન કરે, પણ માને કે "જે કોયડા રોજ આપણી સામે આવી ઊભે છે તેમાં આપણે સત્યનું પાલન કરીએ તો કઠણ અવસરોમાં શું કરવું એની ખબર આપણને એની મેળે પડી જશે."[1]

§ અસત્ય અથવા ભ્રમ કેટલાકને માટે હિતકર છે, એમ કહેનારો એક બીજો પક્ષ પણ છે. તેઓનું કહેવું એવું છે કે

**અધિકારવાદ**

બુદ્ધિવાન, જ્ઞાની અને અધિકારી લોકોએ સત્ય મતનો સ્વીકાર કરવો પણ અજ્ઞાની, અલ્પ બુદ્ધિવાળા, અનધિકારી લોકોને ભલે અસત્ય અથવા ભ્રમ ઉત્પન્ન કરનારો હોય છતાં જે નૈતિક દૃષ્ટિએ હિતકારી હોય એવા મતનો ઉપદેશ કરવો.

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।[2]

એ ગીતાના વચનનો અઘટિત આધાર લેવામાં આવે છે, અથવા તાત્ત્વિક સત્ય અને વ્યાવહારિક સત્યને નામે સત્યનો અઘટિત અને મનમાન્યો ભેદ કરવામાં આવે છે, અથવા કોઈવાર 'અધિકાર-ભેદ'ના નામ તળે એ પક્ષ રજૂ કરવામાં આવે છે.

ઉદાહરણાર્થ, આપણા દેશમાં મેં એવા વેદાન્તીઓ અને

૧ ગાંધીજીઃ 'આશ્રમવાસીને પત્રો', પા. ૧૦૯
૨ અજ્ઞાની કર્મસંગીમાં બુદ્ધિભેદ ન પાડવો.
(ગીતા, અ. ૩–૨૬)

**વેદાન્તી ઉપદેશ**

ધર્મોપદેશકો જોયા છે કે જેઓ સ્વર્ગનરકને મિથ્યા માને છે, દેવાદિકને કાલ્પનિક માને છે, મૂર્તિપૂજાને બાળચેષ્ટા માને છે, વ્રતો, તીર્થાટનો વગેરેને નાના પ્રકારનાં, અર્થવિનાનાં પોતાને હાથે વહોરી લીધેલાં કષ્ટો માને છે. છતાં, પોતાનાં બાળકો કે બીજા શ્રદ્ધાળુ લોકો આગળ સ્વર્ગનાં સુખો તથા નરકની યાતનાઓનાં વર્ણન કરે છે, બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ગણુપતિ વગેરે દેવોની કથાઓ કરે છે, તેમનાં સ્તોત્રો રચે છે અને ગાય છે, પોતે મૂર્તિઓ સ્થાપવામાં ભાગ લે છે અને તેમની પૂજાવિધિઓ શીખવે છે તથા બીજાઓને તેમાં પ્રેરે છે, અને વ્રતોતીર્થોનો પણ મહિમા ગાઈ ત્યાં જાય છે અને પોતા પર શ્રદ્ધા રાખનારાઓને લઈ જાય છે.

**મોર્લીના ઉત્તરો**

૬ મોર્લીએ આ વિષયમાં જે જે પૂર્વપક્ષો અને ઉત્તરો રજૂ કર્યા છે એ મને બહુ જ યોગ્ય લાગ્યા છે. સર્વ ગંભીર વાચકોને આ પુસ્તકનું ઓછામાં ઓછું બીજું પ્રકરણ વાંચવા હું ભલામણ કરું છું. મોર્લીની જેમ જ હું ચિત્તની આવી દ્વિધાવૃત્તિ સમજી નથી શકતો પણ મારે કબૂલ કરવું જોઈએ કે એવી દ્વિધાવૃત્તિ રાખનારા બધા જ માણસો અપ્રામાણિક કે દંભી જ હોય છે એમ કહેવાને પણ હું તૈયાર નથી. એવી વૃત્તિ રાખનારાઓમાં ઘણા ચારિત્રવાન પુરુષો પણ હોવ છે; સત્યને ખોળવા તેમણે ઘણો પુરુષાર્થ પણ કર્યો હોય છે, ઘણું વેઠયુયે હોવ છે. તેથી આવી દ્વિધાવૃત્તિને માટે હું એક જ કારણ કલ્પી શકુ છું: તે એ કે એ બાબતમાં તેમણે પૂરતો ઊંડો વિચાર કર્યો નથી હોતો. તેઓ પોતાને એક પ્રકારના કાલ્પનિક ધર્મસંકટમાં પડેલા જુએ છે. એક બાજુથી લોકોને સદાચારને માર્ગે વાળવાની તેમને બળવાન વાસના હોય.

છે; બીજી બાજૂથી શુદ્ધ સત્યનો માર્ગ તેમને એવો કઠણ અને સાંકડો લાગે છે કે સામાન્ય લોકો એને જીરવી શકે નહિ એમ તેઓ માને છે. આ પોતે ઉત્પન્ન કરેલી આપત્તિમાંથી છૂટવા માટે તેઓ માયાવાદનો અઘટિત આશ્રય લઈ એક એવો સિદ્ધાન્ત ઘટાવે છે કે 'માયાનું કાર્ય બધું જ મિથ્યા છે; માટે સંસારના માયિક વ્યવહારોમાં સત્યાસત્યની બહુ ઝીણવટમાં ઊતરવું નહિ; પણ બાળકને દવા પીવા લલચાવવા માટે જેમ સાકર કે નેતર દેખાડવામાં આવે, તેમ અજ્ઞાની લોકો માટે આવાં પ્રલોભનો, ભયો અને રમકડાં નિર્માણ કરવાં જોઈએ.'[1] આ સિદ્ધાન્ત કેટલો ભૂલભર્યો છે અને માયાવાદમાં જે કાંઈ સત્યાંશ છે તેની કેટલી બધી ખોટી સમજણ પ્રગટ કરે છે તે દેખાડવાનું આ સ્થાન નથી. અહીં એટલું જ કહેવું બસ છે કે આમાં પૂરો વિચાર થયો નથી. ગમે તે રીતે લોકોને સદાચારને માર્ગે વાળવા જ જોઈએ, એવું કોઈ કર્તવ્ય આપણી ઉપર આવી પડતું નથી. લોકોને સદાચારને માર્ગે વાળવા એ જો એક પવિત્ર કર્તવ્ય હોય તો તે અણીશુદ્ધ પવિત્ર રીતે જ થવું જોઈએ. સત્યનો ભંગ કર્યા વિના, ખોટું અથવા ન માનવા જેવું છે એમ જેને વિષે પાછળથી કહેવું પડે એવું કંઈ પણ આગળ ધર્યા વિના જો આપણને લોકોને સદાચારને માર્ગે વાળવાનો ઉપદેશ દેતાં આવડે તો આપીએ. નહિ તો તેમ કરવાનો બોજો પોતાને માથે વહોરી લેવાનું કોઈ કર્તવ્ય ઊભું થતું જ નથી. એમાં રહેલી પોતાની વૃત્તિની બરાબર પરીક્ષા કરવામાં આવે તો જણાઈ આવે કે એમાં પોતાના જ્ઞાન વિષે વધારેપડતો અહંકાર

૧ આ શબ્દો મારા રચેલા નથી. લગભગ આ જ શબ્દો એક ચારિત્ર-વાન વેદાન્તીએ મને અત્યંત ગંભીરતાથી કહેલા. બીજાઓને મોઢે પણ એને મળતી બાબ મેં સાંભળી છે.

અને મહત્ત્વાકાંક્ષાની એક બળવાન વાસના રહેલાં હોય છે. અહંકાર' અને વાસનાની વાત બાજૂએ રાખીએ તોયે 'સત્યાસત્યની બહુ ઝીણવટમાં ઊતરવું નહિ' એવા સત્યના મૂળ પાયાને જ તોડી નાંખનારા મન ઉપર જે પ્રવૃત્તિનો આધાર છે, તે પ્રવૃત્તિ લોકોને સદાચારને માર્ગે સાચે જ વાળશે એવી આશા રાખવી આકાશ-પુષ્પવત્ છે. આજનો કોઈ કેળવણીકાર સાકર કે નેતર દેખાડી દવા પિવડાવનાર માતાનાં કામને ક્ષમ્ય નહિ ગણે. જો સાકર આપવાનો કે નેતર મારવાનો ઇરાદો ન હોય, જો તે યોગ્ય ન હોય, તો તે દેખાડ્યા વિના જ દવા પિવડાવતાં આવડવી જોઈએ. નહિ તો તે જૂઠાણું કરે છે અને જૂઠાણું શીખવે છે.

**હિંદુધર્મમાં સત્યનો દ્રોહ**

આપણા દેશમાં પરમસત્યને જાણવા માટે જેવા પ્રયાસો થયા છે તેવા બીજા દેશોમાં ભાગ્યે જ થયા હશે એમ જાણતાં છતાં, અને જે મોટા સંતપુરુષો અને આચાર્યો આપણા દેશમાં થઈ ગયા છે તેમના પ્રત્યે અતિશય આદર હોવા છતાં, મારે ઘણા દુઃખથી કહેવુ પડે છે કે આપણા દેશે સત્ય-વચનની બહુ જ ચીવટાઈથી ઉપાસના કરી છે એમ મને લાગ્યું નથી. એમનાં ધર્મ, ભક્તિ, જ્ઞાન કે વૈરાગ્ય એમને બીજાના ગ્રંથોમાં ક્ષેપક શ્લોકો નાંખતાં, કોઈ પાછલા કાળના પ્રસિદ્ધ પુરુષને નામે પોતાના ગ્રંથો ચડાવી દેતા, કે પોતાનાં દેવ, ગુરુ, મંદિર કે તીર્થ વગેરેનો મહિમા વધારવા ખોટી કથાઓ જોડતાં અટકાવી શક્યાં નથી. બજારના દુકાનદારો પરસ્પર હરીફાઈ અને અદેખાઈથી જેવું જૂઠાણું કરે તેથી વધારે ખરાબ જૂઠાણું આપણા સમ્પ્રદાયપ્રવર્તકો 'ધર્મ' ફેલાવવા માટે કરતાં અચકાયા નથી અને એમાં વિશેષ દુઃખ અને કરુણાજનક વાત તો એ છે કે એમાંના કેટલાક તો

અંતઃકરણપૂર્વક એને ઇશ્વરનું કાર્ય અને લોકસેવા માની છે! સંભવ છે કે કોઈ વાચકને આ વાક્યો ભૂતકાળથી માંડીને અત્યાર સુધીના સર્વે પૂજ્ય પુરુષો અને શાસ્ત્રોની બદનક્ષી કરનારાં લાગે અને એની લાગણી દુખાય. એવું દુઃખ લગાડવા માટે હું દિલગીર છું, પણ સાથે તેઓ જાણે કે આ વાક્યો અતિશય દુઃખથી પણ સત્યની પૂજા માટે જ નિરુપાયે લખાયાં છે. જ્યાં સત્યોપાસના એ જ વિષય છે ત્યાં મારો જે મત બંધાયો હોય તે જણાવ્યા વિના કેમ ચાલે? આમાં અપવાદ થનારા સંતો પણ છે જ. એમને તો દંડવત પ્રણામ જ છે.

**ભ્રમ તથા અસત્યથી નુકસાન**

૬ કહેવાનું આ છેઃ ભ્રમ કે અસત્ય કદીયે હિતકારક હોઈ શકે નહિ. પણ આનો અર્થ એ નથી કે ભ્રમ કે અસત્યને અમુક કાળે ન છેડવામાં ડહાપણ ન હોય; અથવા બધા ભ્રમ કે અસત્યને છેડી ન શકાય એમ ન બને; અથવા કઈ રીતે છેડવો એ વિચારવા જેવું ન હોય. પણ અમુક માણસ માટે ભ્રમ કે અસત્ય હિતકારક છે એમ સમજી એનામાં એ ઉત્પન્ન થાય કે પોષાય એવાં વાણી કે વર્તન રાખવાં એથી સમાજમાં દંભ અને જડતા જ વધે છે. આનાં કારણોઃ

**સાચું પણ સંશયાસ્પદ થાય**

(૧) સારી વસ્તુને ખોટી માન્યતાના પાયા ઉપર રચવાથી ખોટી માન્યતા તૂટી પડવાની સાથે તે વસ્તુ પરની શ્રદ્ધા પણ તૂટી પડે છે એટલું જ નહિ પણ એ વસ્તુ વિષેની સાચી અને વાજબી દલીલોનું મહત્ત્વ પણ ઘટી ગયા જેવું થાય છે. દા. ત., નરકના ભયથી દારૂનો નિષેધ કરવાથી, નરક જૂઠું બનતાં દારૂનિષેધ બાબતની ધાર્મિક ભાવના ચાલી જાય છે એટલું

જ નહિ પણ જે આમાં કારણોસર દારૂનો નિષેધ કરી શકાય એમ છે, તે કારણોનું મહત્ત્વ પણ અસર ઉપજાવી શકતું નથી. ભય જેટલો ઊંડો નાંખશો તેટલા જલદી સદ્ગુણો નાશ પામશે.

ધર્મસંપ્રદાયોએ અનેક પ્રકારનાં વહેમ, જૂઠાણાં, અંધશ્રદ્ધા અને ચોખ્ખા અધર્મ તથા દુરાચાર પણ ઘણીવાર પોષ્યા છે, એવા અનુભવ આવવાથી સંપ્રદાયો જ ન જોઈએ એટલે સુધી જ આજે મત ઉત્પન્ન થવા માંડ્યો નથી, પણ ધર્મ જ ખોટી વસ્તુ છે એ મત પ્રસરવા લાગ્યો છે. ઈશ્વર વિષે સંપ્રદાયોએ સમજાવેલી વાતો ખોટી છે એમ લાગવાથી ઈશ્વર જ નથી, એટલે જગતમાં કોઈ સનાતન ચૈતન્યતત્ત્વ જ નથી એવો મત નિર્માણ થયો છે. એટલે કેવળ જડ પ્રકૃતિ જ અંતિમ તત્ત્વ છે એવી માન્યતા વધી છે. એને પરિણામે સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય વગેરે સદાચારના સર્વ નિયમો વ્યક્તિ કે સમાજનો સ્વાર્થ સાધવામાં જેટલે અંશે ઉપયોગી હોય—તેટલે અંશે નીતિ—એટલે પોલિસી—તરીકે ભલે સ્વીકારાય, પણ એના ભંગથી જ્યાં સ્વાર્થની સિદ્ધિ સ્પષ્ટ જણાય ત્યાં એ બધાંને વધારેપડતું ધાર્મિક મહત્ત્વ આપીને વળગી રહેવું એ વહેમ અને જડતા છે એવો મત વધતો જાય છે. સત્યને અસત્ય સાથે ભેળવીને આપવાથી, અસત્ય સાથે સત્ય પણ કેવું ચાલ્યું જાય છે તેનો આ દાખલો છે.

(૨) ઉત્તમ વિચારોના મૂળમાં રહેલાં ખરાં કારણો સમજીને તે વિચારોને ગ્રહણ કરી શકે એટલી જેમની બુદ્ધિ જડ રહે છે દૃષ્ટિ ખૂલી ન હોય, તેવાનાં મન ઉપર ક્વચિત્ (કાકતાલીય ન્યાયે) નજીવી બાબતમાં વહેમ, રૂઢિની અંધપૂજા અને વિવેકબુદ્ધિ સિવાયનાં બીજાં સાધનોથી સુસંસ્કારો પાડી શકાય છે એ ખરું; પણ એવા માણસોની બુદ્ધિની

જડતાનું કારણ એ વહેમો વગેરે જ હોય છે. ભ્રમને સંઘરવો એનો અર્થ જ એ કે બધી બાબતોમાં ભ્રમભરી માન્યતાઓને આધારે જ વિચાર કરવાની ટેવ પાડવી; એટલે કે બુદ્ધિ સત્યને ઝીલી ન શકે એવી રીતે એને દરેક બાબતમાં અશક્ત કરવી.[1]

§ ભ્રમ અથવા અસત્યનું સમર્થન કરનારાની એક દલીલ આ પ્રકારની છે:

૧. અહીં 'કેળવણીના પાયા'માંથી કેટલાંક વાક્યો ઉતારું છું તે માટે વાચક ક્ષમા કરશે એમ આશા રાખું છું:

"વિધાયક કલ્પના સામે મારો મુખ્ય વાંધો એ છે કે એ અસત્યના કલંકથી દૂષિત છે. અવલોકન અને અનુભવથી એમ જણાય છે કે વિધાયક કલ્પનાઓ કરવાની અને સાંભળવાની વૃત્તિ બન્નેને અસત્ય તરફ લઈ જાય છે અને બન્નેને છેતરે છે."

"અમુક ચકલાચકલીની વાતને (બાળક) અસત્યરૂપે પારખતો થઈ જાય, પણ ભ્રમમાં રહેવાની ટેવ બીજે કોઈ ઠેકાણે જણાવાનો સંભવ છે. કદાચ યોગવાસિષ્ઠ કે તુળસીરામાયણ વાચતાં કોઈ ચિરંજીવી કાકભુશંડીની વાતોમાં કે સંન્યાસીનાં સ્વપ્નોની વાતોમાં સત્યતાની શ્રદ્ધા રહે; એટલે એ પણ એક વિધાયક કલ્પના જ છે એમ ન પારખી શકે."

"જનતામાં ભ્રમ, પરાધીન બુદ્ધિ, વહેમ અને અજ્ઞાન કાયમ રહેવામાં આવી કથાઓ કારણભૂત થાય છે."

"આ વાતો કાલ્પનિક છે એવું જ્ઞાન થતાં એમાંની સર્વ વસ્તુનો ત્યાગ કરવાની વૃત્તિ ઉત્પન્ન થાય છે...એટલે વાર્તા કહેવાનો ઉદ્દેશ નિષ્ફળ જાય છે."

"અનેક સારી અને હિતકારક વસ્તુઓ સમજાવવા માટે પણ અકિંચિત્ પણ અસત્ય, ભ્રામક કે પાછળથી જેનો પરિહાર કરવો પડે એવા સ્વરૂપમાં મૂકવા મારી ઇચ્છા થતી નથી."

('કલ્પનાશક્તિની કેળવણી'ના પ્રકરણમાંથી.)

ભ્રમને કાઢવાથી સત્યમાં જ સ્થિરતા થાય છે એવું કાંઈ નથી. વહેમી માણસને તેના વહેમ કે અસત્યનો એકાદ અંશ છોડાવવો બહુ કઠણ વાત નથી. પણ તેટલો અંશ છોડાવવાથી બાકીનો ભાગ પણ છૂટી જશે એની કશી ખાતરી નથી. ઊલટું, સંભવ છે કે બાકી રહેલા ભાગને તે કદાચ પહેલાના કરતાં વધારે દૃઢતાથી વળગે.

**ભ્રમનાશ એટલે સત્યમાં સ્થિતિ નહિ**

દાખલો આપીને આ દલીલ વધારે સ્પષ્ટ કરીએ. સામાન્ય માણસોની માન્યતા એવી રહે છે કે ઈશ્વર એ જગતનું નિમિત્ત કારણ છે,[૧] શરીરશરીર પ્રત્યે જુદાજુદા આત્મા વસે છે, અને જગતમાં જડ અને ચૈતન્ય એવાં સ્વતંત્ર બે તત્ત્વો રહેલાં છે. અદ્વૈત વેદાન્તનાં પુસ્તકો વાંચી ઈશ્વર એ જગતનું ઉપાદાન કારણ છે, સર્વ દેહોમાં એક જ આત્મા વસે છે અને જડચેતન એવાં બે તત્ત્વો નહિ, પણ એક જ અદ્વૈત તત્ત્વ સર્વ જડચેતનના મૂળમાં છે, એવી તર્કશક્તિથી સમજ કરી લેવી એ બુદ્ધિશાળી માટે બહુ કઠણ નથી. પણ એ રીતે ખોટી વિચારસરણીની દલીલોથી પહેલી દૃષ્ટિના સંસ્કારો છૂટી જ જાય એવી ખાતરી નથી. એક આત્મતત્ત્વ જ છે, नेह नानाऽस्ति किंचन,[૨] એ મરીને ક્યાં જશે? नाऽहं जातो जन्ममृत्यू कुतो मे?[૩] એમ સમજવાથી મરણનો ભય રહેતો જ નથી એવું કાંઈ નથી; તેમજ 'આપણે

૧. કુંભાર એ ઘડાનું નિમિત્ત કારણ અને માટી એ ઉપાદાન કારણ ગણાય.

૨. જગતમાં નાના (પદાર્થો) છે જ નહિ.

૩. હું જન્મ્યો જ નથી તો જન્મ અને મરણ મને ક્યાંથી હોય?

ભક્તિ કરીશું તો ઈશ્વર આપણી સામું જોશે અને આપણને સંકટમાં પડવા નહિ દે' એ આશા ઘટતી નથી. ઊલટું, એવુંયે બને છે કે અદ્વૈત વેદાંતની વિચારસરણીને એ ઉપરઉપરથી જ ઝીલી લઈ એનો પોતાની અયોગ્ય વાસનાઓને પોષવા માટે ઉપયોગ કરે છે. 'બંધ અને મોક્ષ, કે પાપ અને પુણ્ય કાલ્પનિક છે' એવાં વાક્યોને ઉપરથી જ પકડી લઈ, જાણે સ્વૈરવર્તનનો પરવાનો મળ્યો હોય એમ એ સમજે છે, અને સત્યવાણી કે સત્યવર્તનનો આગ્રહ એટલે જ ભેદદૃષ્ટિ—અજ્ઞાન—ભ્રમ—ગુણાતીતતાનો અભાવ એમ એ માનવા લાગે છે.

આ ઉપરથી ભ્રમ થોડા વખત માટે તો જરૂર લાભકારક હોઈ શકે એમ લાગે એવું છે. પણ એ નિર્ણય બરાબર નથી.

ઉપર બતાવેલા દોષ ઉપજવાનું કારણ એ છે કે કોઈની ભૂલભરેલી માન્યતા દૂર કરવી અને ખરો પક્ષ એને કહેવો એટલું જ બસ નથી એ વાત કહેનાર ભૂલી જાય છે. પણ એટલું કર્યા ઉપરાંત બીજી પણ બે બાબતોની જરૂર છેઃ (૧) વિચાર કરવાની ભ્રમભરી પદ્ધતિને બદલે વિચાર કરવાની શુદ્ધ પદ્ધતિ પણ તેને હાથ લાગવી જોઈએ; અને (૨) ખરો પક્ષ જીવનમાં ઊતરવા માટે જે પ્રકારનું ભાવનાબળ જોઈએ તે કેળવાયેલું હોવું જોઈએ. આથી પોતાના વિચાર પારકાને સમજાવવાને જે અત્યંત ઉત્સુક હોય તેણે સૌથી પ્રથમ લોકોમાં ઉદાર ભાવનાઓ ખીલવવી જોઈએ, અને પછી તેમની વિચારપદ્ધતિ બદલવાનો પ્રયત્ન કરવો જોઈએ, તેમનામાં સત્ય માટે પ્રીતિ જાગ્રત કરવી જોઈએ, ખોટા વિચારના કરતાં ખરા વિચારનાં પ્રમાણ કેટલાં સબળ છે તે તેમના મનમાં ઠસાવવું જોઈએ, ટીકા અને નવા વિચારો સાંભળવાની તેમનામાં રુચિ ઉત્પન્ન કરવી જોઈએ, અને

એક મહત્ત્વની બાબત એ કે જે પરિભાષા પોતે વાપરતા હોય તે પરિભાષાનો શુદ્ધ અર્થ હંમેશાં ધ્યાનમાં રાખવાની તેમને ટેવ પાડવી જોઈએ તથા અભ્યાસની સાચી પદ્ધતિ દેખાડવી જોઈએ.

**પરિભાષાનો ઘોટાળો**

અનેક ભાવોને માટે એક જ શબ્દ વાપરવાથી વિચારસરણી કેટલી બધી ઘોટાળાભરી થાય છે અને માણસો કેટલીયે વાર કેટલી બધી નિષ્કારણ ચર્ચામાં અને ક્લેશમાં ઊતરે છે તેનાં આપણા દેશનાં રાજકારણ, ધર્મ વગેરેમાંથી દષ્ટાંતો આપું તો આ પુસ્તકનું કદ હજુ કેટલુંયે મોટું થઈ જાય. ઉપર 'ધર્મ' અને 'હિંસા' એ બે શબ્દો વિષે ટીકા કરી છે. રાજકારણમાં આપણા બધાયે પક્ષો 'સ્વરાજ્ય' શબ્દ વાપરે છે. દરેક પક્ષ પોતાના તેમજ બીજાઓના મનમાં 'સ્વરાજ્ય' એટલે કઈ સ્થિતિની કલ્પના રહેલી છે તેનું બારીકાઈથી પૃથક્કરણ કરી સમજી લે તો એ પક્ષોમાં ઉત્પન્ન થતા કેટલાયે વિવાદો અને ક્લેશોનાં ઘણાં કારણો ઓછાં થઈ જાય, અને પક્ષો ઓછા ન થાય તોયે ઘણો વિરોધ ઓછો થઈ શકે.

શબ્દોના અચોક્કસ ઉપયોગથી બે માણસો વચ્ચે જ વિચારનો ઘોટાળો થતો નથી, પણ ઘણીવાર એવુંયે બને છે કે બોલનાર પોતે જ પોતાના શબ્દોનો પૂરો અર્થ સમજતો હોતો નથી.

અપની બોલી આપસે હોત નહિ પહિચાન;
કહે કબીર સમુઝે નહિ ઓહ મહા બલવાન.

પણ આનો અહીં વિસ્તાર કરવો ઉચિત નહિ થાય, એટલે વિષયને આગળ ચલાવીશું.

પરિભાષાના અચોક્કસપણા ઉપરાંત વિચારપદ્ધતિમાં દોષ

ઉત્પન્ન થવાનું—ભ્રમો રહી જવાનું—એક બીજું કારણ પણ હોય છે. સામાન્ય રીતે તાત્ત્વિક ગ્રંથોના અભ્યાસીઓ પણ અમુક તત્ત્વવિચારક કઈ બાબતમાં શું માને છે તેનો જ અભ્યાસ કરે છે. એ બાબતમાં એણે જુદેજુદે પ્રસંગે શું અભિપ્રાય દર્શાવ્યા છે તે એ જાણી લે છે. દા. ત., જે માણસ ગાંધીજીએ 'સત્યાગ્રહ,' 'અહિંસા,' 'ધર્મ' વગેરેવગેરે વિષયો પર જુદેજુદે પ્રસંગે જે જે કહ્યું હોય તે બધું બરાબર કહી શકે અને તેનો કદાચ સમન્વય કરી શકે તે ગાંધીજીનો સારો અભ્યાસી કહેવાય. પછી ગાંધીજી પ્રત્યે જુદાં જ કારણોસર એનો આદર બધાયો હોય તેથી એ વિચારોને પણ તે સ્વીકારી લે. પણ અભ્યાસની આ રીત બરાબર નથી. અમુક વિચારક અમુક વિષય પર શું વિચારે છે એટલું જાણવું બસ નથી. જેમ, જેને પોતાના વિચારો પ્રવર્તાવવા છે તેણે પોતાના શબ્દપ્રમાણથી માની લેવાય એવી અપેક્ષાથી પોતાના નિર્ણયો જણાવ્યા જવા એ બસ નથી, પણ પોતે તે નિર્ણયો ઉપર જેવી રીતે આવ્યો તેના મૂળ પાયાનું તથા પોતાની ભાવનાઓની સાચી ભૂમિકાનું વાચકને દર્શન થાય એ રીતે પોતાના વિચારો બને તેટલી સ્પષ્ટતાથી સમજાવવા જોઈએ; તેમ અભ્યાસકે પણ બને તેટલી સૂક્ષ્મતાથી વિચારના એ પાયા તથા ભાવનાની ભૂમિકા સમજવા મથવું જોઈએ. એમ કરનારને મૂળ વિચારકના અનેક ઉદ્દગારોને ભેગા કરવાની જરૂર ન પડે. અમુક પ્રસંગે એ શું કહેશે અથવા કરશે તે અભ્યાસક પોતાની મેળે ઘણીવાર જાણી શકે. એવો અભ્યાસી એ પુરુષના ઉદ્દગારોમાં કોઈ ઠેકાણે વિસગતિ કે ભૂલ હોય તો તે પણ એ જ રીતે પકડી શકે, અને—કોઈવાર પ્રયત્ન થાય છે તેમ—એવી વિસગતિમાં એકવાક્યતા જ છે એવું દેખાડવાના મિથ્યા મોહમાં નહિ પડે.

અભ્યાસની ખોટી રીત

બીજી વાત. ભ્રમને ઉથાપવાથી સત્ય સ્થપાઈ જતું નથી એ સાચું. છતાં, સત્યને સ્થાપવા માટે ભ્રમને ઉથાપ્યા વિના છૂટકો જ ક્યાં છે ? જ્યાં સુધી ભ્રમ દૂર ન થાય ત્યાં સુધી સત્ય જાણવાની પ્રવૃત્તિ જ કેમ શરૂ થાય ? વળી, કેવળ ભ્રમનિરાસ પણ એક પ્રકારે સફળ જ છે. કારણ, દોષના અંશની જડ ઉખેડવાથી તે નિદાન ફૂટીને ફાલતી અટકશે.

**ભ્રમોના લાભો ? સદાચાર**

§ હવે જે ભ્રમોને પરિણામે વ્યક્તિ અથવા સમાજને સદાચારના અનેક લાભો મળતા દેખાય છે, અને જેને ઉથાપવાથી હાનિ પહોંચતી જણાય છે, એ વિષે વિચાર કરીએ. આનો અર્થ એટલો જ છે કે ભ્રમ-મૂલક વિચારો અને હેતુઓની ઉપર હુમલો કરવાની રીત અને અવસરનો અતિશય સાવધાનતા અને દૂરદૃષ્ટિથી નિર્ણય કરવો જોઈએ. પણ એનો અર્થ એ નહિ કે ભ્રમ અમુક કાળ માટે તો ઉપયોગી હોઈ શકે. કારણ, આપણે જે લાભો સાચવી રાખવા માગીએ છીએ તે એ ભ્રમથી ઉત્પન્ન નથી થતા, પણ એ ભ્રમ છતાંયે તેની સાથે રહેલા કોઈ સત્યવિચાર, યા બુદ્ધિગમ્ય કારણ, યા ઉચ્ચ, યા પ્રામાણિક ભાવનાને યોગે જ ઉત્પન્ન થાય છે.

ઉદાહરણાર્થ, ઉપર કહેલુ વેદાંતનુ દૃષ્ટાન્ત લઈએ. ઈશ્વરને જગતનું નિમિત્તકારણ, કર્મફળપ્રદાતા અને નિરાળો નિયંતા માનવાથી, તથા સ્વર્ગનરકની શ્રદ્ધાથી ઘણા લોકો સદાચારના માર્ગે રહેલા જણાય છે, પણ અદ્વૈતમતથી ઘણા શુષ્કવેદાંતી અને દંભી બનેલા માલૂમ પડે છે એનું કારણ તપાસીએ. વિચારશું તો માલૂમ પડશે કે ઉપરના ભ્રમોને લીધે પેલાઓ સદાચારી નથી,

પણ એ ભ્રમોની સાથે જ રહેલા કેટલાક સત્યવિચાર, બુદ્ધિગમ્ય કારણો, અથવા ઉચ્ચ અને પ્રામાણિક ભાવનાઓને લીધે તેમનો સદાચાર ઊપજે છે. એથી ઊલટું, પેલા શુષ્કવેદાંતીઓના દુરાચારનું કારણ એમનો ભ્રમનાશ નથી, પણ બીજાં બે કારણો હોય છે. એક તો એમના ભ્રમમૂલક વિચારો ઉપર હુમલો કરવાની રીત અને અવસરનો અતિશય સાવધાનતા અને દૂરદૃષ્ટિથી નિર્ણય થએલો નહિ એ છે. એટલે કે એમનો પૂરેપૂરો અધિકાર જોયા વિના એમની આગળ વેદાંતનું નિરૂપણ કરવામાં આવવાથી એવું વિપરીત પરિણામ આવ્યું હોય છે; અને, બીજું, એને મળેલા ઉપદેશમાં બ્રહ્મ સાથે સત્યાંશનું પણ ખંડન કરી નાંખવામાં આવેલું હોય છે. એટલે કે સદાચાર, જપ, તપ, વ્રત, તીર્થ વગેરે ક્રિયાઓના વાજબી ઉદ્દેશો અને કિંમત પણ લઈ લેવામાં આવ્યાં હોય છે અને અતિશયોક્તિના દોષથી નવો દોષ ઉત્પન્ન કરેલો હોય છે.

ભ્રામક માન્યતા ચારિત્રને સુધારવામાં ઉપયોગી થાય છે એ જેમ એક બાજૂની ભૂલ છે, તેમ એ કાઢી નાંખવાથી ચારિત્ર સુધરી જ જાય છે એમ માનવું એ બીજી બાજૂની ભૂલ છે. એટલે કે જો ચારિત્રશુદ્ધિ એ જ ઉદ્દેશ હોય તો તેને માટે વેદાંત-નિરૂપણ જ હંમેશાં આવશ્યક નથી. ભ્રામક માન્યતાનો આશ્રય લીધા વિના ચારિત્રને પોષવું એ સૌથી પહેલું લક્ષ્ય રાખવું જોઈએ.

બ્રહ્મવિદ્યાનાં શાસ્ત્રોમાંયે આપણે જોયું તો જણાશે કે વેદાંતજ્ઞાનનો અધિકાર સાધનચતુષ્ટયસંપન્નને છે. એટલે કે જેની મલિન વૃત્તિઓ નાશ પામી ગઈ છે એટલું જ નહિ, પણ શુભ વાસનાઓ અને સદ્ગુણોનો એટલો ઉત્કર્ષ થઈ ચૂક્યો છે કે તેનો જગતમાં કંઈ કરી બતાવવાનો, કંઈક ભોગવવાનો કે કંઈક પ્રાપ્ત કરવાનો વેગ પૂરો થઈ ગયો છે, અને તેની અશાંતિ કેવળ એક

જ વસ્તુની યથાર્થ સમજણના અભાવને લીધે છે, અને તે એ કે હું કોણ? જગત શું? જીવનમરણ શું? આ પ્રશ્નોનો બરાબર નિર્ણય ન થવાને લીધે જ જે દુઃખી છે તેને જ તત્ત્વજ્ઞાનની જરૂર છે, અને તે જ તેનો અધિકારી છે. તેને બદલે જે ભાજીપાલાની જેમ જ્યાંત્યાં વેદાંત અને માયાવાદ બોલાયા કરે તો તેનું પરિણામ શુષ્કજ્ઞાન અને દંભમાં આવે એમાં નવાઈ નથી.

§ વળી, ભ્રામક જ્ઞાનની ઉપયોગિતાનો વિચાર કરતાં, તુરતમાં કેટલાક માણસો પાસે નીતિ પળાવી શકાય છે અને તેમને શાંતિ લાગે છે એટલા જ હેતુ તરફ માત્ર જોવાનું નથી, પણ તેથી એ માણસોની વૃદ્ધિ—ઉન્નતિ—થાય છે કે નહિ તે જોવાનું છે. આ દૃષ્ટિએ ચારિત્રને અખંડ સાચવી રાખવાની ઘણીખરી દલીલ જડતા અને પ્રમાદને કાયમ રાખવા કરતાં વધારે ઉચ્ચ હેતુથી થયેલી ભાગ્યે જ જણાશે. મનુષ્યજાતિના ઉત્કર્ષનું અનંત કાર્ય નિરંતર ચાલુ રાખવા માટે શું શું કરવું જોઈએ તેનું આ દલીલ દુર્લક્ષ જ કરે છે. સામાજિક યા ધાર્મિક ભ્રમથી એકાદ વ્યક્તિ કે પેઢીને ભલે કાંઈક આશ્વાસન મળતું હોય, પણ ભવિષ્યનો ઉત્કર્ષ તો તેથી કશો સધાતો નથી કે તેને સહાય કરતોયે લાગતો નથી.

**મનુષ્યની ઉન્નતિ એ લક્ષ્ય**

જીવતાં પોતાના 'ધર્મો' બરાબર પાળવાથી પ્રભુની પ્રસન્નતા થશે; તેને પરિણામે મરતી વખતે પોતાના ઇષ્ટદેવ કે એમના પાર્ષદો દર્શન દઈ એને દિવ્ય દેહ આપી પોતાના ધામમાં લઈ જશે, અને પછી અનંતકાળ-પર્યંત પ્રભુના પ્રીતિપાત્ર થઈ ત્યાં જ રહેવાનું મળશે અને જન્મમરણના ફેરામાંથી છુટાશે—એ માન્યતાથી

**ભ્રમનું આશ્વાસન?**

જીવનમાં કેટલી બધી પ્રફુલ્લતા, આશા, ઉત્સાહ અને મસ્તી રહે છે, અને જીવનમાં આવતાં સુખદુઃખોનેયે સહન કરવાનુંયે કેટલું ધૈર્ય રહે છે તે હું જાણું છું. ઘણાઓએ એવા કેટલાક ભક્તો જોયા હશે અને લગભગ સર્વેએ એ પ્રકારના ભક્તકવિઓનાં કાવ્યો વાંચ્યાં હશે. નરસિંહ મહેતા, મીરાંબાઈ, તુકારામ જેવા ઘણાઓનો પોતાના જીવનનો એક કાળ તો એ માન્યતાથી જ રંગાયેલો હતો.

એમાંથી જેઓનું એ માન્યતાનો નાશ થયા પહેલાં જ મરણ આવ્યું તેમને માટે કદાચ એમ કહી શકાય કે 'ભલે બીચારા ચિત્તાકર્ષક જ્ઞાનમાં મૂઆ.' જોકે, એવો ભ્રમ કાયમ રાખવો એ 'પામર' જનને માટે ઉપયોગી છે એમ જેઓ માને છે, અને સાથે એમ પણ ખાતરીપૂર્વક માને છે કે મરણથી મરનારનું વ્યક્તિત્વ નાશ પામતું નથી અને જીવદશાનો નાશ થતો નથી, તેમને એમ પણ પૂછી શકાય કે એમની પરલોકનાં સુખની આશાઓ મિથ્યા છે એમ મૂઆ પછી માલૂમ પડતાં એમને જે આઘાત અને દુઃખ થયાં હશે તેને માટે કોણ જવાબદાર છે, તેમને શો બદલો વાળી આપવા તેઓ શક્તિમાન છે, અને તેઓનો શો ઉત્કર્ષ થયો હશે એમ તેઓ કહી શકે એમ છે?

પણ એમ ભ્રમમાં રહીને જ મૂએલાની વાત જવા દો. પણ જેઓ તત્ત્વજિજ્ઞાસુ છે, સદૈવ સત્યપરાયણ થવા અને રહેવા મથે છે, જેમની સત્ય માટે એટલી તીવ્ર ભક્તિ રહેલી છે કે તેને માટે જે ભોગ આપવો પડે તે આપવા પાછી પાની કરે નહિ, તેમનો ઉત્કર્ષ ભ્રમો અને વહેમોના સંસ્કારોને લીધે કેટલો લંબાય છે, કઠણ થાય છે અને એમના જીવનનો કેટલો બધો કાળ વ્યર્થ કષ્ટો સહન કરવામાં અને નિષ્કારણ ઊપજેલા ચિત્તના ઝઘડાઓ શમાવવામાં જાય છે એમની વાત વિચારીએ.

તુકારામ મહારાજે પોતાના ચિત્તના એકેએક રંગને અભંગોમાં ઉતાર્યા છે, એટલે આ બાબતનો ખ્યાલ એમના અભંગોના અભ્યાસીને આવી શકે છે. પણ બધા તુકારામ મહારાજ જેવા નોંધનારા નથી હોતા, છતાં તેઓનેયે એ ઝપડાઓમાંથી પસાર થયા વિના ચાલતું નથી.

જીવનના સારામાં સારા ભાગનાં વર્ષોનાં વર્ષો સુધી એક કલ્પના, ભ્રમ કે વહેમને સત્ય માની, તેને અત્યંત આગ્રહથી, પ્રીતિથી, ભક્તિથી પોષવી, તેને માટે સર્વસ્વનો ત્યાગ કરવો, સ્વજનોને કષ્ટમાં નાંખવા અને પછી એક દિવસ જણવું કે જે વસ્તુની જીવને સાટે તેમણે અનન્યભાવે ભક્તિ કરી એ તો માત્ર એક કલ્પના જ હતી, જે દુસ્તર જણાતા ભયમાંથી છૂટવા ઇચ્છા કરી તે ભય કેવળ કાલ્પનિક જ હતો, જે સ્થાનમાં સદૈવ રહેવાનું મળશે એવી આશા બાંધી હતી, તે સિદ્ધ થશે એમ માનવા કોઈ સબળ આધાર જ નહોતો—એમ માલુમ પડતાં ચિત્તને જે પહેલો આઘાત પહોંચે તે દુઃખને માટે કોણ જવાબદાર છે ?

વળી એ પહેલો આઘાત ભોગવીને જ બધા ઝગડા મટી જતા નથી. પહેલો ફટકો પડે ત્યારપછી કેટલો કાળ તો કેવી દુઃખદ સંશયાત્મક સ્થિતિમાં જાય છે તેનો ભ્રમનું સમર્થન કરવાવાળાઓને ખ્યાલ આવી શકે નહિ, કેમકે એમણે એને કલ્પના-વિલાસથી વધુ મહત્ત્વ ભાગ્યે જ આપ્યું હોય છે. પણ પેલા પ્રામાણિક પુરુષનો તો કેટલોક કાળ એવી સંશયાત્મક સ્થિતિમાં જાય છે કે ' આ બધું કલ્પના અથવા ભ્રમ છે એમ કહેનાર સાચો હશે; કે મને ભક્તિમાંથી ડગાવવા અથવા મારી પરીક્ષા લેવા ઊપજેલી માયા હશે ? હું સન્માર્ગથી પડું છું કે હવે જ સન્માર્ગે ચડું છું ? બુદ્ધિ કહે છે કે મારી માન્યતાને ભ્રમ કહેનારો માણસ સાચો છે, જૂના ગુરુઓ કહે છે કે એ શ્રદ્ધાનાશનું—અધોગતિનું લક્ષણ છે.

બુદ્ધિને સ્વીકારું કે શ્રદ્ધાને વળગું?' આ દ્વિધા સ્થિતિમાંથી પાર પડી બુદ્ધિના નિર્ણયમાં સ્થિર ન થાય ત્યાં સુધી જે માનસિક દુઃખ તેઓ ભોગવે છે તેનો ખ્યાલ, જેઓ 'પામર' જનને માટે ભ્રમને પોષવામાં લાભ સમજે છે, તેમને નહિ હોય એમ જ કહેવું જોઈએ.

જો કોઈ એમ કહે કે 'અપામર' માણસના હૃદયમાં રહેલી સત્યને માટેની વ્યાકુળતા, તેઓના ઉપર અસત્ય સંસ્કારોનું જોર ન હોત તો મરી ગઈ હોત, અને અસત્ય સંસ્કારોને લીધે જ તેઓનો સત્ય માટે પુરુષાર્થ થયો હતો, તો ઉપર પૂર્વપક્ષે કરેલી દલીલ જ તેમને લાગૂ પડે છે કે 'અસત્યનું ઉત્થાપન એટલે સત્યનું જ્ઞાન થતું નથી, તેથી અસત્યમાં શ્રદ્ધા ન બેસાડવામાં આવી હોય તોયે સત્ય માટે 'પુરુષાર્થની જરૂર રહે છે જ, અને સત્યને જાણ્યા વિના જેને ચેન પડતું નથી તેને તે વ્યાકુળતા રહેશે જ; તેથી એ પુરુષ પુરુષાર્થહીન થાય નહિ, પણ વધારે સફળ અને ઉજ્જ્વળ પુરુષાર્થ કરે. વળી, પોતાનો ઉત્કર્ષ કરવાની ઇચ્છા રાખનારને પોતાના મન સાથે લડવા માટે સ્વાભાવિક જગતમાં ઓછી બાબતો નથી કે એમાં ભ્રામક માન્યતાઓનો ઉમેરો કરવાની જરૂર ગણાય.[1]

૧ ગેરસમજ ન થાય તે માટે 'કેળવણીના પાયા'માં 'અસત્ય' શબ્દ પર કરેલી નોંધ નીચે ઉતારું છું:

"સત્યથી ઊલટું, અથવા જૂઠું, મિથ્યા એ પણ અસત્ય કહેવાય છે, અને વિશેષ સત્યની દૃષ્ટિએ ઓછું સત્ય પણ અસત્ય કહેવાય છે. એક વસ્તુ એકીવખતે સાચી અને જૂઠી બને ભાસી ન શકે. જે વખતે મને એક ઓરડીમાં દોરીમાં સાપ ભાસ્યો હોય તે વખતે હું કોઈને કહું કે એ ઓરડીમાં સાપ છે તો તે જૂઠું નથી. પણ એ ભાસ મિથ્યા જાણ્યા પછી કોઈને ડરાવવા માટે કે વિનોદાર્થે એમ કહું તો તે જૂઠું છે. પણ લોઢાનો પાવડો, હથોડી અને કોદાળી.

૬ હવે એક બીજી દલીલનો વિચાર કરીએ. એને રજૂ કરનાર પક્ષ કહે છે કે જે જ્ઞાન કાંઈ પણ નિશ્ચિત સિદ્ધાંતને ઠરાવનારું

એ ત્રણેને હું જુદાં કહું, અને ત્રણે લોહું જ છે એ દૃષ્ટિએ એક કહું, ત્યાં હું ન્યૂન અથવા સ્થૂળ સત્ય અને વિશેષ અથવા સૂક્ષ્મ સત્યનો ભેદ કરું છું......એકતા પર ભાર મૂકતી વખતે ભેદો બધા ઔપાધિક અથવા ગૌણ અથવા મિથ્યા છે એમ પણ કહું."

અહીં જે અસત્ય વિષે વાત થાય છે તે પહેલા પ્રકારનાં છે. જેઓ એ બાબત પોતે ભ્રમમાં નથી, પણ બીજાને એવા ભ્રમોમા નાંખે છે અથવા પોતાનાં વાણી કે વર્તનથી એને ટકાવવામાં ભાગ લે છે તેઓ સામે જ ઉપરનો આક્ષેપ છે એ યાદ રાખવું. પ્રામાણિકપણે જેઓ ભ્રમને સત્ય માને છે અને તેમ કહે છે તેમના પર નથી. હા, એવો એક પક્ષ હોઈ શકે છે—અને હું માનું છું કે છે—કે જે એમ કહેશે કે 'આ બધું અસત્ય કરવું પડે છે એ ખરું. અમે પણ એ ભ્રમમાંથી પસાર થયા છીએ અને એ ભ્રમોના સંસ્કારોને લીધે અમારે ખૂબ મનોવ્યથા ભોગવવી પડી છે. છતાં, અમે પ્રામાણિકપણે માનીએ છીએ કે એ ભ્રમોને લીધે અમારું કશું અહિત નથી થયું. ભલે એ બધો ભ્રમ હતો એમ પાછળથી માલૂમ પડ્યું, પણ એણે અમારી ચિત્તશુદ્ધિ કરી. ચિત્તશુદ્ધિમાં સહાયક હોવાથી અમારે લોકોને એ માર્ગે વાળવા પડે છે. એ અસત્ય છે, પણ એવાં અસત્યોમાંથી જ તેઓ સત્યમા જશે.' આ પક્ષની પ્રામાણિકતા વિષે શંકા નથી. પણ મને નમ્રપણે લાગે છે કે આ આત્માવલોકન કરવામા દોષ રહેલો છે. દા. ત., ભલે માનો કે એક જણે ગણપતિની ભક્તિ કરી અત્યંત ચિત્તશુદ્ધિ કરી છેવટે સત્યને જાણ્યું. તેને જો ગણપતિનો સંસ્કાર ન હોત, પણ અનન્ય ભક્તિ કરે એવું હૃદય અને એવી ને એવી આત્મોન્નતિ માટે તીવ્ર ધગશ હોત તો તે કોઈ પણ ગુરુજનની કે આદર્શની અનન્ય અને નિષ્કામ ભક્તિ કરીને પણ એ જ પ્રાપ્તિ કરી શકત, અને વિશેષ સ્વાભાવિક માર્ગે કરી શકત. આત્મોન્નતિ માટે જે આવશ્યક છે તે કોઈ કાલ્પનિક કે પરોક્ષ દેવમાં કે વાદમાં શ્રદ્ધા નહિ, પણ આત્મોન્નતિ માટે—સત્ય માટે—તીવ્ર ધગશ અને ભક્તિવાળું હૃદય.

હોય તેની પાછળ મહેનત કરીએ તો તો હજુ ઠીક. પણ તત્ત્વજ્ઞાન એવું નિશ્ચિત પ્રકારનું છે જ નહિ. એ તો

અજ્ઞેયવાદ

નિષ્પરિણામી છે. એમાં સાચામાં સાચો નિશ્ચય એટલો જ થઈ શકે છે કે જગતમાં કે જગત વિષે કશુંયે નિશ્ચિતપણે જાણવું શક્ય જ નથી. એટલું જ સાચું જ્ઞાન છે, બાકી બધી કલ્પનાઓ અને માન્યતાઓ જ છે. એવા નિષ્પરિણામ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિમાં શો માલ છે કે સત્યાસત્ય વિષે આટલા ચૂંથણાની જરૂર હોય? એથી વ્યવહારમાં આપણને કશું માર્ગદર્શન થતું નથી.

'કશુંયે નિશ્ચિતપણે જાણવું શક્ય જ નથી' એ મત અજ્ઞેયવાદને નામે ઓળખાય છે. કેટલાક તત્ત્વજ્ઞાનીઓ એ જ મત માનતા. મોર્લી પણ તેમાંના એક હતા. તેમની સામે ઉપરનો આક્ષેપ હતો. આ સામે એમનું કહેવું એવું હતું કે એ પ્રકારનું જ્ઞાન પણ નકામું નથી. કારણ કે એવી જાતનો નિશ્ચય પણ આપણને વિચાર અને ભાવનાના વંધ્ય મરુપ્રદેશોમાં ફાંફાં મારતાં અટકાવી આપણી મિથ્યા જનારી પ્રવૃત્તિને અચૂક સફળ દિશામાં વાળે છે.

તત્ત્વજ્ઞાનનો વિકાસ તપાસતાં જણાશે કે અજ્ઞેયવાદ તથા શૂન્યવાદ એ તત્ત્વવિચારમાં આવતી પગથી જેવાં જ છે. અનેક સ્વતંત્ર વિચારકો એક કાળે 'કશું જાણવું શક્ય નથી' અથવા 'કશું છે જ નહિ, શૂન્ય જ છે, જે જણાય છે તે કેવળ ભ્રમ છે' એવી વિચારસરણીમાં ઊતરી પડે છે. આનું કારણ, આગળ જણાવ્યું તેમ, 'અસત્યના ઉથાપવાથી સત્ય સ્થાપિત થતું નથી' એ છે. અસત્યનો નાશ અને સત્યનું દર્શન એ બેની વચ્ચે આવો કાળ જતો હોય એમ લાગે છે. એકવાર ભારતવર્ષનાયે મોટા વિચારકો અજ્ઞેયવાદી કે શૂન્યવાદી હતા એમ માલૂમ પડે છે. આમાંથી જ

વેદાન્ત આગળ વધ્યું છે.[1] આથી એમ સિદ્ધ થતું નથી કે ભ્રમ હિતકર હોઈ શકે.

**ભ્રમની અનિવાર્યતા**

§ વળી એમ કહેવામાં આવે છે કે પ્રત્યેક કાળ અને દેશને મર્યાદા છે. એ કાળ અને એ દેશમાં સત્યની શોધ અમુક હદ સુધી જ જઈ શકે છે. એથી આગળની પગથી વિષે કાંઈક કલ્પનાઓ કે ભ્રમો જ હોય છે અને એ દ્વારા જ સત્યની ઝાંખી થવાની હોય છે. એવાં કલ્પના કે ભ્રમ ન હોત તો સત્યનું શોધન પણ અશક્ય થાત. માટે આ સામે રોષ કરવો ઉચિત નથી.

આનો બે પ્રકારે ઉત્તર આપી શકાય. એક તો આનો અર્થ એ નથી કે ભ્રમને જાણીને કાયમ રાખવો કે પોષવો હિતકર છે. જે માન્યતા આજે ભ્રમ તરીકે જાણી તેનો આજે જ નાશ કરવો ઘટે, અને આજની માન્યતાઓમાં રહેલા ભ્રમ ભવિષ્યની પ્રજા નાશ કરે. બીજું, આ રીતે અસત્ય રૂપો અને ભૂલભરી ભાષાની જે જરૂર ભાસતી જણાય છે તે જરૂરિયાત અનેક પ્રસંગોમાં આપોઆપ ઉત્પન્ન થયેલી નથી હોતી, પણ પૂર્વકાળના ભ્રમોના પરિણામે ઊપજેલી હોય છે. એક ભૂલભરેલી માન્યતાથી ઊપજતી બીક

૧. આથી મહારાષ્ટ્રીય કવિ મુકુંદરાજે પોતાના 'પરમામૃત'માં 'શૂન્યખંડન' અને 'અજ્ઞાનખંડન' નામે બે પ્રકરણો લખ્યા છેઃ

म्हणोनि अभाव ऐसा भासे। परी शून्या म्हणावें कैसें।
जे सर्वांसी जाणोनि असे। शून्या समवेत ॥

અને आपण आपणासि नेणें। ऐसें आपणचि जाणें।
जाणपण हें तुमजणें। तेंचि पैं तें ॥

અને જ્ઞાનેશ્વરે આત્માને શૂન્યની પાર, મહાશૂન્ય, શૂન્યાતીત કહ્યો છે.

અથવા અરુચિ દૂર કરવા બીજી કલ્પના ઉઠાવવી પડે છે. દા. ત., પુનર્જન્મનો વાદ[1] આપણે એટલી હદ સુધી ચીતર્યો છે કે 'જીવ' મર્યા પછી કઈ યોનિમાં જશે એ કોઈ નિયમ કરતાં કાકતાલીયતા ઉપર વધારે આધાર રાખે છે. તેથી કરીને મનુષ્યદેહ ગયા પછી મરનાર કોઈ કીડો થશે, પંખી થશે, પશુ થશે કે શું થશે તે કહી શકાય નહિ. આ રીતે જો કાકતાલીય ન્યાયે પુનર્જન્મ થતો હોય તો દેખીતું છે કે મુમુક્ષુને એમાંથી છૂટવાને કોઈ બુદ્ધિયુક્ત કે પોતાના પ્રયત્ન પર આધાર રાખનારી યોજના પર વિશ્વાસ ન રાખી શકાય એમ લાગે. આ કલ્પનાના ભયમાંથી છોડાવવા સંપ્રદાયપ્રવર્તકો બહાર પડે છે, અને માત્ર એ સંપ્રદાયના પ્રવર્તકમાં ઉદ્ધારકપણાની શ્રદ્ધા રાખવાથી જન્મોજન્મનાં પાપ નાશ પામે છે અને કશા પ્રયત્ન વિના 'મોક્ષ' મળે છે—એવી 'અનુગ્રહ'ની કલ્પના નિર્માણ કરવામાં આવે છે. જો પહેલી કાકતાલીયતાની કલ્પના ન હોત તો બીજી થવાને પણ કારણ ન હોતું.

તે જ પ્રમાણે પુણ્યથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે એ કલ્પના પ્રથમ નિર્માણ થઈ. એ કલ્પના ઓછી શુદ્ધ લાગવાથી એથી પર વૈકુંઠ, એથી પર ગોલોક, એથી પર અક્ષરધામ એવી ઉપરાઉપરી કલ્પનાઓ બાંધવામાં જ સંપ્રદાયપ્રવર્તકોએ પોતાની બુદ્ધિ દોડાવી. દરેક ઊપલી કલ્પનામાં ભોગવૃત્તિની ન્યૂનતા—અને તેટલે અંશે વિશેષ શુદ્ધિ—જણાય છે એ સાચું. પણ, એથી, અનુયાયીને જે આશ્વાસન મળે છે તે ઓછું કાલ્પનિક ઠરતું નથી, તેમજ તેનું બીજ એક પહેલી ખોટી કલ્પનામાંથી છે એ વાત ઓછી થતી નથી.

૧. આ આખોયે વાદ મને વધારે વિચારવા જેવો લાગે છે, પણ અહીં એ પ્રસ્તુત નથી. અહીં એના એક જ અંશનો વિચાર છે.

૬ વિશુદ્ધ સત્યમાં જરા ભ્રમના ભેળની પણ જરૂર છે એમ લાગવામાં સૂક્ષ્મ રીતે એમ માનનારાનો સ્વાર્થ રહેલો હોય છે.

**ભ્રમ પોષવામાં સ્વાર્થ**

પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવા માટે લોકોમાં જે માન્યતાઓ રૂઢ થઈ ગઈ હોય તેનો ઉપયોગ કરી લેવાની, તેમજ જૂનાને સાચવી રાખવાની પ્રામાણિક છતાં હાનિકારક વૃત્તિ સમર્થ સુધારકો તથા ધર્મપ્રવર્તકોમાં પણ રહે છે. ગણપતિમાં પોતાને કશી શ્રદ્ધા હોય કે ન હોય, પણ લોકોને એમાં શ્રદ્ધા છે તો તેને નિમિત્ત કરી લઈ રાજકીય, સામાજિક વગેરે પ્રવૃત્તિઓનો પ્રચાર કરવો—એ પહેલા પ્રકારની પ્રવૃત્તિનું ઉદાહરણ છે. ગણપતિની કલ્પના સારી પેઠે રૂઢ છે, તેમાં રૂપક રહ્યું છે, મૂળ કંઈ અમૂર્ત ભાવનાને મૂર્ત કરવા એ રૂપક યોજાયું તે કોઈ જાણતું નથી જ,—નિદાન સામાન્ય લોકો તો જાણતા નથી જ—ત્યારે એ રૂઢ કલ્પનાને કાયમ પણ રાખવી, અને એક નવો ખુલાસો આપી તેનું રૂપક સ્વરૂપ સમજાવવું—એવો પ્રયત્ન બીજા પ્રકારની વૃત્તિનું ઉદાહરણ છે.

પણ આવી વૃત્તિ સમર્થ પુરુષોમાં હોય છે તેથી એ હિતકર જ છે એમ કહેવાય નહિ. ઊલટું, એ વૃત્તિથી કશો તાત્કાલિક લાભ ન થતાં સત્યનો પંથ વિશેષ જ કઠણ થાય છે. કારણ કે એથી ભ્રમને, જાણે, સંજીવની ઔષધિ મળે છે.

એક ભ્રમનો તીવ્ર સંસ્કાર બીજા ભ્રમો કેવી રીતે ઉપજાવે છે તેનું એક ઉદાહરણ લઈએ. માણસને પરમાર્થ સાધવો હોય તો તેણે ભગવાં લેવાં જોઈએ એવી એક કલ્પના આપણે પોષી છે. એકવાર વેશ લીધા પછી એ છોડાય જ નહિ એ બીજી કલ્પના છે. હવે ઘણીવાર માણસને પરમાર્થ સાધવાનો ક્ષણિક વેગ ઉત્પન્ન

થાય છે અને તેના આવેશમાં એ સંન્યાસીનો વેશ લઈ લે છે. કેટલોક કાળ ગયા પછી એ વેગ ઊતરી જાય છે અને ભોગની ઇચ્છાઓ બળવાન થાય છે. પણ હવે વેશ કેમ બદલાય? એટલે એ વિશેષ અસત્ય કરે છે. એ સિદ્ધ પુરુષ બન્યાનો ડોળ કરે છે અને એક નવી કલ્પના ફેલાવે છે. તે એ કે હવે એનાં સર્વ કર્મો બાકી રહેલા પ્રારબ્ધના ભોગરૂપે છે, પણ નવીન કર્મો નથી. અને 'મુક્તને પણ પ્રારબ્ધ ભોગવ્યા વિના છૂટકો થતો જ નથી' એ માન્યતાનો આશ્રય લઈ પોતાની વાસનાઓ તૃપ્ત કરે છે.[1]

એ જ પ્રમાણે કોઈ માણસ ક્ષણિક આવેશમાં અથવા કોઈ સંપ્રદાયના નિયમરૂપે ચીંથરાની કંથા પહેરવાનું સ્વીકારે છે. ચીંથરાની કંથા પહેરવામાં જ કાંઈ આધ્યાત્મિકતા છે એવા ભ્રમને એ પોષે છે. ખરેખરી નથી એની એવી વૃત્તિ કે નથી એવી પરિસ્થિતિ. આથી, કેટલોક કાળ ગયા પછી એવું બને છે કે ખરાં ચીંથરાંની કંથા એને પહેરવી નથી, અને નથી પહેરતો એમ કહેવડાવવું નથી. પરિણામ એવું આવે છે કે એ મનપસંદ આખું કપડું મેળવી, તેના નાનાનાના કકડા કરી, એમાં ને એમાં કોઈ જાતની કળા કરી કંથા તૈયાર કરે છે.

૬ સત્યમાં ભ્રમ અથવા કલ્પના ભેળવવાની વૃત્તિનો એક જુદો જ પ્રકાર આપણા દેશમાં વારંવાર મળી આવે છે. એ સ્થૂળ

૧. પ્રારબ્ધ કર્મ એટલે શું એનો પૂરો વિચાર અહીં થઈ ન શકે. કોઈ પુરુષ અતિઆહાર કરે તો તેને અજીર્ણ થાય; 'મુક્ત' એવું કરે તો તેનેયે થાય. કારણ કે અત્યાહારનું એણે જે પ્રારબ્ધ કર્યું તેનું ફળ એણે ભોગવવું જ જોઈએ. પણ કોઈ સંન્યાસી કીમતી ઘરેણાં તથા કપડાં પહેરે અને તેને પ્રારબ્ધભોગ કહે તો તે પ્રારબ્ધકર્મના સિદ્ધાન્તને નામે પાખંડ છે.

તેમાંયે નવાઈ નહિ. દાખલા તરીકે, તેઓ અહિંસા પરમો ધર્મઃ એમ માન્યા છતાં એમને યુદ્ધ સદૈવ ત્યાજ્ય ન હોય એમ બને. ઊલટું, જેને તેઓ ધર્મયુદ્ધ ગણતા તેમાંથી દૂર થવું એ જ એમને અધર્મ લાગે. જગતમાંથી જ યુદ્ધ નીકળી જવું જોઈએ એ ભાવના આજે ખીલી છે, અને આજેયે બીજ માત્ર છે. એ જ પ્રમાણે એમના વાલીવધ જેવાં નિંદ્ય કર્મો વિષે અને એમના માંસાહાર વિષે પણ એમ જ કહી શકાય. આટલું આપણે સમજી લઈએ તો એમનાં —આજની દૃષ્ટિએ—અયોગ્ય લાગતાં કર્મોને રૂપકાત્મક ઠરાવવાની, અથવા અવતારોને દુષ્કૃત્યો કરવાનીયે સ્વતંત્રતા હોય છે એમ પ્રતિપાદન કરવાની જરૂર ન પડે.[1]

§ સારાંશ કે—

(૧) ભ્રામક માન્યતાના પક્ષમાં જે કાંઈ કહી શકાય તો તે એટલું જ કે તે મનુષ્યજાતિની વૃદ્ધિમાં અનિવાર્ય અંગોરૂપે ઊપજ્યાં જ કરે છે. પણ એ અનિવાર્ય છે માટે હિતકર પણ છે અને જાણીબૂઝીને પોષવાં જોઈએ એમ ન કહેવાય.

૧. આપણાં ઇતિહાસ, પુરાણ વગેરેમાં રૂપકાત્મક કથાઓ છે જ નહિ એમ મારું કહેવું નથી. કેટલીક કથાઓ દેખીતી રીતે રૂપકો જ છે; જેમકે, ગ્રહો, નક્ષત્રો, સપ્તર્ષિઓ, દેવો ઇત્યાદિની કથાઓ. કેટલીક કથાઓમા ઇતિહાસ અથવા માનવી કથા અને રૂપકનું સંમિશ્રણ છેઃ જેમકે, મહાભારતમાં આવતી કેટલીક વંશાવળીઓ. કેટલીક કથાઓમાં ઇતિહાસનો પાયો છે, પણ તે સાથે કવિની કાલ્પનિક રચના પણ છેઃ જેમકે, પાંડવો વગેરેની કથાનાં કેટલાંક અદ્ભુત રસનાં વૃત્તાન્તો. અને કેટલીક કથાઓ ઇતિહાસને આધ્યાત્મિક ભાવોનું રૂપક કરવા માટેયે યોજાયેલી છેઃ જેમકે, અધ્યાત્મ-રામાયણ. કેટલીક કથાઓમાં આ બધાયે ભાગોની છૂટી ન પાડી શકાય એવી ભેળસેળ હોય છે.

(૨) પૂરા કે અંશતઃ પણ જૂઠા સિદ્ધાન્ત અને અવળા હેતુઓની બાબતમાં આપણે આપણી હાલની વૃત્તિ બદલવી જોઈએ. એકવાર આપણી પાકી ખાતરી થઈ જાય કે અમુક સિદ્ધાન્તમાં અસત્ય ભળેલું છે, અથવા અમુક હેતુ અવળો છે, તો પછી આપણે વિચારવાનું એટલું જ રહે છે કે આપણે તે અસત્યને યા અવળાઈને તોડી ફોડીને ફેંકી દઈ શકીએ એમ છે કે નહિ. અને આ વિચાર કરતાં તે અસત્યાંશ અથવા અવળો હેતુ કોઈકને ઉપયોગી તો ન હોય એવી ભ્રમણાથી તેનો નાશ કરતાં થંભી જવું એ સામાજિક ઉત્કર્ષને બાધા કરનારી નબળાઈ છે.[૧]

૧. ગાંધીજીની એક મોટામાં મોટી સેવા આ દિશાની છે. સમાજની ગમે તે માન્યતા હોય, તેમને જ્યાં ભૂલ લાગી તે પ્રસિદ્ધ કરવામાં કોઈ પણ 'વહેવારુ બુદ્ધિ' એમને અટકાવી શકી નથી. એનું તાજું (ઈ. સ. ૧૯૨૭માં) ઉદાહરણ કૂતરાં અને વાછડાને અંગેની અહિંસા વિષેની ચર્ચા છે. એમના એ વિષેના વિચારો ભલે ફરીથી વિચારવા જેવા હોય, પણ અહિંસાને માટે જ 'મહાત્મા' પદ મેળવેલા બીજા કોઈ પુરુષની સમાજને આઘાત પહોંચાડવાની ભાગ્યે જ હિંમત થાય છે. સમાજની ખોટી લાગતી માન્યતાઓનું સંશોધન કરવું અને એ રીતે સમાજને આઘાતો પહોંચાડવા એ સમાજને આગળ વધારવાનું એક આવશ્યક સાધન છે.

## પ્રકરણ ૩ જું

### સત્યશોધન

§ આટલે સુધી અસત્યની હિતકરતાનો નિષેધ થયો. હવે સત્યના અમલ અને ત્યાગની મર્યાદાઓ વિચારવાની રહી.

વળી એકવાર યાદ રાખીએ: જે મનુષ્ય ધન, માનમરતબો, સત્તા, ભૂતદયા યા એવાં જ હજારો બહાને સત્યનો ત્યાગ કર્યા છતાં આત્માને હાનિ નહિ થાય એવી ઘાતક **અસત્યનું પાપ** વૃત્તિ પોષે છે, તેણે પોતે જ એક એવો ભયંકર અધઃપાત પોતાને માટે બનાવી મૂક્યો છે કે તેને બીજાના શબ્દો વધારે ભયંકર કરી શકે એમ નથી. જે માણસ સત્ય અને અસત્યનો ભેદ સમજવા સાથે સામાન્ય લોકોને કશી લેવાદેવા નથી એવા વિચારથી જીવન શરૂ કરે તે મોડોવહેલો એવા વિચારનો થઈ જશે કે સત્ય–અસત્યનો ભેદ સમજવા સાથે તેને પોતાને પણ બહુ લેવાદેવા નથી.

§ શરૂઆતમાં જણાવ્યું તેમ સત્ય સંબંધે ત્રણ રીતે વિચાર

કરવાનો છેઃ સત્યાસત્યનો નિર્ણય કરવાની ફરજનો, સત્ય બોલવાની ફરજનો અને પોતાને જે સત્ય લાગતું હોય તે પ્રમાણે પોતાનું વર્તન રાખવાની ફરજનો. ત્રણેય બાબતોમાં ડહાપણભર્યો સંકોચ કે વિલંબ હોઈ શકે છે. પણ કેટલો સંકોચ કે વિલંબ ડહાપણભર્યો કહેવાય તે તપાસવાનું છે. એમાં વાજબી કરતાં વધારે સંકોચ રાખવાથી પોતાના મન સાથે જ છેતરપિંડી અથવા ઇચ્છાપૂર્વક પાખંડ થાય છે, અને વાજબી કરતાં વધારે વિલંબ કરવાથી પોતામાં કાર્પણ્ય (માનસિક દીનતા) તથા અશ્રદ્ધાનો દોષ વધે છે.

**સત્ય વિષે ત્રણ ફરજો**

૬ આ પ્રકરણમાં સત્ય વિષે નિશ્ચય કરવાની ફરજનો વિચાર કરવાનો છે.

આ વિષયમાં પહેલો એ ખ્યાલ તો કાઢી જ નાંખવો જોઈએ કે એકાદ વિષય વ્યાવહારિક ચર્ચા માટે પરિપક્વ ન હોય તો આપણે એ બાબતમાં સ્પષ્ટ મત બાંધવાની ફરજમાંથી સર્વાંશે મુક્ત થઈએ છીએ. કારણ, ક્યારેય પણ કોઈ મતનો વ્યવહારમાં અમલ થઈ શકે તે પહેલાં એ વિષયમાં સ્પષ્ટ મત બંધાવો તો જોઈએ જ. આથી અમલ કરવાની શક્યતા ન હોય ત્યારે પણ સત્ય મત બાંધવાની અને તેને પ્રગટ કરવાની ફરજ ઊભી થઈ શકે. અમુક એક વિચારની બાબતમાં આજે કોઈ આપણું સાંભળવાનું નથી, માટે એ વિચારમાં કેટલું સત્યાસત્ય છે તે જાણવાનો ઇનકાર કરવો એ ટૂંકી બુદ્ધિની અતિશયતા છે.

**અપૂરતાં કારણો**

આપણી ખાતરી હોય કે અમુક વિચાર પ્રજામાં તત્કાળ કે

કોઈ પણ કાળે સ્વીકારાવાનો સંભવ ઘણો જ ઓછો છે, છતાં આપણે તો એ વિષયમાં સ્પષ્ટ અને શક્ય તેટલો સત્ય વિચાર ધરાવીએ છીએ એટલો સંતોષ મેળવવા માટે ઊંઘ વેચીને ઉજાગરા કરવા બહેતર છે. સત્ય અને જ્ઞાને તો સમયની પ્રતીક્ષા કરતા રહેવાનું છે અને સમય આવ્યે આગળ પડવાનું છે. છૂટીછવાઈ વ્યક્તિ બહુમાં બહુ એટલું જ કરી શકે કે સત્ય અને જ્ઞાન માટે તે સતત મથન કર્યા કરે, પછી ભલેને તે એકલો જ હોય. અને જો બહુમાં બહુ તે આટલું કરી શકે તો ઓછામાં ઓછું પણ તેણે આટલું કરવું જોઈએ. વ્યવહારમાં, કેટલીક પરિસ્થિતિને લઈને, આપણે ધારેલું હોય તેમાંનું કેટલુંક, બાકીનું મેળવવા માટે, પડતું મૂકીએ; અથવા અમુક સ્થિતિમાં પડ્યા રહેવાનું, કે પાછા પડવાનું ટાળવા માટે ઉત્તમ કાર્યપ્રણાલી જતી કરી ઊતરતી કાર્યપ્રણાલીથી સંતોષ માનીએ; આમાં હરકત નથી. પણ એનો અર્થ એવો નથી કે આપણે ઊતરતા વિચારો પણ અંગીકાર કરવાની, કે સત્યનિશ્ચયના શુદ્ધ સુવર્ણમાં પ્રચલિત રૂઢિનો થોડો ભેળ ભેળવવાની, કે જે માન્યતાની સપ્રમાણતા વિષે આપણા મનમાં દગદગો હોય તેવી માન્યતાને અંગીકાર કરવાની છૂટ છે, અથવા તેવી માન્યતાનો ઇતિહાસ તપાસવાની બાબતમાં બેદરકાર રહેવાની છૂટ છે. એમ કરવું એ અઘટિત સત્યાગ્રહત્યાગ છે. આમાં —એટલે કોઈ પણ પ્રશ્નમાં—સત્ય શું એનો નિશ્ચય કરવાની બાબતમાં બહુમતને માન આપવાનો, કે એ નિશ્ચય અમલમાં મૂકી શકાય એમ છે કે નહિ તે જોવાનો, કે તેથી બીજાને કે આપણને શું સુખદુઃખ થશે તે તપાસવાનો ખ્યાલ અપ્રસ્તુત છે. એ નિશ્ચય કરવા માટે યોગ્ય પ્રમાણો છે કે નહિ એટલું જ જોવાની જરૂર છે.

§ મોર્લી કહે છે કે આ બાબતમાં ઇંગ્રજી પ્રજાની વૃત્તિ અઘટિત રીતે કેવળ વ્યાવહારિકતા ઉપર દૃષ્ટિ રાખનારી છે. કોઈ નવો વિચાર તેની સમક્ષ રજૂ થતાં જ એનો તત્કાલ અમલ કરી શકાશે કે કેમ, એથી લાભ થશે કે હાનિ એનો પ્રથમ વિચાર કરવા મંડી પડે છે. જો એ દૃષ્ટિએ એ વિચાર સ્વીકારવો અનુકૂળ લાગે તો તેની ચર્ચા સાંભળવા તે તૈયાર થાય છે. નહિ તો એની સત્યાસત્યતા તપાસવી તેની દૃષ્ટિએ વખતનો નકામો બગાડ લાગે છે. એટલે પ્રત્યક્ષ રીતે ફાયદો કરી આપનારા સત્યસિદ્ધાન્તો માટે જ તે તૈયાર હોય છે. આવી વૃત્તિ સ્વબુદ્ધિ પ્રત્યે તેમજ સત્ય પ્રત્યે દ્રોહી છે. ઇંગ્રેજોને હાથે જે ઉદાત્ત જણાતાં કાર્યો થયાં છે— જેવાં કે પોપશાહી તથા ગુલામીશાહી કાઢી નાંખવાનાં—તે પણ સત્ય પ્રત્યેની કે સ્વબુદ્ધિ પ્રત્યેની ભક્તિથી પ્રેરાઈને નથી થયાં, પણ જ્યારે તેમ કરવામાં જ તેમને વધારે સગવડ તથા આર્થિક અને રાજકીય લાભો જણાયા ત્યારે જ તેમ કરવા તેઓ પ્રેરાયા છે.

**ઇંગ્રેજોની ખાસિયત**

§ વળી, આ વિષયમાં મોર્લીનો એવો મત છે કે ઇતિહાસના અવલોકન પરથી એમ લાગે છે કે એક સમાજ ભાગ્યે જ એકી-વખતે વ્યવહાર અને પરમાર્થ એ બન્ને ક્ષેત્રોમાં સંપૂર્ણ સફળતાથી પ્રવૃત્ત થયેલો જણાય છે; ભાગ્યે જ એકીવખતે શુદ્ધ સત્ય શોધવામાં અને વ્યવહારમાંયે સફળ થવાના ગુણો દેખાડવામાં સફળ થયેલો જોવામાં આવે છે. એક બાજૂ વધારે ખીલેલી તો બીજી કરમાયેલી જોવામાં આવશે જ. સ્વતંત્ર અને સચેત બુદ્ધિવ્યાપારની સાથે સુવ્યવસ્થિત વ્યાવહારિક

**આધ્યાત્મિક ઉન્નતિ વિ. વ્યાવહારિક સમૃદ્ધિ**

કાર્યકુશળતાની જોડ ભાગ્યે જ જળવાતી જોવામાં આવશે. જો આ અનિવાર્ય પરિણામ હોય તો ઉપર કહેલા બેમાંથી ક્યા ગુણને ખૂબ પોષવો એ નક્કી કરવું એ સમાજના અભ્યાસીઓ માટે કઠણ કામ છે.

મોર્લીના આ ઉદ્ગારો મને તપાસવા જેવા લાગે છે. હું યુરોપના પ્રાચીન કે અર્વાચીન ઇતિહાસથી એટલો પરિચિત નથી કે એનું અવલોકન બરાબર છે કે કેમ એ તપાસી શકું. ઉપરછલી દૃષ્ટિએ ઘણાને એમ લાગશે કે આપણા દેશનો ઇતિહાસ મોર્લીના કથનને પુષ્ટિ આપે છે. આપણો દેશ તાત્ત્વિક ચર્ચાઓને બહુ મહત્ત્વ આપી, શાસ્ત્રાર્થો કરવામાં રોકાઈ, વધારેપડતી 'આધ્યાત્મિક ઉન્નતિ' અને 'મોક્ષ'ની પાછળ લાગ્યો. ત્યારથી તે સમૃદ્ધિમાં, વ્યવહારકુશળતામાં અને વ્યવસ્થિતપણામાં પાછળ પડતો ગયો એમ ઉપરઉપરથી જોતાં જણાશે, અને કેટલાક લેખકોએ એ મતલબનું કહ્યું પણ છે. પણ આ અવલોકન મને ભૂલભર્યું લાગ્યું છે. મને તો એમ લાગે છે કે જે પ્રજા વ્યવહારમાં ચતુર અને સાવધાન, સાહસી અને સુવ્યવસ્થિત હોય તે જ પરમાર્થમાં—સત્યની શોધમાં—આગળ વધી શકે. જે પ્રજા કે વ્યક્તિ લૌકિક સ્વતંત્રતા જાળવી શકતી નથી તે પરમાર્થી પણ ન થઈ શકે. વ્યવહારકુશળતા અને પરમાર્થ વચ્ચે એવો વિરોધ નથી કે એકની પ્રાપ્તિ એટલે બીજાની હાનિ થવી જ જોઈએ. હા, ભેદ એટલો છે કે જે માણસો પરમાર્થાભિલાષી થાય છે. તેઓ અંગત સમૃદ્ધિ માટે બહુ આકાંક્ષાવાળા નથી રહેતા. પણ તેનો અર્થ એ નથી કે તેઓ વ્યવહાર ચલાવવા માટે નાલાયક હોય છે. ઊલટું, ઇતિહાસ તપાસતાં જણાશે કે સમાજના વ્યવહારકુશળ ભાગમાંથી જ સારામાં સારા પરમાર્થની ઇચ્છાવાળા પાક્યા છે અને એમણે સમાજમાં

જો કાંઈ પ્રવૃત્તિ કરી હોય તો તેને પરિણામે પાછળથી તે સમાજને એકંદરે વ્યાવહારિક લાભ પણ થયેલો છે. એ ખરું કે કોઈ પણ સમાજમાં ક્યારેય કેવળ પરમાર્થપરાયણ માણસો થોડા જ નીકળવાના: પ્રજાનો મોટો ભાગ તો વ્યવહારમાં જ રચેલોપચેલો હોવાનો. એટલે આખો સમાજ પરમાર્થપરાયણ હોય એવું બનવાનો ક્યારેય સંભવ ઓછો છે. આથી, જે સમાજ વ્યવહાર-ચતુર હોય તે જ પરમાર્થપરાયણ વ્યક્તિઓ ઉપજાવવા વધારે લાયક છે એમ મારો મત છે.

ત્યારે મોર્લીએ જે અવલોકન કર્યું છે, અને જેને આપણો દેશ પણ પુષ્ટિ આપતો હોય એવું જણાય છે તેનો ખુલાસો શો? યુરોપની પ્રજાઓ વિષે હું કહી શકું એમ નથી, કારણ કે તે દેશમાં કયા પ્રકારનું તત્ત્વજ્ઞાન ખેડાયું છે અને જે તત્ત્વજ્ઞાનીઓ થઈ ગયા છે તેમનો જ્ઞાન અને ચારિત્ર્યમાં શો દરજ્જો હતો તેથી હું ઠીક રીતે જાણતો નથી. પણ આપણા દેશ વિષે જ બોલીશ.

### ઇતિહાસમાં ડોકિયું

આપણા દેશનો ઇતિહાસ તપાસતાં જણાશે કે આપણા દેશની રાજકીય અને વ્યાવહારિક અધોગતિની સાથે જ તત્ત્વજ્ઞાન તેમજ વિજ્ઞાનનું ખેડાણ બંધ થયું છે. વૈદિક તેમજ અવૈદિક દર્શનોના તથા વિજ્ઞાન વિદ્યાઓના ઉદ્ભવનો જમાનો અને વ્યાવહારિક અભ્યુદયનો જમાનો એકબીજાથી બહુ સ્વતંત્ર નહોતા. જેમ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનમાં વિચારનો ક્રમવાર વિકાસ જણાઈ આવે છે તેમ આપણે ત્યાંનાં દર્શનશાસ્ત્રોમાં પણ જણાય છે. એક પછી એક દર્શનકાર આગલા દ્રષ્ટાઓના વિચારોમાંથી કેટલાકને સ્વીકારે છે, કેટલાકને તોડે છે તથા કેટલાક નવા વિચારો રજૂ કરે છે. મુખ્ય ઉપનિષદોમાયે વિચારની વસ્તુ ભલે એક

હોય, પણ દરેક ઉપનિષત્કાર એકબીજાથી સ્વતંત્રપણે વિચારે છે; કોઈ એકબીજાના ઉપર અવલંબિત નથી, કે કોઈ એકબીજાનું પ્રમાણ લઈ વિચારતા નથી. સ્વતંત્રપણે વિચાર કરવાના હકનો ઇનકાર નથી અને હિંમતનો અભાવ નથી. વિજ્ઞાનવિદ્યાઓ તથા સમાજવિદ્યાઓમાં પણ તેને અનુસરતી જ પ્રગતિ છે.

પણ આર્થિક સમૃદ્ધિ અને રાજકીય મહત્ત્વાકાંક્ષા મર્યાદિત જ રહેવાં જોઈએ. એની યોગ્ય હદ વટાવી ગયા પછી વિલાસનો અને મદનો યુગ આવે છે. પરમાર્થ તેમજ વ્યાવહારિક અભ્યુદય માટે સાવ જુદા પ્રકારના ગુણોની જરૂર નથી. વિલાસ અને મદ તે ગુણોનો ક્ષય કરે છે. વિલાસના કાળમાં પ્રજાનાં શરીર જ નહિ પણ બુદ્ધિ અને વાણી પણ વિલાસમાં જ રમમાણ થાય છે. સ્વતંત્ર તથા નવા વિચાર બંધ પડે છે. જૂના વિચારકોના મતોનો અર્થ બેસાડવા, તે અર્થો વિષે વાજબી કે ગેરવાજબી મતભેદ ઉત્પન્ન કરી તે ઉપરથી શાખા–પ્રશાખાઓ સ્થાપવી, તાર્કિક કુસ્તીઓના અખાડા ચલાવવા, અનુભવ સમજાવવા માટે રચેલા વાદોને સિદ્ધાંતો બનાવી તેને આધારે અનુમાનપરંપરા અને કલ્પનાસૃષ્ટિ રચવી અને મનોરંજનનું સાહિત્ય રચવું, અનુભવથી ઠરાવવાની વસ્તુને તર્કથી કે વાદવિવાદથી ઠરાવવા પ્રયત્ન કરવો, વિલાસનાં સાધનો શોધવા, બનાવવા અને મેળવવામાં મશગૂલ રહેવું—આમાં નિદાન છેલ્લાં હજારેક વર્ષથી આપણા દેશના ઘણાખરા બુદ્ધિશાળી, પ્રભાવશાળી, જિજ્ઞાસુ અને પ્રામાણિક તથા પુરુષાર્થી જનોની પણ મહેનત ખર્ચાઈ છે. આમાં અનેક માણસોનાં જીવન પૂરાં થયાં છે એ સાચું છે; અનેક માણસોએ એને પોતાના જીવનનું સર્વસ્વ કર્યું છે એ પણ સાચું છે; એ વિષયમાં અનેક ગ્રંથો લખાયા છે એ પણ સાચું છે; પણ પરા કે અપરા, બેમાંથી એકે

વિદ્યામાં એક પણ નવો વિચાર, કે વિચારની એક પણ નવી દિશા, કે નવી શોધ, કે નવો સુધારો ભાગ્યે જ નિર્માણ થયો છે. આમાં અપવાદરૂપ વ્યક્તિઓ કદાચ ગણાવી શકાય, પણ સમાજની એ એકંદર સ્થિતિ નથી, અને વિચારની આ દશા દેશની વ્યવહાર-દશાને અનુરૂપ જ છે. દેશનો વ્યવહાર પણ તે કાળમાં વધારે ને વધારે અવ્યવસ્થિત, સંકુચિત દૃષ્ટિવાળો, પુરુષાર્થહીન બનતો બનતો પરતંત્રતાની હદ સુધી પહોંચ્યો છે.

દેશની પડતીના કાળથી માંડીને આજ સુધીમાં જેઓ 'પરમાર્થ'ને માર્ગે લાગ્યા તેઓના જીવનપ્રવાહને તે દિશામાં પ્રેરનારાં કારણો તપાસીશું તો માલૂમ પડશે કે 'ચોર્યાસીના ફેરા'રૂપી એક ભયાનક ચક્ર માથા ઉપર ઘૂમી રહ્યું છે એવા જબરદસ્ત ભયના સંસ્કારનો ભાર ઘણાખરાના મન ઉપર હતો;[1] તેમાંથી છૂટવા માટે અને 'બ્રહ્માનંદ'માં ડૂબવા કોઈએ યોગનો, કોઈએ તપનો, કોઈએ આત્મદર્શનનો માર્ગ લીધો; કેટલાકને કુળમાં ઊતરી આવેલા દેવ પર અત્યંત શ્રદ્ધાથી ભક્તિ ઉત્પન્ન થઈ અને તેને હાજરાહજૂર મળવાની હોંશ કરી; એ બધાની છેવટે વેદાંતમાં એકતા થઈ હશે (કે નહિયે થઈ હોય); પણ જેમને વેદાંતમાં શાંતિ મળી તેઓ

૧. પુનર્જન્મમાં માનવાને કારણ નથી જ એમ કહેવા હું આજ તૈયાર નથી. મારું કહેવું એટલું જ છે કે એમાં ડરવા જેવું કશું નથી. આપણામાંના કેટલાને પાછલા જન્મોના દુઃખોની સ્મૃતિ છે? ગર્ભાવસ્થામાં પોતે ઊંધે માથે લટકતો હતો અને હવાઅજવાળા વિના રિબાતો હતો તથા ભગવાનની પ્રાર્થના કરી એમાંથી છૂટ્યો એમ, શાસ્ત્રમાં ન વાંચ્યું હોય તો, કોણ યાદ લાવી શકે એમ છે? પુનર્જન્મ સંભવનીય હોય તોયે તે વાદમાંથી ઉપજાવેલી કલ્પનાએ જે અત્યંત ભયના સંસ્કારો પાડી મૂક્યા છે તેને જ ઉદ્દેશીને ઉપરની ટીકા છે.

પોતે સ્વતંત્ર રીતે વેદાંતના વિચાર કે અનુભવ પ્રત્યે વળેલા જણાતા નથી, પણ પ્રથમ વેદાંતની વિચારસરણી કે અનુભવશ્રેણીને શ્રદ્ધાથી સ્વીકારી લઈ તે પ્રમાણે અનુભવ લાવવા પ્રયત્ન કર્યો છે. આથી તેઓએ સાંત્વન મેળવ્યું હશે, પણ સ્વતંત્ર વિચારક થઈ ન શક્યા. પડતીના કાળ પછી કોઈ પણ જાતના ભયનિવારણના કે આનંદપ્રાપ્તિના હેતુથી પ્રેરાયા વિના, જનકલ્યાણના અથવા જગતનું તત્ત્વ ખોળવાના જ હેતુથી પ્રેરાઈને કોઈ તત્ત્વજ્ઞાનને માર્ગે વળ્યા હોય એવું પ્રસિદ્ધિને પામેલા કોઈ મધ્યકાલીન જ્ઞાની વિષે જાણમાં નથી.

આમ છતાંયે જેમણે પ્રામાણિકપણે ભક્તિમાર્ગે, યોગમાર્ગે કે જ્ઞાનમાર્ગે વળી તેમાં કાંઈયે સફળતા મેળવી, તેમનાં વ્યક્તિગત જીવન તપાસીશું તો તેઓમાં વ્યવહારદક્ષતાનો અભાવ હતો એમ જણાશે નહિ, પણ, ઊલટું, તેઓ સામાન્ય કર્મમાર્ગમાં રહ્યા ત્યાં સુધીનું તેમનું જીવન ઉદાત્ત આદર્શોવાળું છતાં વ્યવહારમાં સફળ હતું એમ જ જણાશે. જેઓ સ્વામી રામદાસ[1], સહજાનંદ સ્વામી કે સ્વામી દયાનંદ સરસ્વતીની માફક બાળપણથી જ 'પરમાર્થ'ને માર્ગે લાગ્યા, તેમણે પાછળથી જે સંસ્થાઓ ચલાવી તેમાંયે તેઓ આદર્શની સાથે વ્યવહારચાતુર્યનો સારી રીતે મેળાપ બતાવે છે. એટલે કે સમાજની એકંદર હાલતના પ્રમાણમાં વ્યવહારનિપુણ

૧. સ્વામી રામદાસનું નામ આ વિષયની બીજી સાક્ષી પૂરે છે. મહારાષ્ટ્રમાં જ્ઞાનીઓ અને સંતોના ઉદયની પાછળ મહારાષ્ટ્રનો વ્યવહારોદય થયો છે. મહારાષ્ટ્ર જ્યારે વિલાસમાં અને રુત્તાના મદમા તથા સ્વાર્થમાં સપડાયું, અને વ્યવહારદક્ષતામાં તેણે દેવાળું બતાવ્યું ત્યાર પછી તે કોટિના જ્ઞાની કે સંતોનીયે ઊણપ થવા માંડી. સ્વામી રામદાસનો મત પણ મારા જેવો જ છે. એમના 'દાસબોધ'માં તત્ત્વજ્ઞાનમાં કશો જ નવો ફાળો નથી, પણ વ્યવહારચતુર થવાને માટે એ ગ્રંથ વિવિધ શિખામણોથી ભરપૂર છે.

ભાગમાંથી જ પરમાર્થપરાયણ વ્યક્તિઓ ઉદ્ભવે છે એમ મારો મત થાય છે. જો વ્યવહારનિપુણતાની સામાન્ય ટોચ ઊંચી અને પ્રગતિશીલ હોય તો તત્ત્વજ્ઞાનની ટોચ પણ ઊંચી અને પ્રગતિશીલ થાય.

એટલે, સાચા અર્થમાં વ્યવહારકુશળતા દેખાડનાર સમાજ પરમાર્થમાં પાછળ પડશે નહિ. પણ મેલી અથવા ખોટી વ્યવહાર-કુશળતાથી, અતિશય સમૃદ્ધિથી અને તેની પાછળ આવતા વિલાસથી સમાજ પરમાર્થમાં અને રફતેરફતે વ્યવહારમાંયે પાછો પડે છે. પછી સાહિત્યના કે શાસ્ત્રાર્થના જે અખાડા મંડાય છે, તેમાં નવીનતા કે તત્ત્વજ્ઞાન જેવું કશું હોતું નથી પણ નવરા લોકોનો વાણીવિલાસ જ હોય છે.

**વિચાર અને વ્યવહાર વચ્ચેનું અંતર**

૬ આમ છતાં એટલું તો ઇષ્ટ છે અને ખાસ કરીને, સામાજિક કલ્યાણ માટે અગત્યનું છે કે વ્યવહારચર્ચા અને તત્ત્વચર્ચા વચ્ચેનું અંતર, એટલે જે તત્કાળ આચારમાં મૂકી શકાય એમ હોય તેને માટે માન અને જે માત્ર વિચારમાં જ મહત્ત્વનું હોય તેને માટેની શોધ એ બે વચ્ચેનું અંતર એટલું બધું દૂર અને સંબંધવિનાનું ન હોવું જોઈએ કે તેને કદી તોડી જ ન શકાય. કારણ, જે વિષયો, ઓછીવત્તી રીતે, સમાજની સંપત્તિ અને સુવ્યવસ્થાની સાથે સીધો અને સ્પષ્ટ સંબંધ ધરાવતા ન હોય તેવા વિષયો નજરમાંથી ખસી જાય અથવા ગૌણ ગણવામાં આવે એ અનિવાર્ય છે.

કારણ, માણસ કોઈ પણ તાત્ત્વિક વસ્તુની પાછળ ગંભીરપણે બીજાં બધાં નુકસાનો વેઠીનેયે ક્યારે લાગે છે? રામકૃષ્ણ પરમહંસ કે તુકારામ પરમેશ્વરને મળવા માટે કેમ વ્યાકુળ થયા

હશે? ગાંધીજી સારી આવકવાળો ધંધો છોડીને સરકારની સામે સત્યાગ્રહ કરવા કેમ તત્પર થયા હશે? જ્યારે કોઈક વસ્તુના સંતોષકારક નિર્ણય કે પ્રાપ્તિ વિના કોઈ માણસને પોતાનું જીવન સમાધાનપૂર્વક ચલાવવું અશક્ય થઈ પડે છે, જ્યારે એના ચિત્તને (ભલે ખોટી રીતે પણ) એમ લાગી આવે છે કે એના વિના એ જીવનના કોઈ પણ વ્યવહારમાં પોતાનું મન લગાડી શકે એમ નથી, અથવા બધાયે વ્યવહારો એ વસ્તુ ઉપર જ એવી રીતે લટકી રહેલા લાગે છે કે એનો નિકાલ એક રીતે લાગે તો તો જીવનનાં કર્તવ્યોનો ઉકેલ એક રીતે લાવવો પડે અને બીજી રીતે લાગે તો જુદી રીતે લાવવો પડે, ત્યારે એને બીજા સર્વ વ્યવહારોને ભોગે પણ એ વસ્તુની પાછળ લાગ્યા વિના છૂટકો જ થતો નથી. એ વસ્તુ પછી પરમેશ્વર હોય, કોઈ તાત્ત્વિક પ્રશ્ન હોય, સ્વરાજ્ય હોય, એકાદ જુલમી કાયદો હોય, એકાદ સમાજસુધારો હોય, કોઈ ઊંચો આદર્શ હોય, શબ્દની જોડણીનો કે વ્યાકરણનો કે પંચાંગસંશોધન જેવોયે હોય—જ્યારે એના વિના જીવનનું ચેન ચાલી જાય છે ત્યારે જ માણસ એને જીવનનું સર્વસ્વ બનાવે છે જ્યાં સુધી એને એમ લાગતું નથી ત્યાં સુધી એ વસ્તુમાં ગમે તેટલું ઉદાત્ત સત્ય રહ્યું હોય, ગમે તેટલી તાત્ત્વિક કે બીજાની દૃષ્ટિએ એ બાબત વ્યાવહારિક મહત્ત્વની હોય, ભલે બુદ્ધિના એક વિષય તરીકે તેનો એ અભ્યાસ કે ચર્ચા કરતો હોય, તોપણ તેને માટે એ વ્યાકુળ થઈ શકતો નથી.

**વ્યાકુળતાનાં કારણ**

જે નિયમ વ્યક્તિને લાગુ પડે છે તે સમાજને વિશેષે લાગુ પડે છે. કોઈ વસ્તુના નિર્ણય કે પ્રાપ્તિનું મહત્ત્વ, લાંબે સરવાળે, સમાજના જીવન પર તથા એની સંપત્તિ અને સુખ પર ગમે

**પ્રજામાં વ્યાકુળતા**

તેટલું થવાનું હોય, છતાં જ્યાં સુધી સમાજને પોતાના વર્તમાન-કાળમાં એના વિના કાંઈ અડચણ જણાતી નથી ત્યાં સુધી સમાજ એને વિષે ભાગ્યે જ ગંભીર વૃત્તિ ધારણ કરે છે. જ્યારે એ વસ્તુ પર સમાજને પોતાનો નિત્યવ્યવહાર આધાર રાખી રહેલો જણાય ત્યારે જ તે એને માટે ભોગો આપવા તૈયાર થાય. ત્યાં સુધી સમાજ એ વિષયમાં બૌદ્ધિક રસ લેશે, એની બૌદ્ધિક કદર કરશે, એ માટે ભોગ આપનારાઓને પૂજશે, એમાં પારંગત થયેલાઓના અભિપ્રાયોને ચર્ચા વિના સ્વીકારી લઈ તેની એકબીજાને પ્રસંગોપાત્ત લહાણી કરશે, પણ એને માટે એકચિત્ત નહિ થાય.

પરમેશ્વર માટે કે સ્વરાજ્ય માટે કે અસ્પૃશ્યતાનિવારણ માટે આખો સમાજ વ્યાકુળ નથી થઈ શકતો, કારણ એની પ્રાપ્તિ વિના સમાજને કોઈ જગ્યાએ તીવ્ર અડચણ આવતી જણાતી નથી. બન્ને વિના પ્રજાના વગવાળા સમૂહનો વ્યવહાર સારી રીતે ચાલે છે એમ લાગે છે. જ્યારે સમાજને કોઈ પ્રશ્નના નિર્ણય ઉપર પોતાના રોજના જીવનના પ્રશ્નો અવલંબી રહેલા લાગે ત્યારે જ તે એમાં હોંશભર્યો રસ લઈ શકે છે અને જરૂર પડે એને માટે ભોગ આપવા તૈયાર થાય છે. દા. ત., હિંદુમુસલમાનના ઝગડા તથા સંગઠનના પ્રશ્નો માટે જેટલી ઉત્તર હિંદુસ્તાનમાં તીવ્રતા છે તેટલી ગૂજરાતમાં અત્યાર સુધી તો નહોતી; કારણ શુદ્ધિ તથા ધર્માન્તર વગેરેની કેટલીક બાબતો ઉત્તર હિંદુસ્તાનમાં વ્યાવહારિક રીતે મહત્ત્વની થઈ પડી છે. જો શુદ્ધિના પ્રશ્નને કેવળ તાત્ત્વિક ચર્ચાનું જ મહત્ત્વ હોત તો એ વિષે સનાતનીઓ અને આર્યસમાજીઓ એકમત થઈ શકત કે કેમ એ શંકા છે. એ પ્રમાણે જ્યારે પરમેશ્વર વિષેના સાચા જ્ઞાન વિના, કે સ્વરાજ્ય વિના, કે અસ્પૃશ્યતાનિવારણ

વિના, કે હિંદુમુસલમાન એકતા વિના પ્રજાને ડગલે ને પગલે અડચણ માલૂમ પડશે ત્યારે એ માટે કટિબદ્ધ થતાં (જો ત્યાં સુધી કટિબદ્ધ થવાની શક્તિ રહી હશે તો) વાર નહિ લાગે.

**ગાંધીજીના લવાદનામાને અંગેના ઉપવાસ**

'કોમી લવાદનામા'ને પરિણામે ઇ. સ. ૧૯૩૨ ના સપ્ટેંબરમાં ગાંધીજીએ કરેલા ઉપવાસની પાછળ થયેલી પ્રવૃત્તિ સમાજના આ માનસનું સારું દૃષ્ટાંત છે. 'કોમી લવાદનામા' વિષે અસંતોષ પ્રગટ કરનારાં ભાષણો અને લેખોનો કાંઈ ટોટો નહોતો. પણ એ લવાદનામું રદ કરાવ્યા વિના ચાલે જ નહિ એમ કોઈને લાગ્યું નહોતું. ગાંધીજીને એના એક ભાગને રદ કરાવ્યા વિના નહિ જ ચાલે એમ લાગ્યું અને એમણે પ્રાયોપવેશન શરૂ કર્યું. પ્રજા 'લવાદનામા'ના ન્યાયી-અન્યાયીપણા વિષે ઝાઝું સમજતી નહોતી; અસ્પૃશ્યતાનિવારણના મહત્ત્વ વિષે પણ એટલું એને લાગી આવેલું નહોતું કે અસ્પૃશ્યતા વિના જીવાય જ નહિ એમ એને લાગે. પણ ગાંધીજીને મરવા ન જ દેવાય એ વિષે લગભગ આખી હિંદી પ્રજાને તેમજ સરકારી વર્ગને પણ એવું સ્પષ્ટ સૂઝી ગયું કે તે માટે જે ઓછામાં ઓછું કરવું આવશ્યક હતું તે કરવા માટે સૌએ તનતોડ પ્રયત્ન કર્યો. એને અંગે અસ્પૃશ્યતાનિવારણની પ્રવૃત્તિને એક નવો વેગ મળ્યો એને હું એનું ગૌણ પરિણામ જ ગણું છું. પ્રજાની એ પ્રવૃત્તિનો પ્રથમ હેતુ માત્ર લવાદનામું ફેરવવાનો જ હતો અને તે માટે એણે કટિબદ્ધ થતાં વાર ન લગાડી. એમ જ્યારે અમુક પગલું ભર્યા વિના પ્રત્યક્ષ સંકટ આવીને ઊભું રહેલું જણાય ત્યારે જ સમાજનો સામાન્ય વર્ગ તે માટે ભોગ આપવા તૈયાર થાય છે.

આ જો સાચું હોય તો તે પરથી આપણે એક ઉત્તમ ધડો

લઈ શકીએ. છૂટાછવાયા માણસો ભલે સત્યની કે કોઈ પ્રશ્નના તાત્ત્વિક સ્વરૂપની શોધમાં પડે. પણ જો એ શોધને કોઈ સામાજિક બાબત સાથે લેવાદેવા ન હોય, એને પરિણામે સમાજની કોઈ હંમેશની પ્રથા, આચરણ, વૃત્તિ, માન્યતા વગેરેને આઘાત પહોંચી શકે એમ ન હોય તો તત્ત્વતઃ તેની ચર્ચા ગમે તેટલી ઉપયોગી, ગંભીર કે ઉદાત્ત હોય તોપણ એકંદર સમાજને તેની ઉપયોગિતા સમજાશે નહિ. એનું મહત્ત્વ કેવળ તે વ્યક્તિના જેવા જ સ્વભાવવાળા માણસોને લાગશે.

**આગેવાનોની ઉદાસીનતા**

૬ પણ ભલે સામાન્ય સમાજ તાત્ત્વિક વિષયો માટે ગંભીર વૃત્તિ ધારણ કરી ન શકે. છતાં જો સમાજનો આગેવાન અને બુદ્ધિશાળી વર્ગ કોઈ પણ પ્રશ્નના તાત્ત્વિક ઉકેલ વિષે ઉદાસીન હોય, અથવા કોઈ પ્રશ્નના ઉકેલને તાત્ત્વિક દૃષ્ટિએ વિચારવાને બદલે તાત્કાલિક લાભહાનિની કે યશઅપયશના દૃષ્ટિથી જ વિચારતો હોય તો તે સમાજનો વિકાસ મંદ જ રહે એમાં શંકા નથી. એમની કેવળ ટૂંકી દૃષ્ટિ અથવા વણિકવૃત્તિ એને અને, એના કરતાંયે વિશેષે, સમાજને હાનિકારક છે. આવી વધારેપડતી વણિકવૃત્તિ એમના પોતાના ઉપર પણ ખરાબ અસર કરે છે. એ તેમને એવા ડરપોક બનાવે છે કે કોઈ પ્રશ્નનું સાચાખોટાપણું તપાસવાના નામથી જ તેઓ ડરે છે.

ધર્મતત્ત્વની બાબતમાં આવા કેટલાક દાખલા મેં જોયા છે. તેઓ પોતાના મનમાં એવા પ્રકારના ભયથી ભરેલા હોય છે કે ‘સુધારકો ઘણાખરા તર્કકુશળ રહ્યા; ખરાનું ખોટું અને ખોટાનું ખરું કરી બતાવી શકે; તેઓ ઇંગ્રેજો અને પાદરીઓ સાથે ભળેલા;

જાણેઅજાણે એમના વિચારથી રંગાયેલા અને આપણાં શાસ્ત્રો પણ એમના ચશ્માથી વાંચે; તેથી રખેને સુધારકોની (દા. ત., કન્યાના લગ્નની ઉંમર મોટી કરવાની કે અસ્પૃશ્યતા કાઢી નાંખવાની) દલીલો બરાબર લાગે, અને તેથી તેનો વિરોધ કરનારી શાસ્ત્રોની આજ્ઞાઓ પરથી આપણી શ્રદ્ધા ઊડી જાય. આપણાં શાસ્ત્રો તો ત્રિકાળજ્ઞાનીઓએ રચેલાં. એમની આજ્ઞાઓ ઉથાપવાથી આપણો નરકમાં વાસ થાય તો ? ઈશ્વરની લાકડીનો મૂગો માર આપણા કુટુંબ પર પડે તો ? માટે આવા વિષયોમાં આપણે આપણી બુદ્ધિથી વિચાર કરવો જ નહિ, પણ શ્રદ્ધાથી શાસ્ત્રાજ્ઞાને અને ચાલતી આવેલી રૂઢિઓને સ્વીકારી લેવી.

**ડરપોકપણાની મનોદશા**

અત્યાર સુધી જે માન્યતાઓ સત્ય તરીકે સ્વીકારતા આવ્યા છીએ અને જે માન્યતાઓનો અનેક પવિત્ર પુરુષોએ સ્વીકાર કર્યો છે, તે માન્યતાઓ અંતે પણ સાચી જ કાં ન હોય, અને આપણી કલિયુગથી ભ્રષ્ટ થયેલી બુદ્ધિને લીધે જ તે અસત્ય કાં ન લાગતી હોય? તેથી આપણે તે છોડી દઈએ તો કેવાં ભયંકર પરિણામો આવે? કદાચ આપણે ઈશ્વરના ક્રોધને પાત્ર થઈએ, આપણાં ધનકુટુંબનો નાશ થાય, અપકીર્તિ થાય કે સમાજનો ત્રાસ સહન કરવો પડે; અથવા નરકયાતના ભોગવવી પડે કે કોઈ તામસયોનિમાં જન્મ લેવો પડે કે ભૂત કે બ્રહ્મરાક્ષસ થવું પડે તો ?'—આવાઆવા ડરોથી તાત્ત્વિક વિષયોમાં વિચાર કરવાનો પ્રયત્ન જ કરવો નહિ એવી વૃત્તિ, વિચાર કરવાની શક્તિ ધરાવતા માણસોમાં પણ જોવામાં આવે ત્યારે દુઃખ થાય છે. આ વૃત્તિ અયોગ્ય પ્રકારનો સત્યાગ્રહત્યાગ છે. સત્યશોધક પ્રામાણિકપણે અસત્યનિર્ણય ઉપર આવે તોયે એને ઈશ્વરનો કે જગતનો કે પરલોકનો ભય રાખવાપણું

-ન હોય. પોતાને જે બુદ્ધિ પ્રાપ્ત થઈ હોય તેનો શુદ્ધ નિષ્ઠાથી, સત્ય શોધવાની જ વૃત્તિથી ઉપયોગ કરવાનો દરેક માણસનો હક છે અને તેનું કર્તવ્ય પણ છે. એવી રીતે થયેલી ભૂલ એને કદાચ લોકમાં અપ્રિય બનાવે કે અથડાવે ખરી, છતાં જે દયાસાગર અને સત્યપ્રિય ઈશ્વરમાં એ શ્રદ્ધા રાખતો હોય તેનો તો તે પ્રિય બનશે જ.

પૌરાણિક કે ઐતિહાસિક વૃત્તાન્તોમાંથી હરિશ્ચંદ્ર, રાણા પ્રતાપ, સૂફી મનસૂર, મીરાંબાઈ, ગુરુ તેગબહાદુર, સ્વામીનારાયણ સંપ્રદાયના આદિઅનુયાયીઓ, અનેક સતીઓ અને મધ્યકાળના રજપૂતો આપણી દૃષ્ટિએ મહાન નરનારીઓ લાગે છે તેનું કારણ નથી તેમની ધર્માંધતા કે નથી તેમના ધર્મસિદ્ધાન્તો, કે નથી તેમની ખરે જ સત્યસિદ્ધાન્તોની પ્રાપ્તિ. પણ તેમને વિષે આપણા આદરનું કારણ એ છે કે તેઓ પ્રામાણિકપણે સત્યને ખોળનારાં હતાં, જેને સત્ય માનતાં તેને સર્વસ્વાર્પણ કરી અનુસર્યાં હતાં અને જીવનપર્યંત તે સત્યની અચળ ઉપાસનામાં મચેલાં રહ્યાં હતાં. અને કેવી રીતે તેમણે સિદ્ધાન્તની ઉપાસના કરી હતી? વહેવારુપણાની દૃષ્ટિએ? નહિ; ઘણાનો મત શો છે અને થોડાનો શો છે તેની ગણતરી કરીને? નહિ; પણ "સત્ય એ જ જગતમાં ઈશ્વર છે, સત્યને જ આશરે ધર્મ રહ્યો છે, સત્યમાં જ સર્વ ધર્મનું મૂળ છે, સત્યથી પર કોઈ પદ નથી" એવી ભાવનાથી દરેક ચિંતન કર્યું અને સત્યને શોધ્યું અને પાળ્યું.

૬ આ પ્રકરણ કોઈ પણ પ્રશ્ન વિષે પોતાની બુદ્ધિ દોડાવી તે વિષયમાં સત્ય શું તેનો નિશ્ચય કરવાની માણસની ફરજ વિષે છે. એ નિશ્ચય પ્રગટ કરવાની કે અમલમાં મૂકવામુકાવવાની ક્યારે ,

ફરજ આવી પડે છે તે બીજાં પ્રકરણોમાં તપાસાશે. અહીં એટલું માની લેવામાં આવે છે કે એવા પ્રસંગો હોઈ શકે કે જ્યારે માણસને પોતાનો નિશ્ચય પ્રગટ કરવાની કે અમલમાં મૂકવામુકાવવાની ફરજ ન હોય. પણ આ ઉપરથી શંકા ઉઠાવવામાં આવે છે કે જે પ્રશ્નને લગતા નિશ્ચયને પ્રગટ કરવાની કે અમલમાં મૂકવામુકાવવાની ફરજ નથી આવતી તેની બાબતમાં નિર્ણય કરાવવાની ફરજ જ છે એમ કેમ કહેવાય? એ કડાકૂટનું પ્રયોજન શું?

**અવ્યવહાર્ય સત્યનો પ્રશ્ન**

આ શંકા ઉપર મોર્લીનો ઉત્તર મને બહુ સંતોષકારક નથી લાગતો. તે કહે છે કે એવી પરિસ્થિતિમાં કરેલા વિચાર પણ નિષ્ફળ જતા નથી. કારણ, એક તો, તેને પોતાના વિચારો નિખાલસ રીતે પ્રગટ કરવાનું બંધ રાખવું પડે એવી સ્થિતિ ક્વચિત જ ઉત્પન્ન થાય છે; અને, બીજું, તે વિચારોની આપણા વર્તન ઉપર તો અચૂક અસર થયા વિના ભાગ્યે જ રહેશે. એટલે આવા મતો અથવા નિશ્ચયો, કાંઈ નહિ તો, ચારિત્રનું એક અતિ મહત્ત્વનું અંગ છે. તે વિચારોથી આદર્શો તથા લક્ષ્યો ઘડાય છે, અને આદર્શો તથા લક્ષ્યો જ વર્તનને પ્રેરે છે. ગુપ્તપણે પણ તેઓ તેમનું કર્તવ્ય કર્યે જાય છે. માટે ચોક્કસ નિશ્ચય કરી રાખવા એ ચારિત્રને અખંડ રાખવાનો પાયો છે. તે આચારમાં બળવાન અને મહત્ત્વના માર્ગદર્શક થતા મટતા નથી. ઊંચામાં ઊંચા નિશ્ચય કરી રાખતાં ડરવું અથવા શરમાવું એ તો ચારિત્રના જે ગુણોને લીધે જિંદગીની મધુરતા જળવાઈ રહી છે તેવા ગુણોની વૃદ્ધિ બિલકુલ બંધ કરવા બરાબર છે.

**મોર્લીનો ઉત્તર**

સ્વતંત્ર ઉદ્ગારો તરીક આ વાક્યો સાચાં છે પણ જે વાત ધારી લઈને આ શંકા કરવામાં આવી છે, તેના ઉત્તર તરીકે એ સુસંગત નથી. શંકા એ છે કે જે પ્રશ્નોના નિર્ણયને પ્રગટ કરવાની કે અમલમાં મૂકવાની ફરજ ઊભી થાય એમ ન હોય તેના પ્રશ્નની શોધખોળ કરવાની જરૂર શું? ભલે એ સ્થિતિ ક્વચિત જ ઉત્પન્ન થતી હોય, છતાં એ વિરલ સ્થિતિના પ્રશ્નોના નિર્ણયમાં શું કામ પડવું? વિચારોથી આદર્શો તથા લક્ષ્યો ઘડાય છે, અને આદર્શો તથા લક્ષ્યો વર્તનને પ્રેરે છે એ પણ સાચું; પણ જે વિચારો પ્રમાણે વર્તન ઘડવાની ફરજ ઊભી થઈ શકે એમ ન હોય એવા પ્રશ્નો વિષે શંકા છે, અને તેને માટે મોર્લીએ ઉત્તર આપ્યો નથી.

શંકા

આપણે એક ઉદ્ધત ઉદાહરણ લઈશું. દા. ત., મારા દાદાના દાદાના જન્મદિવસ વિષે નિશ્ચિત મત બાંધવાની મારી ફરજ છે ખરી? (મારા કુટુંબના કે સમાજના ઇતિહાસ પર એમનો જન્મદિવસ કશુયે અજવાળું પાડી શકે એમ નથી એમ માની લઈએ.) એ વિષે હું ચોક્કસ નિશ્ચય પર આવું તોયે તેને પ્રગટ કરવાની કોઈ ફરજ ઉત્પન્ન થતી નથી, અને તે નિર્ણય પર કશો અમલ કરવા જેવું તો છે જ નહિ. આવા પ્રશ્નનો નિર્ણય કરવાની મારી ઉપર ફરજ છે ખરી? આ દૃષ્ટાંત ઉદ્ધત છે ખરું. પણ એ બતાવે છે કે કોઈ પણ પ્રશ્ન વિષે નિશ્ચિત મત બાંધવાની ફરજ સાવ અમર્યાદિત નથી. ત્યારે એવી ફરજની મર્યાદા કઈ એ તપાસવું ઘટે છે.

ઉદાહરણ

એ મર્યાદા મને આવી લાગે છે: પહેલાં, ભલે એકાદ વિચાર પ્રગટ કરવાની કે અમલમાં મૂકવામુકાવવાની આજે ફરજ ઊભી

ન થતી હોય, છતાં એ પ્રશ્ન એવા પ્રકારનો હોવો જોઈએ કે એનો નિકાલ ભવિષ્યના કોઈ કાળે પણ કોઈનેયે

**ફરજની મર્યાદા** મહત્ત્વનો થઈ શકે એવો અને એનો અમલ કરવાની કયારે પણ પોતાની કે સમાજની ઉપર ફરજ આવી પડે એટલો તે વહેવારુ હોવો જોઈએ. એ બે મર્યાદાઓ સાચવીએ તો પછી એ પ્રશ્ન બહુ તાત્ત્વિક અને મોટાં પરિણામો નીપજાવવાવાળો છે કે ઓછો

**૧ તાત્ત્વિક** તાત્ત્વિક અને નજીવાં પરિણામો ઉપજાવવાવાળો છે, (જેમકે, 'ડોશી' લખવું કે 'ડોસી' લખવું એના જેવો) તે તાત્ત્વિક દૃષ્ટિએ પ્રસ્તુત નથી, જોકે વ્યાવહારિક દૃષ્ટિએ એ બે મર્યાદા ઉપરાંત પણ કેટલીક મર્યાદા મૂકવી જ પડે છે.

એ વ્યાવહારિક મર્યાદા પાછી શોધવી રહી. એક માણસ કેટલા પ્રશ્નો વિષે ચોક્કસ નિશ્ચય કરવાની ભાંજગડમાં જાતે પડે ? તાત્ત્વિક દૃષ્ટિએ તો એમ જ કહેવું પડે કે

**૨ વ્યાવહારિક** જેનો જીવન સાથે સંબંધ હોય એવો એક પણ પ્રશ્ન એટલો નજીવો ન માની શકાય કે તે વિષે સત્ય શોધવાની ફરજમાંથી એ વિષેનો વિચાર કરવાની શક્તિ ધરાવનાર માણસ મુક્ત થઈ શકે. દા. ત., હું એક બહુ જ નાનકડો લેખક હોઉં તોયે 'હું' અને 'હૂં', અથવા 'શકવું', 'શક્વૂં', 'સકવું', અને 'સક્વૂં'માંથી કેઈ જોડણી બરાબર છે તેનો સ્વતંત્રપણે વિચાર કરી નિર્ણય કરવાની ફરજમાંથી કેટલે અંશે મુક્ત થઈ શકું ? અથવા, ભલે હું જ્યોતિઃશાસ્ત્રી ન હોઉં તોયે જો મારે તિથિ, તહેવાર વગેરેના દિવસોનો ઉપયોગ કરવો પડતો હોય તો દેશી પંચાંગની જુદીજુદી પદ્ધતિઓમાંથી કઈ

ખરી છે એ વિષે મારી જાતે નિર્ણય કરવાની ફરજમાંથી હું કેટલે અંશે મુક્ત થઈ શકું? અથવા, રોગનિવારણ માટે આયુર્વેદ, યુનાની, ઍલોપથિ, હોમિયોપથિ, બાયો-કેમિસ્ટ્રિ, નિસર્ગોપચાર વગેરે અનેક મતોમાંથી કયો કેટલો સાચો છે એ વિષે જાતે નિર્ણય કરવાની મારા ઉપર કેટલી ફરજ છે? જ્યારે આવા પ્રશ્નોના ખાસ વિદ્વાનોમાં પરસ્પર મતભેદ હોય ત્યારે તો એ ફરજનો વિચાર કરવો વધારે મહત્ત્વનો થઈ પડે છે. કારણ કે જ્યારે વિદ્વાનો એકમતના હોય ત્યારે તો તેમણે કરેલી શોધની ઉપર વિશ્વાસ રાખી, અનુભવથી એમના નિર્ણય ભૂલભરેલા ન લાગે ત્યાં સુધી તેને સ્વીકારી લઉં તો ચાલે એમ કાંઈક કહી શકાય.

એટલે, તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં, આ પ્રશ્ન એવા પ્રકારનો છે કે જીવનમાં જે પ્રશ્નો ઊઠે કે ઊઠી શકે તેને વિષે કેટલે અંશે આપ્તવાક્યથી[1] ચલાવી શકાય? ક્યારે ચાલુ રૂઢિ પ્રમાણે વર્તી શકાય? દરેક માણસે કેટલી વિદ્યાઓનો ઊંડો અભ્યાસ કરવો જ ઘટે? અને ક્યારે ન કરે તો ચાલે? વળી, આમાં વ્યક્તિગત શક્તિના વિચારથી મર્યાદા ઠરાવવાનો કોઈ નિયમ છે કે નહિ?

બીજું કોઈ કારણ ન હોય તોયે કાંઈક મર્યાદા હોવી જોઈએ એમ સૂચવવાને એક કારણ તો છે જ. તે એ કે માણસની શક્તિ કુદરતી રીતે જ એટલી મર્યાદિત છે અને જીવનના પ્રશ્નો એટલા વિવિધ અને અનેક છે કે માણસ ધારે તોયે તેને દરેક વિષયમાં જાતે તપાસી નિર્ણય કરવો શારીરિક ધર્મોથી જ અશક્ય છે. પણ, તેથી, એમ ન કહી શકાય કે ઓછામાં ઓછી શક્તિવાળા માણસ માટે જે મર્યાદા હોય તે સત્યાગ્રહની પાકી ફરજની હદ સમજવી.

૧. વિશ્વાસ મૂકી શકાય એવા માણસો કે ગ્રંથોના અભિપ્રાયોથી.

કારણ, માણસની શક્તિને મર્યાદા હોવા છતાં તેમાં ઓછાવત્તાપણું છે. તેથી, જે મનુષ્ય જેટલા વિષયોમાં સ્વતંત્ર વિચાર કરી સત્ય-નિશ્ચય કરવાનો પ્રયત્ન કરવાની શક્તિ ધરાવતો હોય તેટલાનો વિચાર કરવાની તેને છૂટ તો હોય જ.

ફરજ

§ આ છૂટ થઈ. હવે ફરજની દૃષ્ટિએ ઓછી કે વત્તી શક્તિવાળા દરેક માણસે કેટલા વિષયમાં વિચાર કરી સત્યનો નિર્ણય કરવા આગ્રહ રાખવો જ જોઈએ એ તપાસીએ.

ગીતા પરથી સૂચના

આમાં ભગવદ્ગીતાની વિચારસરણી આપણને કાંઈક ધોરણ સૂચવી શકે એમ છે.

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ॥
(નિજકર્મે રહી યુક્ત પામે છે સિદ્ધિ માનવી—૧૮-૪૫)
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥
(નિર્માયેલું સ્વભાવે જે તે કર્મે પાપ ના અડે—૧૮-૪૭)

અહીં 'સ્વભાવનિયત' અથવા 'સહજકર્મ'માં હું આટલી બાબતોનો સમાવેશ કરું છું: શિક્ષણ, રુચિ તથા ટેવના સંસ્કારો, જીવનનું તથા કર્મનું ધ્યેય, અને વ્યક્તિગત, કૌટુંબિક તથા સામાજિક આવશ્યકતા—એ સર્વે મર્યાદાઓનો વિચાર કરી સ્વીકારાયેલાં સર્વે કર્મો.

આ પરથી એક સ્વાભાવિક નિયમ મને એવો લાગે છે કે માણસ પોતાના સ્વભાવથી ઠરાવેલાં કર્મોમાં ઊપજતા પ્રશ્નો વિષે સ્વતંત્ર નિર્ણય કરવાની બાબતમાં સત્યાગ્રહનો ત્યાગ ન કરી શકે. सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् । ( સહજ કર્મમાં દોષ હોતાંયે

ત્યજતું નહિ—૧૮-૪૮ ) એ સાચું, પણ એનો અર્થ એ નથી કે એવું કર્મ કરનાર એમાં રહેલા દોષો વિષે અને તેના નિવારણના ઉપાયો વિષે બેદરકાર રહી શકે. એ દોષો તે કર્મ કરવાની પદ્ધતિને લગતા હોય કે તેની પાછળ રહેલા ઉદ્દેશ્ય, પ્રયોજન કે નીતિને લગતા હોય, નાના હોય કે મોટા હોય, તેને વિષે સત્યાગ્રહનો ત્યાગ કરનારને માટે એમ જ કહેવું પડે કે स्वभावनियतं कर्म कुर्वन् प्राप्नोति किल्बिषम् । (નિર્માયેલું સ્વભાવે જે, તે કર્મે પાપ તો અડે.)

થોડાંક ઉદાહરણો લઈ સ્પષ્ટ કરીશું. વકીલ કાયદાને લગતા, દાક્તર આરોગ્યને તથા રોગનિવારણને લગતા, ભાષાશાસ્ત્રી ભાષાને લગતા, સમાજશાસ્ત્રી સમાજને લગતા, અર્થશાસ્ત્રી ધનસંપત્તિને લગતા, રાજકારણી રાજનીતિને લગતા, જ્યોતિષી ખગોળને લગતા, વણકર વણાટને લગતા, કાંતનાર કાંતવાને લગતા, રાંધનાર અને જમનાર ખોરાકને લગતા, જિજ્ઞાસુ તત્ત્વજ્ઞાનને લગતા, મનુષ્યમાત્ર ધર્મને અને નીતિને લગતા, કોઈ પણ પ્રશ્નો જ્યારે જ્યારે ઉત્પન્ન થાય ત્યારે ત્યારે તે વિષે સત્ય નિર્ણય શું હોઈ શકે તેનો વિચાર કરવાની ફરજમાંથી આળસ, લોકલજ્જા, રાજદંડ, સમાજદંડ કે ગમદંડના ભયથી, કે આર્થિક નુકસાન, બહુમતીનો વિરોધ કે બીજા કોઈ પણ કારણસર મુક્ત ન થઈ શકે. આમાં જે એ વિષયોને નિત્ય વ્યવસાય તરીકે ન સ્વીકારતો હોય, છતાં તેમાં માથું મારતો હોય તેનોયે સમાવેશ થાય. એટલે કે, દાખલા તરીકે, જે દાક્તર ન હોય છતાં પોતાનાં કે બીજાના રોગને ઉપચાર કરવાનું માથે લે તેણે તેને લગતી બાબતોમાં જાતે વિચાર કરી નિર્ણય કરવો જોઈએ. એવાં જેટલી જાતનાં કર્મોમાં તે સ્વતંત્રપણે પ્રવૃત્ત થાય તે બધા વિષે એણે જાતે સત્ય શોધવાની ફરજ સમજવી જોઈએ.

૬ આમાં કર્મનાં ઉદ્દેશોને અંગે થોડોક વિચાર કરવાની જરૂર છે.

બહારથી એકસરખું લાગતું કર્મ જુદાંજુદાં ઉદ્દેશોથી થઈ શકે છે. ઉદાહરણાર્થ, એક લેખક સ્વભાષાને શુદ્ધ ને સમૃદ્ધ કરવા લખે, બીજો પોતાની કલ્પનાઓથી લોકોનું મનોરંજન કરવા લખે, ત્રીજો પોતાને મહત્ત્વના લાગતા વિચારો લોકોને સમજાવવા ભાષાને માત્ર સાધનરૂપ બનાવે, ચોથો ભાષાશાસ્ત્ર સિવાય પોતાના બીજા પ્રકારના જ્ઞાનભંડારનો લોકોને લાભ આપવા માટે લખે, વગેરે. આ બધા ભાષા અને લેખનશક્તિનો ઉપયોગ કરે છે ખરા. પણ ભાષાને શુદ્ધ અને સમૃદ્ધ કરવાનો ઉદ્દેશ એકનેજ પ્રધાનપણે છે. બીજાઓ તેને કેવળ સાધનરૂપે વાપરે છે. જે ભાષાને શુદ્ધ અને સમૃદ્ધ કરવાના ઉદ્દેશથી લખે છે, તેણે ભાષાનાં વ્યાકરણ, જોડણી, રૂઢિપ્રયોગો વગેરેનો જાતે અભ્યાસ કરી તે વિષે સત્ય-નિયમોનો નિર્ણય કરવો અને, એના નિર્ણયો પ્રત્યે લોકમત કે ભાષાશાસ્ત્રીઓનો વિરોધ હોય તોયે, આગ્રહ રાખવો એ આવશ્યક ગણાય. એમ ન કરવું એ અઘટિત સત્યાગ્રહત્યાગ કહેવાય.

કર્મનાં ઉદ્દેશો

પણ જે તે ઉદ્દેશથી નથી લખતો, પણ પોતાનાં જ્ઞાન, વિચાર કે કલ્પનાને રજૂ કરવા ભાષાને કેવળ સાધન તરીકે વાપરે છે તેણે એ જ્ઞાન, વિચાર કે કલ્પનાને લગતા પ્રશ્નો વિષે એ જાતનો સત્યાગ્રહ રાખવો જોઈએ ખરો, પણ ભાષાના પ્રશ્નો વિષે જાતે નિર્ણય કરે એટલી એની પાસે અપેક્ષા ન રાખી શકાય. આનો અર્થ એ નથી કે એ લેખક ભાષાને ગમે તેમ વાપરી શકે. પણ એ બાબતમાં એ વધારે વિદ્વાન ભાષાશાસ્ત્રીઓના નિર્ણયને સ્વીકારી લઈ તેમને વિષે મતભેદ હોય તો પોતાને અનુકૂળ લાગે તે મતને અથવા સામાન્યપણે સ્વીકારાયેલી રૂઢિને અનુસરી ભાષાને

વાપરી શકે. પણ જો આ રીતે એના ઉપર આત્મનિર્ણય કરવાની ફરજ નથી, તો તેણે આ વિષયમાં હઠીલા ન થવાની વિશેષ ફરજ છે. એ પોતાની જ રીતને વળગી રહેવાનો આગ્રહ ન રાખી શકે, પણ ભાષાશાસ્ત્રીઓના મતોમાં જેમજેમ ફરક પડતો જાય, અને તેઓ જેમજેમ નવા નિયમો સૂચવતા જાય, તેમતેમ તેણે તેનો અમલ કરવા તૈયાર રહેવું ઘટે.

**સત્યાગ્રહનો સર્વ-સામાન્ય વિષય**

ત્યારે, પોતાના સ્વભાવાનુસાર પસંદ કરેલા ખાસ ક્ષેત્રમાં જ સત્યાગ્રહ રાખવાની ફરજ માણસ પર છે એમ એક બાજૂની મર્યાદા થઈ. પણ તે સાથે જ એક બીજી ફરજ સામી બાજૂથી ઉત્પન્ન થાય છે. તે ઉપર સૂચવાઈ તો છે જ, પણ સ્પષ્ટપણે સમજાવવી આવશ્યક છે. તે એ કે જે કર્મો મનુષ્યમાત્રને માટે સામાન્ય છે, જે કર્મોદ્વારા મનુષ્ય પોતાની માણસાઈ અથવા પશુતા પ્રગટ કરે છે કે વધારે છે, તે કર્મોને લગતા પ્રશ્નોના નિર્ણય માટે સત્યાગ્રહ રાખવાની—એટલે જાતે તપાસી સત્ય શું તે ઠરાવવાની—ફરજ માણસમાત્ર પર છે. એવા પ્રશ્નો તે—જેમાં પોતાના તથા સમાજનાં શ્રેય, યોગક્ષેમ વગેરે રહ્યાં હોય, જે મનુષ્યના સામાન્ય ધર્મ, નીતિ, જ્ઞાન વગેરેને લગતા હોય તે.

આમ જે પ્રશ્નોનો પ્રચાર કે અમલ કરવાની જરૂર ઊભી ન થતી હોય, છતાં કઈ રીતે અને કેટલા વિષયોમાં એ વિષે સાચો નિર્ણય કરી રાખવાની માણસ પર ફરજ આવી પડે છે તેનો વિચાર થશે.

§ રાજકારણના ક્ષેત્રમાં આ બાબતમાં રાજદ્વારી લેખોમાં અતિશય અસત્ય અને નીતિભ્રષ્ટ રીતો વપરાતી સર્વ દેશોમાં નજરે

પડે છે. દેશમાં જુદાજુદા રાજકીય પક્ષો હોય તો તેની પાછળ કંઈક મહત્ત્વના માનસશાસ્ત્રના તથા રાજનીતિના નિયમો વિષે અને સામાજિક પરિસ્થિતિ વિષે જુદાજુદા અનુભવની દૃષ્ટિ હોવી જોઈએ. એ દૃષ્ટિ સાચી છે કે ખોટી, પૂરી છે કે અધૂરી એ જુદો પ્રશ્ન છે. પણ જે એ પક્ષનો કહેવડાવે તેને એ નિયમો અને પરિસ્થિતિ કયાં તેનું સ્પષ્ટ જ્ઞાન અને તેમાં શ્રદ્ધા હોવાં જોઈએ. આથી, જે કાંઈ રાજકીય પ્રશ્નો ઉત્પન્ન થાય તેનો વિચાર અને નિર્ણય તે નિયમો અને પરિસ્થિતિના અનુભવ અને વિચારથી કરે, અને મતદારો કે રાજ્ય આગળ એ ધોરણથી જ રજૂ કરે. એમ કરવામાં તે મતદારોને કે રાજ્યને સમજાવવામાં ન ફાવે તો તેની ફિકર ન રાખે. પણ આમ સ્થિર સિદ્ધાન્તોના વિચારથી જ નિર્ણય પર આવવાને બદલે અમુક પક્ષમાં ભળવાથી અમુક સ્થાન પટકાવી પાડી શકાય એમ છે એમ વિચારી, અથવા માત્ર સામા પક્ષને હરાવવા ખાતર હરીફ પક્ષ બોલે તેથી ઊલટું બોલવું, અથવા સામા પક્ષના લોકોને ગાળો ભાંડવી, અથવા પ્રસ્તુત વિષય સાથે જે બાબતોને સંબંધ ન હોય, પણ તેની બાબત ઉકેલવાથી લોકલાગણી હરીફ પ્રત્યે ઉશ્કેરાય એમ હોય તેવી બાબતોને ઉકેલવી, અથવા લોકોની જે માગણીઓને પોતાના સિદ્ધાન્તો સાથે લેવાદેવા ન હોય, કે તેને વિરોધી હોય, કે પૂરી પાડી શકાવાની નથી એમ જાણતો હોય છતાં તેને પૂરી પાડવાનાં વચનો આપવાં, અથવા પોતાના પક્ષના લોકોને અથવા પોતાને મદદ કરનારા લોકોને રીઝવવાને પોતાનો પ્રામાણિક અભિપ્રાય જતો કરવો—એ બધો અયોગ્ય પ્રકારનો સત્યાગ્રહત્યાગ છે.

**રાજકારણમાં નીતિભ્રષ્ટતા**

પોતાનો મત કયા સિદ્ધાન્તો અને અનુભવો પર રચાયેલો છે એ દરેક વખતે જણાવવાની કે સમજાવવાની જરૂર ન હોય

એમ બને. લોકોને એ ચર્ચામાં ઉતારવાની જરૂર ન હોય એમ પણ બને. સામાન્ય લોકોની એવી' ચર્ચા સમજવાની શક્તિ ન હોય એમ પણ બને. પણ તે પક્ષમાં ભળનારે પોતે તો પોતાનો પક્ષ કયા નિયમો અને અનુભવો પર રચાયેલો છે, એ નિયમો કેવા ગુણોવાળા અને કેવાં પરિણામો ઉપજાવે એવા છે, અને તે નિયમો ક્યાં કેટલે દરજ્જે લાગૂ પડે છે, તે એ બરાબર સમજેલો હોવો જોઈએ. અને ઘણા લોકો કે થોડા લોકો એ મત સ્વીકારે છે એના ઉપર એણે એ મતમાં ભળવું કે ન ભળવું એ ઠરાવેલું હોવું ન જોઈએ. પણ આવી સિદ્ધાન્તનિષ્ઠા ભાગ્યે જ જોવામાં આવે છે. એનું એક પરિણામ એ આવ્યું છે કે રાજપ્રકરણના કે બીજા કોઈ વિષયના બહુ દૂરદષ્ટિયુક્ત અને ઉચ્ચ સ્વરૂપ ઉપર આપણું ધ્યાન ચોંટેલું રહેતું નથી. જો દરેક પક્ષ પોતાના મૂળ પાયાના સિદ્ધાન્તોનો જ વિચાર કરે તો સંભવ છે કે દરેક પક્ષના અસ્તિત્વથી સમાજનું કાંઇક હિત જ થાય.

**મતાન્તર-**
**સહિષ્ણુતા**

§ મોર્લી કહે છે કે સત્ય શોધવાની બાબતમાં પ્રમાદ અને ભીરુતા ભેગાં થવાને લીધે આપણામાં એક પ્રકારનું ઢીલું સ્વચ્છંદીપણું વધી ગયું છે, અને તેને આપણે બીજાના વિચારો પ્રત્યે આપણી સભ્ય ક્ષમાવૃત્તિ છે એમ મનાવતા થયા છીએ. આ વાક્ય આપણા દેશને—ખાસ કરી હિંદુસમાજને—સારી પેઠે લાગૂ પડે છે. હિંદુસમાજ પોતાની મતાન્તરસહિષ્ણુતા

**હિંદુઓની**

માટે પ્રસિદ્ધ છે અને એની એ પ્રસિદ્ધિ વધતી જાય છે. પણ એ ગુણરૂપે છે કે પ્રમાદ અને ભીરુતાનું જ બીજું નામ છે એ વિચારવા જેવી વસ્તુ છે.

જે સમાજમાં અનેક સંપ્રદાયો છે અને ચોમાસાનાં જીવડાંની માફક બીજા અનેક સંપ્રદાયો ઊપજવાની અનુકૂળતા છે, જ્યાં સંપ્રદાયો વચ્ચે પ્રચંડ અને ખર્ચાળ શાસ્ત્રાર્થો અને વાદો પાંચદશ વરસે જાગી ઊઠે છે, તથા એવા શાસ્ત્રાર્થો કરી શકાય એટલા માટે જ અનેક પંડિતો રાતદિવસ તૈયારી કરતા હોય છે, ત્યાં સત્ય-શોધન માટે પ્રમાદ અને ભીરુતા છે, કે મતાન્તરસહિષ્ણુતા છે એમ કહેવું ધૃષ્ટતાભર્યું લાગશે. તેથી આપણે એનો કંઈક વિશેષ વિચાર કરવો જોઈશે.

**સાચો અર્થ**

મતાન્તરસહિષ્ણુતા એટલે શું એ જરા આપણે વિચારી લઈએ. એનું સાચું ક્ષેત્ર મતપ્રચાર અને પોતાનો મત બીજા પાસે સ્વીકારાવવાના અને તેનો અમલ કરાવવાના વિષયમાં છે. બીજા માણસો આપણાથી જુદી જાતના સાવ ખોટા મતો ભલે ધરાવતા હોય, છતાં તેમને પોતાના મતોને વળગી રહેવાનો અને આપણાથી ડર્યા વિના તેને યોગ્ય સ્વરૂપમાં પ્રગટ કરવાનો અધિકાર છે—એ સિદ્ધાન્ત તે મતાંતરસહિષ્ણુતા. એ સિદ્ધાન્ત સ્વીકારનાર માણસ વિરોધી મત સાંભળીને ડરી ન ઊઠે, પિત્તો ખોઈ ન બેસે, ઉદ્વેગ ન પામે, તેમ પોતાનો મત સ્વીકરાવવા કે તેનો અમલ કરાવવા કોઈ જાતનાં ભય કે લાલચ ન બતાવે.

પણ આપણે તો મતાન્તરસહિષ્ણુતાને જુદી રીતે ઓળખીએ છીએ. 'બધા ધર્મો એક જ ઈશ્વરને ઓળખવાના જુદાજુદા માર્ગો છે, જેને જે ધર્મ ફાવે તે તે સ્વીકારે,'[१] 'જેનો

१. रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषां ।
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥

જેવો ધર્મ[1] તે પ્રમાણે એ ચાલે,' 'પોતે જે ધર્મમાં જન્મ્યો હોય, તેમાં જ એણે રહેવું; તેમાં જ એને ઈશ્વર મળી રહેશે; કારણ ગીતામાં કહ્યું છે કે स्वधर्मे निधनं श्रेयः परधर્मो भयावहः[2], 'પોતાના બાપનો ધર્મ બદલીને એ બાપ ન કરવા'—આવાં વાકયોમાં આપણે

**ખોટો અર્થ**

એક બાજૂથી મતાન્તરસહિષ્ણુતાનો આભાસ કરાવીએ છીએ અને બીજી બાજૂથી ખોટો મતાગ્રહ બતાવીએ છીએ. કારણ, જેમ મતપરીક્ષણ અને મતાન્તરસહિષ્ણુતા એક જ વૃત્તિની બે બાજૂઓ છે, તેમ મતાન્તરસહિષ્ણુતાનો આભાસ અને ખોટો મતાગ્રહ એ પણ એક જ વૃત્તિની બે બાજૂઓ છે: અને આ વૃત્તિ સત્યશોધનની વૃત્તિને વિરોધી છે.

**વિરોધી માન્યતાઓ**

અનુભવ, બુદ્ધિની ભૂમિકા, રુચિ, સંસ્કાર, પરિસ્થિતિ ઇત્યાદિને લઈને સત્યના ઉપાસકોમાંયે પરસ્પરવિરોધી મતો હોઈ શકે અને હોવાના; એમાં કોઈ સાચો હોય અને તેથી વિરોધી ખોટો હોય; અથવા એક પરિસ્થિતિ માટે એક સાચો અને બીજી માટે બીજો મત સાચો હોય; અથવા બન્ને ખોટા હોય અને સત્યસિદ્ધાન્ત કોઈ ત્રીજો જ હોય, અથવા બન્નેમાં થોડું સત્ય હોય અને થોડી ભૂલ હોય. આમ હોય એ સાચું, પણ જે માણસ એમ જાણે કે આવા વિરોધી મતો છે અને તેમાંના એકમાં પોતે ઊછર્યો છે, તેની આગળ બીજાઓના મત માટે સહિષ્ણુતા રાખ્યા છતાં એક ધર્મ ખડો થાય છે અને તે ધર્મ જો એ ન બજાવે તો

૧. અહીં અને પાછીનાં વાકયોમાં 'ધર્મ' એટલે પોતે જે સંપ્રદાય, પંથ કે મતમાં જન્મ્યો હોય તેટલો જ અર્થ કરવામાં આવે છે.

૨. સ્વધર્મે મૃત્યુ છે રૂડું, પરધર્મ ભયે ભર્યો.

સત્યાગ્રહનો અયોગ્ય ત્યાગ થાય છે. એ ધર્મ એ કે પોતાની જેટલી બુદ્ધિ હોય તેનો ઉપયોગ કરી તે વિષે કેટલું અને કઈ દૃષ્ટિએ શું સાચું હોઈ શકે તેનો નિર્ણય કરવાનો. એ નિર્ણય એને પોતાના પૂર્વમતમાં દૃઢ કરાવનારો, શકા ઉપજાવનારો કે ફરક પડાવનારો થાય તોયે તેણે તેની પરવા કરવી જોઈએ નહિ. એવુંયે બને કે એમ નિર્ણય કરવા જતાં એની કાચી બુદ્ધિ એને ભૂલાવામાં નાંખે; અજાણ્યે એ સત્યમાર્ગે રહ્યો હોય અને સ્વબુદ્ધિ વાપરવા જતાં એ અસત્યમાં પડેઃ પણ, આથી પ્રામાણિક સત્યશોધકને ડરવું ન ઘટે. કારણ, "જે પુરુષની શ્રદ્ધા પવિત્ર છે તેને શુભ અને અશુભ બન્ને વસ્તુઓ શુભ વિચારને લીધે શુભરૂપે જ ફળ આપે છે." (મહાવીર)

एक वेळे तरी जाईन माहेरा, बहु जन्मफेरा झाल्या परी।
चित्तीं हे बैसली अविट आवडी, पालट तो घडी नेघे एकी।
करावें तें करी कारणशरीर, अंतरीं त्या धीर जीवनाचा।
तुका म्हणे तरी होईल विलंब, परी माझा लाभ खरा झाला ॥[1]

આવી સત્યશોધકની શ્રદ્ધા અને ધીરજ હોવી જોઈએ.

દાખલા તરીકે, જ્યારે માણસ એમ જુએ કે એક ધર્મમાં ગાયની રક્ષા પવિત્ર મનાઈ હોય અને બીજામાં તેની કુરબાની પવિત્ર ગણાઈ હોય; એકમાં મૂર્તિપૂજા વિહિત હોય, બીજામાં તેના નાશમાં ધાર્મિકતા હોય; એકમાં શિખા ઉપર ભાર હોય, બીજામાં દાઢી ઉપર હોય; એકમાં વાદિત્ર, ઘંટાનાદ વગેરે ઉપકરણોની

દૃષ્ટાન્તો

1. એકવાર નક્કી જઈશ નિજ ઘરે, ભલે ભવચક્રે ફરું ઘણેર,
ચિત્તમાંહી પાકી ગાંઠ એવી પડી, ફેર નહિ ઘડી એક પડે.
થાય તેમ કરો કારણશરીર, મારે હૈયે ધીર જીવનની તે;
તુકો કહે થાય ભલેને વિલંબ, અંતે મારો લાભ પાકો થયું.

આવશ્યકતા લેખાતી હોય, બીજામાં આસપાસમાંયે એનો ઘોંઘાટ ન ચાલી શકે; એકમાં ગાયના માંસનો નિષેધ હોય, બીજામાં ડુક્કરના માંસનો નિષેધ હોય; એકમાં બીજાના ભાણામાંથી ખાવું-પીવું અધર્મ મનાતું હોય, બીજામાં એમ કરવાની ઘૃણા બતાવવામાં અધર્મ મનાતો હોય; એકમાં પંક્તિભેદ આવશ્યક મનાતો હોય અને બીજામાં તે અધર્મ લેખાતો હોય; એકમાં વારંવાર નહાવાથી ધર્મ સચવાય, બીજામાં નહાવું એ અધર્મ અથવા આપદ્ધર્મ મનાય; એકમાં ભગવાનની પૂજા માટે વસ્ત્રાલંકાર જોઈએ, બીજામાં તે નવસ્ત્રા જ હોવા જોઈએ; એક ધર્મના દેવ લોહી દેખ્યા વિના રીઝે નહિ, બીજાની આગળ લાલ રંગનું શાક પણ ન ચાલી શકે; એકમાં મદ્ય, માંસ, વ્યભિચાર વગેરેની એટલે સુધી છૂટ હોય કે તે દેવમંદિરમાંયે થાય, અને બીજામાં તે મહાપાતક ગણાય; એકમાં 'શિવ' શબ્દ અત્યંત પવિત્ર લેખાય, બીજામાં એ અક્ષરોનું જોડકું ટાળવા માટે 'શિવવું' વગેરે શબ્દો પણ વાપરી ન શકાય; એકમાં 'આમીન્' મોટેથી જ બોલવું જોઈએ, બીજામાં ધીમેથી જ બોલવું જોઈએ—જ્યારે માણસ આ પ્રમાણે પરસ્પર-વિરોધી મતો જુએ ત્યારે એ ગમે તે મત કે પંથમાં જન્મ્યો હોય, એના પોતાના સંસ્કારો ગમે તે બાજૂના હોય અને એના ધર્મોપદેશકો ગમે તે જાતનો બોધ આપતા હોય, તોયે આ બધામાં શું અને કેટલું સાચું હશે એનો સ્વબુદ્ધિથી વિચાર કરવા ન બેસે અને પોતાના મનને મનાવી લે કે 'હું મારે મારા ધર્મમાં શ્રદ્ધા રાખીને જ તરી જઈશ; અથવા એ બધાયે મતો સાચા છે અને એક જ પરમેશ્વરને પહોંચવાના જુદાજુદા માર્ગો છે,'—તો મારે કહેવું જોઈએ કે તે ધાર્મિક વૃત્તિયે નથી કે મતાન્તરસહિષ્ણુતાયે નથી, પણ કેવળ પ્રમાદ અને ભીરુતા છે.

આ બધી વસ્તુઓ મેં એવી ગણાવી છે કે જેમાં આત્મા-પરમાત્માના અસ્તિત્વનાસ્તિત્વના કે ભેદાભેદના કે એવા જ કોઈ બીજા ગૂઢ પ્રશ્નો ઊઠતા નથી, કે જેથી બહુ સૂક્ષ્મ બુદ્ધિની જરૂર પડે. સામાન્ય માણસ પણ મતાગ્રહ છોડી તટસ્થ વૃત્તિથી ઉપરની બાબતો વિષે વિચાર કરવા બેસે તો—ભલેને તે કોઈ વિષયમાં બીજાઓથી જુદા નિર્ણય ઉપર આવે છતાં—તે એટલું તો જોઈ શકશે જ કે આમાંની કેટલીક વસ્તુઓને ધાર્મિક જીવન સાથે કોઈ એવો સંબંધ નથી કે તેના પાલન માટે એકબીજા જોડે વિશેષ કરીનેયે આગ્રહ રાખવાની જરૂર હોય. વળી કેટલાક વિષયોમાં તો ન્યાય, સ્વચ્છતા, ભૂતદયા, સદાચાર, આરોગ્ય, સમાજધર્મ, વગેરેની દૃષ્ટિએ એકમત ઉપર આવ્યા વિના છૂટકો જ ન થાય. મતોની પરીક્ષા કરી લીધા પછી જે મતાન્તરસહિષ્ણુતા ઊપજે છે તે વધારે ઊંચા પ્રકારની હોય છે. તેમાં પોતાના મતને વળગી રહેતાં છતાં બીજો મત ધરાવનાર પ્રત્યે તિરસ્કાર નથી હોતો, અને જો પચાસ વર્ષે પણ એને પોતાના મતમાં ભૂલ જણાય તો તેને બદલવા એની સદૈવ તૈયારી હોય છે; વળી તે મતોની પરીક્ષા કરતી વખતે દરેક પક્ષની દલીલો સરખા જ આદરથી વિચારે છે, અને બધામાંથી સાર ગ્રહણ કરવાને એ સરખો જ ઉત્સુક હોય છે. આથી ઊલટું અંધમતાગ્રહમાં જે મતાન્તરસહિષ્ણુતા હોય છે તે નછૂટકાની હોય છે, અને તે તિરસ્કાર અથવા તિરસ્કારયુક્ત કરુણાથી ભળેલી હોય છે.[1]

૧. સ્વામીનારાયણ સંપ્રદાયનાં એક ડોશી મને એકવાર મળેલાં. ગાંધીજીના કુટુંબને ઓળખે. ગાંધીજી વિષે સાંભળેલું. તે કહે, 'ગાંધીજી બધોયે સ્વામીનારાયણનો ધર્મ જ પાળે છે. શિક્ષાપત્રી પ્રમાણે જ બરાબર વર્તે છે. એક કંઠી બાંધે તો આ જન્મે જ બેડો પાર-થઈ જાય. એમને

**તિરસ્કારયુક્ત મતાન્તરસહિષ્ણુતા**

તિરસ્કારયુક્ત મતાન્તરસહિષ્ણુતા કેવી હોય તેનો એક સચોટ દાખલો એક પ્રસિદ્ધ મુસલમાન આગેવાને થોડાં વર્ષ પર પૂરો પાડ્યો હતો. એક બાજૂથી પોતાના ધર્મ પ્રત્યે અંધ છતાં અત્યંત ભક્તિ, અને બીજી બાજૂથી ગાંધીજી પ્રત્યે અંગત આદર છતાં તેમના ધર્મ પ્રત્યે તુચ્છભાવ એ બેની વચ્ચે મેળ બેસાડવાનો પ્રયત્ન કરવા જતાં એ બોલી ગયા કે ગાંધીજી જેવા પવિત્ર પુરુષ કરતાં પણ હીનચારિત્ર મુસલમાન ચઢી જાય! ગાંધીજીએ તો ઉદારતાથી એ ટીકાનું સમર્થન પણ કર્યું હતું. એની જગ્યાએ કોઈ એટલો જ ચુસ્ત છતાં અંધમનાગ્રહી નહિ, તેમજ બીજા ધર્મ પ્રત્યે તુચ્છભાવ ન રાખનાર મુસલમાન હોય તો તે પોતાની ઇસ્લામ પ્રત્યેની ભક્તિ આ રીતે રજૂ કરી શકે: 'માણસના ઉદ્ધાર માટે ઉચ્ચ ચારિત્ર સાથે ધર્મના સત્ય-સિદ્ધાન્તોનું જ્ઞાન પણ આવશ્યક છે. ગાંધીજી ઘણા પવિત્ર અને ઉચ્ચ ચારિત્રના પુરુષ છે. પણ જે સત્યસિદ્ધાન્તોનું જ્ઞાન ઇસ્લામમાંથી જ પ્રાપ્ત થાય છે અને જે દરેક મુસલમાનને સહજ મળે છે તે એમને ન હોવાથી, એક રીતે એમની સ્થિતિ હીન-ચારિત્ર મુસલમાન કરતાં ઊતરતી છે. હીનચારિત્ર મુસલમાન જો ઉચ્ચ ચારિત્રવાળો થાય તો તે ગાંધીજીને ટપી જઈ શકે.' આવી

સમજાવોને !' મને પોતાને પણ એકવાર એમ જ લાગતું. અને ખ્રિસ્તીઓ તથા મુસલમાનોને પણ એમ જ લાગે છે ને! દરેકને એમ લાગે છે કે ગાંધીજી પૂરેપૂરા ધાર્મિક છે ખરા, પણ એમના ધર્મમાં નથી ભળતા એટલી એમના ઉદ્ધારમાં ખામી રહી જવાની! બીજી બાજૂએ પણ પાછી એવી જ વિચિત્રતા છે કે ગાંધીજી પોતાને સનાતની કહેવડાવવાનો આગ્રહ રાખે છે, જ્યારે સનાતનીઓ એમને ભ્રષ્ટ થયેલા જ માને છે!

માન્યતા ભૂલભરેલી હોઈ શકે. પણ એવી ભૂલ પ્રામાણિક મતપરીક્ષણ પછીયે થવાનો સંભવ રહે છે. એ પાછળ ટીપમાં મૂકેલા દૃષ્ટાન્ત જેવી ભૂલ ગણાય. એ ભૂલનો તમને રોષ ન આવે, ભલે તમને એથી વિનોદ થાય.

§ આત્માપરમાત્માને લગતા પ્રશ્નોની બાબતમાં બુદ્ધિશાળી લોકોનીયે ઉદાસીનતા અથવા કેવળ કુતૂહલવૃત્તિ અને વાણીની વિલાસિતા માટે મોર્લી ફ્રેંચ વિદ્વાન પાસ્કલના ઉદ્‌ગારો ટાંકી બળાપો કરે છે. આ એક એવી વસ્તુ છે કે એનો ચોખ્ખો નિર્ણય થયા બાદ આપણું પોતા પ્રત્યેનું, સમાજ પ્રત્યેનું, જગત પ્રત્યેનું, તથા સર્વે માનવવ્યવહારો પ્રત્યેનું દૃષ્ટિબિંદુ એટલું બધું ફરી જાય છે કે ત્યારપછી સર્વ વસ્તુઓ અને જીવન આપણને જુદા જ સ્વરૂપમાં ભાસે છે. આથી, વિચારશીલ મનુષ્યને એનું મહત્ત્વ એટલું બધું લાગવું જોઈએ કે આત્મા વિષેનો પ્રથમ નિર્ણય કર્યા વિના બુદ્ધિ અને વિવેકપૂર્વક એક પણ પગલું ભરવું એને માટે અશક્ય થઈ પડવું જોઈએ, તથા એની શોધને જ પોતાનો મુખ્ય અને એકમાત્ર ધંધો બનાવવાની તેમને ઇચ્છા થવી જોઈએ. પણ આશ્ચર્ય એ છે કે જેમને એ મહત્ત્વ સમજાય છે, એ જ જીવનનો પરમઉદ્દેશ છે એમ લાગે છે, અને પોતાના જીવનનું એ જ પરમધ્યેય છે એમ કહે છે તેઓને પણ એની જ તાલાવેલી લાગી હોય એમ હંમેશાં જોવામાં આવતું નથી. जे जाणोनि सर्व कीजे ( જે જાણ્યા બાદ સર્વ કરવું જોઈએ ) તેને માટે અનેકને ફુરસદ મળતી નથી, એટલો તત્કાળના વ્યવહારો પાર પાડવા માટે મોહ હોય છે. જેઓ જીવનની અત્યંત ગંભીરતા સમજે છે તથા આ વસ્તુની શોધ માટે જ પોતે દીક્ષા ધારણ

**આત્માની શોધ વિષે ઉદાસીનતા**

કરી છે એમ માને છે તેઓની પણ આ દશા હોય છે, તો જેઓ કાંઈક બુદ્ધિશાળી પણ વ્યવહારને જ મુખ્ય સમજનારા મનુષ્યો છે તેઓ આને લગતી ચર્ચામાં ઉપરઉપર જ રમ્યા કરવામાં, અને એક તરફથી બીજી તરફ તથા પ્રશ્નના એક પક્ષ તરફથી બીજા પક્ષ પર સતત તર્કવાદ કરી ઊંડાઊંડ કરવામાં વિશેષ આનંદ માને એમાં ઓછું આશ્ચર્ય છે.

ઊલટું, આ વસ્તુને તર્કશાસ્ત્રનો વિષય બનાવવાથી જ જિજ્ઞાસુ મનુષ્યો વારંવાર આડે માર્ગે દોરાઈ જાય છે. नैषा तर्केण मतिरापनेया (તર્કથી આ બુદ્ધિ પ્રાપ્ત

**કેવળ તાર્કિકતા**

થતી નથી). જે વસ્તુ શોધીને પ્રાપ્ત થતી હોય, પારખીને શોધાતી હોય, અવલોકન કરીને પરખાતી હોય, જેમાં અવલોકન–પરીક્ષણ–શોધનને આધારે જ તર્કવિચાર ચાલી શકે એમ હોય, તેને કેવળ શાસ્ત્રોના અર્થો બેસાડી તથા અનુમાન, ઉપમાન કે શબ્દપ્રમાણનો આશ્રય લઈ વિચારવામાં આવે, તો તેનું ઉપર કહ્યું તેવું જ પરિણામ આવી શકે. સર્વે આચાર્યોનાં ભાષ્યો જિજ્ઞાસુને કેટલે અંશે ઉપયોગી થતાં હશે તે વિષે મને શંકા છે. તેમણે કેટલાયે મુમુક્ષુઓને કેવળ તર્કવાદમાં જ અનેક વર્ષો સુધી કે કદાચ જીવન-પર્યંત પણ ભટકાવ્યા હશે એ સંભવનીય છે. કારણ, જે વસ્તુ એકનિષ્ઠ અભ્યાસ અને ઉપાસનાથી પ્રાપ્ત કરી શકાય તેને કેવળ તર્કવિચાર અને કલ્પનાથી પ્રાપ્ત કરવા એ ભાષ્યોએ પ્રેર્યા હશે.[1]

૧. કબીરનો કટાક્ષ તીખો છે:

ગૌતમ, કણાદ, કપિલ અરુ, શેષ, જૈમિની, વ્યાસ,
પદ્ધીવર પતંજલ રચી, બાંધે જીવકો ફાસ.

કટાક્ષમાં અતિશયોક્તિ હોય જ.

સંત તુકારામ એક અભંગમાં કહે છે:

शिकल्या बोलाचे सांगतील वाद । अनुभव भेद नाहीं कोणा ॥
पंडित हे ज्ञानी करितील कथा । न मिळती अर्था निजसुखा ॥
तुका म्हणे जैसी लांचा साठीं ग्वाही । देतील हे नाहीं ठावी वस्तु ॥[१]

તત્ત્વજ્ઞાનને તર્કનો વિષય બનાવવાથી જ શુષ્કવેદાંત ઉત્પન્ન થાય છે. એટલે કે બુદ્ધિ અને વાણીનો જીવન સાથે મેળ રહેતો નથી. કેવળ વાંચીને, સાંભળીને કે તર્ક કરીને સમજણ કરી લીધી હોય કે આત્માપરમાત્મામાં ભેદ નથી, એક અદ્વૈત તત્ત્વ જ છે, અથવા પરમેશ્વર માત્ર કર્મફલપ્રદાતા છે, અથવા સર્વ જગતરૂપે પરમાત્મા જ છે, છતાં ચિત્તશુદ્ધિને અભાવે પ્રત્યક્ષપણે અનુભવાતાં દ્વૈતને લીધે, રાગ, દ્વેષ અને મોહને વશ થયા વિના નથી રહેવાતું, અને તેવા પ્રસંગે વારંવાર પોતાની તાત્ત્વિક માન્યતા અને પોતાના જીવન વચ્ચેનો વિરોધ ઢાંકવા માટે કાંઈક દંભ કરવામાં આવે છે. આનું જ નામ શુષ્કવેદાંત. આવું તત્ત્વજ્ઞાન પારકાની ઉપર વિપત્તિ આવી પડી હોય તે વખતે, અને પોતાનો સુખી કાળ હોય તેટલો જ સમય એને કામ લાગી શકે છે.

૬ પણ આનો અર્થ એ નથી કે તર્કની અવગણના કરવી ઘટે છે, અને સ્પષ્ટ વિચાર કરવાની શક્તિની આવશ્યકતા જ નથી. આપણા જીવનને દોરનારા નિયામક સિદ્ધાન્તો તર્કના કરતાં

૧. શીખેલા શબ્દોનો તેઓ વાદ કહેશે, પણ કોઈને અનુભવના ભેદો(ની ગમ) નથી. એ પંડિત—જ્ઞાનીઓ કથા કરશે, પણ આત્મસુખના દ્રવ્યને પ્રાપ્ત નહિ કરે. તુકારામ કહે છે કે લાંચ લઈને આપી હોય તેવી તેમની સાક્ષી છે. (એમની પાસે) મૂળ વસ્તુ નથી.

સમભાવ, કલ્પના, રૂઢિ અને પ્રધાતમાંથી[1] ઊપજતા હોય છે, અને એ બધાં એટલાં બળવાન હોય છે કે જો સ્પષ્ટ વિચાર કરી શકનારી બુદ્ધિથી તેની વારંવાર તપાસણી ન કરવામાં આવે તો જીવનમાં સુધારો થાય જ નહિ. આથી તર્કને ખાસ ઉત્તેજન આપવાનીયે જરૂર છે. પણ આ તર્ક અને ઉપર જે તર્કનું ખંડન કર્યું છે તે બેની વચ્ચે ભેદ છે. જે તર્ક શાસ્ત્રોનાં વાક્યોનો અર્થ બેસાડવા માટે, અથવા એમાંથી અમુક જ એક અર્થ નીકળે છે એમ ઠરાવવા માટે પ્રવર્તે છે, તે તર્ક બહુ મહત્ત્વનો કે ઉત્તેજન આપવા જેવો નથી. પણ નિરીક્ષણ અને અનુભવને આધારે જે વિચારપરંપરા ઊઠે, પોતાના અને બીજાઓના અનુભવો વચ્ચેની તુલના કરતાં જે વિચારપરંપરા ઊઠે તે તર્ક વિના ચાલી જ ન શકે. અને એ તર્ક કરવાની શક્તિ શુદ્ધ થવી જ જોઈએ. એવા તર્કના અભાવે રાજકીય ક્ષેત્રમાં સ્વાર્થ, સગવડ અથવા લાભને પહેલાં અને સત્યને પછી વિચારવાની પ્રથા પડી છે, અને ધાર્મિક ક્ષેત્રમાં મનોવૃત્તિના સંતોષને પહેલો મૂકી સત્યને પછી મૂકવાની પ્રથા પડી છે. કેટલાક જ્યારે એવા છે કે જેઓ સ્થૂળ લાભને માટે પોતાના ખરા વિચારોનો આગ્રહ છોડી દે છે અથવા સત્યને મેળવવાની તકને જવા દે છે, ત્યારે તેમના કરતાં બીજા વધારે એવા પડ્યા છે કે જેઓ પોતાની કેટલીક આધ્યાત્મિક ભાવનાઓનો વિલાસ ચાલુ રાખવાને માટે પોતાની બુદ્ધિનો સ્વતંત્ર ઉપયોગ કરતાં

તર્કનો યોગ્ય ઉપયોગ

૧. દરેક સંસ્થા અથવા કુળમાં અમુક પ્રસંગે અમુક જ રીતે વર્તવું જોઈએ એવું પરંપરાગત ધોરણ બંધાઈ જાય છે, એ રીતે ધોરણને બરાબર જાળવવામાં જ એ સંસ્થા કે કુળની આબરૂ સચવાય છે એમ મનાય છે. એનું નામ પ્રધાત—tradition—કુલાચાર.

અચકાય છે.[1] આ આધ્યાત્મિક ભાવનાઓના વિલાસમાં રહેલો નીતિદોષ મોર્લીના મત પ્રમાણે બહુ અસ્પષ્ટ હોય છે અને પહેલા જેટલો ક્ષુદ્ર નથી. પણ મને આમાં ભૂલ લાગે છે. ક્યારેય પણ જેમ દોષ સૂક્ષ્મ હોય તેમ તે અસ્પષ્ટ રહેવાનો અને તેનાં તાત્કાલિક પરિણામ ક્ષુદ્ર જણાવાનાં. પણ એ જ એનું વિશેષ જોખમ છે. આધ્યાત્મિક ઉન્નતિના આભાસરૂપે તે જણાય છે તેથી તેમાંથી વધારે હાનિ થવાનો સંભવ રહેલો છે. આધ્યાત્મિક ભાવનાઓનો વિલાસ આપણને કેવી મોહનિદ્રામાં નાખી દે છે તેનાં થોડાંક દૃષ્ટાન્તો લઈએ તો તેનું જોખમ સમજાય.

**પ્રકૃતિનું ભવ્ય કે ભીષણ દર્શન**

એક બાજૂથી પ્રભુના ગૌરવનું સ્પષ્ટ દર્શન, અને બીજી બાજૂથી તે પ્રભુને બહુ અલ્પ સમજી શકનારી માનવબુદ્ધિની ક્ષુદ્રતા—એ બેઉથી ઈશ્વરભક્ત દબાઈ જાય, અને તે પરમાત્માના મહિમાની કલ્પનાથી ઊપજતા ભયથી (awe), અથવા તે પ્રત્યે ઊપજતા અત્યંત પ્રેમભાવથી, અથવા બન્નેની મિશ્ર લાગણીથી એ ભક્તનાં આઠે અંગો નમ્રતાથી ઢળી પડે એ

૧. આધ્યાત્મિક ભાવનાઓનો વિલાસ એ શબ્દો વધારે સ્પષ્ટ કરી સમજવું. આપણા ચિત્તમા કેટલીક રસવૃત્તિઓ રહેલી હોય છે; જેવી કે સુંદર મકાનો બાંધવાની, તેને શણગારવાની, સુંદર કપડાંલત્તાં અને ઘરેણાંની, મિષ્ટાન્નોની, વગેરે. સાથેસાથે જીવનની ગંભીરતાની પ્રતીતિ કરાવવાવાળા વૈરાગ્યના સંસ્કારો પણ રહેલા હોય છે. રસવૃત્તિઓ બહાર પડવા ઉછાળા મારે છે અને વૈરાગ્યની વૃત્તિઓ એને વિકાર કહી દાબવા ઇચ્છે છે. એ બેનો મેળ બેસાડવા પ્રયત્ન કરતું એક તત્ત્વજ્ઞાન ઊપજે છે. એ રસવૃત્તિઓને પરમેશ્વરપ્રીત્યર્થ અથવા બ્રહ્માર્પણ કરવાની કલ્પના શોધી કાઢે છે. એટલે એ રસવૃત્તિઓ સાંસારિક ભાવનાઓના વિલાસને બદલે આધ્યાત્મિક ભાવનાઓના વિલાસરૂપે બહાર પડે છે.

ત્દન સમજી શકાય એવું છે. ઊંચું પર્વતશિખર, વિશાળ નદી-કિનારો, ધૂધવતા સમુદ્રનો તટ, ચોમાસાની લીલી સમૃદ્ધિ, શરદ્-ઋતુનું સૌંદર્ય, ધરતીકંપ, જ્વાળામુખી, રેલ વગેરેના બનાવો, સ્મશાનભૂમિ, કબ્રસ્તાન વગેરે જગ્યાઓ જ્યાં પ્રકૃતિનાં બળો પૂરજોશમાં કે સૌંદર્યમાં પરમેશ્વરની શક્તિનો મહિમા પ્રગટ કરી રહ્યાં હોય, તેવા પ્રસંગોનું દર્શન થાય ત્યારે ભક્તના હૃદયમાં એ શક્તિ પ્રત્યેના ભય, પ્રેમ અને નમ્રતા વધારે વેગવાન થાય એ સ્વાભાવિક છે.

भयानां भयं भीषणं भीषणानां गतिः प्राणिनां पावनं पावनानाम् ।
महोच्चैः पदानां नियन्तृ त्वमेकं परेषां परं रक्षणं रक्षणानाम् ॥

[ ભય ઉપજાવનારાઓમાંયે તું ભય ઉત્પન્ન કરનારો છે; પ્રચંડ કરતાંયે તું વધારે પ્રચંડ છે; તું સર્વે પ્રાણીઓની ગતિ છે અને પાવન કરનારાઓનેયે પાવન કરનારો છે. મહાન પદોનો તું જ એક નિયંતા છે; પરથી પર અને રક્ષકોનુંયે તું રક્ષણસ્થાન છે. ] આવો ભાવ તે વખત સહેજે જ ઊઠે. આમાંયે સ્મશાન, રેલ વગેરે પ્રેમ કરતાં ભય વિશેષ ઉપજાવે. ગીતાના અગિયારમા અધ્યાયમાં અર્જુનની જે સ્થિતિ વર્ણવી છે તેવી સ્થિતિ આપણી હૃદયની કરે. એથી ઊલટું, પર્વતશિખર, નદીતટ, ચોમાસાનું લીલું દર્શન વગેરે પ્રસન્નતા અને પ્રેમ ઊભરાવે. એટલે આવે ઠેકાણે વસી જવાનું મન થાય એ પણ સમજી શકાય એવું છે. આવું મન થઈ આવે કારણ કે પ્રકૃતિનું આવું ગૌરવભર્યું દર્શન આપણને વારંવાર નથી થતું. તેથી, જ્યારે થાય છે ત્યારે આપણા હૃદયને એ વધારે હલાવે છે. જેઓ રોજ એવાં સ્થાનકોમાં ફરતા હોય છે તેમના હૃદયમાં એવી હાલચાલ નથી થતી એ પણ આપણે જોઈએ છીએ. એટલે, એ દર્શનની અછત પણ એવા ભાવો જગાડવામાં કારણ-ભૂત છે એ આપણે યાદ રાખવું જોઈએ. કારણ, જો માણસ

વિચાર કરીને જોવા બેસે તો એ ભીષણ અને સુંદર—પરંતુ જડ—સ્થાનો અને બનાવો કરતાં મનુષ્યશરીર અને મનુષ્યનું અદ્ભુત ચિત્ત જોઈ તેમાં આપણને પ્રભુના ગૌરવનું વધારે સ્પષ્ટ દર્શન થવું જોઈએ, તથા તેને લીધે આપણને તેના પ્રત્યે ભક્તિભાવ સદાયે ઊઠતો રહેવો જોઈએ. સમુદ્રકિનારે કે પર્વતશિખર પર જે નમન કરવાની વૃત્તિ ઊઠે છે તે પ્રાણીમાત્રના દર્શનથી ઊઠવી જોઈએ. પણ તેમ થતું નથી, કારણ કે એ દર્શન નિત્ય છે, સહેજે અને રોજ ભોગવાય છે.

આ ઉપરાંત એમ પણ આપણે માની શકીએ કે આવાં સ્થાનો અને પ્રસંગોમાં એ ભક્તને પોતાના ઇષ્ટદેવનું ચિંતન કરવાની વૃત્તિ ઊઠે, અને તેને માટે આવાં સ્થળો અનુકૂળ લાગે અને તેથી ત્યાં વસી જવાનું મન થઈ જાય. આની રીતે વન, પર્વત, નદીતટ, શ્મશાન, વગેરેમાં અનેક સાધકો રહ્યાનું આપણે જાણીએ છીએ.

પણ આટલેથી ન અટકતાં જ્યારે મનુષ્ય ત્યાં મોટું મંદિર બંધાવે, તેમાં ધન અને કારીગરોની શક્તિથી જેટલું કલાસૌંદર્ય લાવી શકાય તેટલું રેડે, ત્યાં સેવાપૂજાનો ઠાઠ જમાવે અને ધનનો પરિગ્રહ વધે એવી પ્રવૃત્તિઓ યોજે, ત્યારે કહેવું પડે કે તે આધ્યાત્મિક લાગણી ભાવનાઓના વિલાસમાં પડે છે.

**પ્રકૃતિમાં માનવકલા**

ઇંગ્રેજો ભૌતિક સુખની પાછળ લાગેલા છે, અને આપણે અધ્યાત્મ પાછળ લાગેલા છીએ એવું આપણા વિદ્વાનો આપણને વારંવાર કહે છે, અને તેના સમર્થનમાં કહે છે કે જુઓ, ઇંગ્રેજો સૃષ્ટિસૌંદર્યથી ભરેલાં જે જે સ્થાનોમાં જાય છે ત્યાંના વાતાવરણની પવિત્રતાને પોતાના બંગલા, દારૂ, નાચ, રેસ વગેરે દ્વારા વિલાસ ભરી બગાડે છે. આપણે ત્યાં જયું તેવ

**ઇંગ્રેજો અને હિંદુઓ**

આપણને ત્યાં સુંદર દેવાલય, જલાશય વગેરે બાંધી તેને તીર્થસ્થાન કરવાની જ ઇચ્છા થશે. ઇંગ્રેજો આ રીતે વાતાવરણને નૈતિક દૃષ્ટિએ મલિન કરે છે એ સાચું; પણ તેથી આપણે ત્યાં દેવાલયો બાંધી કે તેમાં કળા અને પૂજાસામગ્રીનો ઠાઠ પૂરી ત્યાંની કુદરતને વધારે શોભાડીએ છીએ, અથવા તેને જાત્રાનાં સ્થળો બનાવી તેમાં વિશેષ આધ્યાત્મિકતા ભરીએ છીએ એમ કહેવું કઠણ છે. વળી, આપણાં ઘણાંયે તીર્થોનાં દેવાલયો દુરાચાર, પાખંડ, પાપ અને અશુદ્ધિથી જ ભરેલાં હોય છે. જેને આપણે પવિત્ર માનીએ છીએ, તેની જ ચાર દિવાલો વચ્ચે ઘોર દુરાચાર—કેટલીકવાર ધર્મને નામે દુરાચાર ચાલતો હોય છે.

**દેલવાડા**

આપણે દેલવાડાનાં જ સુંદર દેવાલયોનો વિચાર કરીએ. એના કલારસિક બંધાવનારાઓની પ્રામાણિક ધર્મનિષ્ઠા વિષે મારે કશું કહેવાનું નથી. તેમની ધર્મનિષ્ઠા માટે આપણને તેમના પ્રત્યે આદર થાય. વળી, એ મંદિરોમાં ખાચોખાચ ભરેલી ઉત્કૃષ્ટ કળા માટે પણ વાહવાહ થઈ જાય. વસ્તુપાળતેજપાળે પોતે કોઈ સુખો મહાલવા એ મંદિરો બંધાવ્યાં નહોતાં, પણ કેવળ પુણ્યોપાર્જનબુદ્ધિથી બંધાવ્યાં હતાં એ એમની બુદ્ધિનો સાત્ત્વિક અંશ દેખાડે છે. અને તેથી એમની ભાવના આધ્યાત્મિક લાગે છે. પણ એ કારીગીરીની અસર જોનાર ઉપર કેવી થાય છે તેનો આપણે જરા વિચાર કરીએ.

જે માણસ શુદ્ધ સાધકવૃત્તિથી એ તીર્થસ્થાનમાં જાય, અને ત્યાં સ્થાપેલી મૂર્તિમાં ચિત્તને જોડવા ઇચ્છે, તેને ત્યાં બેસી સાધના કરી શકે એવી શાંતિ જ મળી શકે નહિ. એ મંદિરોની આજુબાજુનું દૃશ્ય સૃષ્ટિસૌંદર્યથી રહિત થયેલુ લાગે છે, અને મોટાંમોટાં ચૂનામાટીનાં બાંધકામોને લીધે આજુબાજુની પ્રકૃતિ

અળખામણી બનેલી લાગે છે. એ સુંદર શિખર પર એણે સાધના કરવી જ હોય તો એણે મંદિરથી ક્યાંઇક દૂર સ્થાન જ શોધવું પડે. જે એનાથી ઓછી સાત્ત્વિક વૃત્તિવાળો હોય તે દેલવાડાની કારીગીરી જોવાની ઇચ્છાથી ત્યાં જાય છે એમ ન કહેવાય. એ તો એ તીર્થનો 'મહિમા' સાંભળી ત્યાં વિરાજતા 'ભગવાન'ના દર્શન માટે જાય છે. એને મંદિરની કારીગીરીમાં ભાગ્યે જ રસ લાગે છે; અથવા, એમ કહો કે, ઓછી કારીગીરી હોત તો તેથી એને દેલવાડાનો મહિમા ઓછો ન થઈ જાય. જે રાજસ વૃત્તિવાળો હોય તેની દૃષ્ટિને ત્યાં પેટ ભરીને ખોરાક મળે છે. એ જો જૈન હોય તો તેને 'ભગવાન'ને વિધિપૂર્વક ઉપચાર પહોંચાડવા જેટલો જ મૂર્તિમાં રસ હોય છે; એનો તેમજ જૈન ન હોય એવા લોકોનો રસ તો ભગવાનની મૂર્તિ કરતાં આજુબાજુના થાંભલાઓમાં જ વધારે રહ્યો હોય છે.[1] એટલે આ વિલાસવૃત્તિ ધર્મ સાથે જોડાયેલી હોવાને લીધે એમાં આધ્યાત્મિક ભાવના લાગે છે.

પુનઃ સ્પષ્ટ કરું. વસ્તુપાળતેજપાળે આ મંદિરો વિલાસ-રુચિથી બાંધ્યાં એમ મારું કહેવાનું નથી. એમની એમાં પ્રામાણિકપણે ધાર્મિક શ્રદ્ધા જ હશે એમ માનું છું. પણ જેમ આજે કોઈ કલારસિક દાનવીર પોતાના શહેર માટે દેલવાડાના જેવો સુંદર ટાઉનહૉલ બંધાવે અને એમાં જેટલી ઉદારતા અને સમાજસેવાની

૧. મુંબઈમાં હીંડોળાના દિવસોમાં મંદિરોમાં રવિવારે હજારો માણસની ભીડ થાય છે; કારણ, તે દિવસે હીંડોળાની શોભા અધિક બનેલી હોય છે. બીજા સંપ્રદાયના લોકો પણ તે દિવસે 'દર્શન' કરવા જાય છે. દર્શન કોના? હીંડોળામાં બેઠેલી મૂર્તિના કે ફૂલમંડપ અને દીવાઓની શોભાના?

વૃત્તિ રહેલી ગણાય તેટલી જ આ બે અમાત્યોની પણ ગણું છું.-- પણ ટાઉનહૉલ કરતાં આવું મંદિર બંધાવવામાં કાંઈ વિશેષ આધ્યાત્મિકતા રહેલી છે અને એ આપણી આધ્યાત્મિક માર્ગો પ્રત્યે વધારે રુચિ છે એમ દેખાડે છે એવું જો કહેવામાં આવે તો હું કહું છું કે તે આધ્યાત્મિક ભાવનાનો વિલાસ છે. પોતપોતાના પંથના અનુયાયીઓ માટે આવાં મંદિરોનો ઉપયોગ હોય તો ભલે દાનીઓ આવાં મંદિરો બંધાવે. પણ આધ્યાત્મિકતાની દૃષ્ટિએ ટાઉનહૉલ અને આવાં મંદિરો એક જ કોટિના સમજવાં જોઈએ, અને જેટલે અંશે ટાઉનહૉલ કરતાં મંદિરની ઉપયોગિતા વધારે નાના સમાજ માટે હોય અને જેટલે અંશે એ પંથ સત્યથી વેગળો હોય તેટલે અંશે એ આધ્યાત્મિકતા ઓછીયે ગણાય. આવો આધ્યાત્મિક ભાવનાનો વિલાસ આપણને મોહનિદ્રામાં જ નાંખે છે. પણ એ મોહનિદ્રા એમાં રહેલી કલારસિકતાને લીધે નથી; કલા-રસિકતાની અતિશયતામાં જેટલો દોષ રહેલો હોય તે બન્નેમાં સરખો જ ગણાય. પણ ટાઉનહૉલ બંધાવનાર કરતાં મંદિર બંધાવનારાની વધારે આધ્યાત્મિક ઉન્નતિ થયેલી છે એવી માન્યતામાં મોહનિદ્રા રહેલી છે.

**સત્યં, શિવં, સુન્દરમ્**

હકીકત એ છે કે જ્ઞાનીઓએ પરમાત્માના સ્વરૂપને સત્ય, શિવ ( કલ્યાણમય ) અને સુંદર અથવા આનંદરૂપ કહ્યું છે. આનો અર્થ જો એમ હોય કે જે સત્યરૂપે અનુભવમાં કે પ્રતીતિમાં આવે તે જ કલ્યાણમય, સુંદર અને આનંદરૂપ આપણને લાગે; અથવા જે સત્ય છે તેમાં જ જેટલાં કલ્યાણ, સુંદરતા અને આનંદ રહ્યાં હોય, બાહ્યદૃષ્ટિએ ગમે તેટલાં અલ્પ દેખાતાં હોય તોયે તેટલાથી જ આપણને સંતોષ લાગે; અથવા આપણને

-સત્યની પ્રતીતિ થઈ છે, આપણે પરમસ્વરૂપ વિષે કશા ભ્રમમાં નથી એ જ આપણને પરમકલ્યાણ, પરમસૌંદર્ય અને પરમ-આનંદની પ્રાપ્તિ છે એમ લાગે, તો તો એ ઠીક છે; પણ પોતાની ચિત્તવૃત્તિ તથા ઇન્દ્રિયોને જે શિવ, સુંદર તથા આનંદરૂપ લાગે તેને જ એ સત્ય સમજવા અને સમજાવવા પ્રયત્ન કરે ત્યારે એ આધ્યાત્મિક ભાવનાઓનો વિલાસ થાય છે.

રૂપકો

શરૂઆતમાં, મનુષ્ય પોતાની મનોવૃત્તિઓને રીઝવવા માટે પરમાત્માના વિષયમાં પણ રૂપકો રચે છે: એનાં ચતુર્ભુજ, અષ્ટભુજ, બ્રહ્મા, વિષ્ણુ, શંકર, ગણપતિ, દેવી ઇત્યાદિક સ્વરૂપો કલ્પે છે. એ કલ્પના કરનારના મનમાં એ ભુજાઓ વગેરે કાંઈક ચોક્કસ અર્થમાં જ હોય છે, સ્થૂળ રૂપે નથી હોતાં; વળી એ પરમાત્મા સાથે એ પતિભાવ, પત્નીભાવ, ગોપીભાવ, પિતાભાવ વગેરે બાંધે છે. પછી એ રૂપકોની કલ્પના અને ભાષા એટલા કાળ સુધી પોષાય છે કે એના અને પાછલી પ્રજાઓનાં મન ઉપર એનો ઊંડો સંસ્કાર પડી જાય છે.

સુખાન્તક કથાઓ

વળી મનુષ્યને સુખાન્તક કથાઓ[1] એટલી પ્રિય લાગે છે કે મનોવૃત્તિને રીઝવવા માટે તે પરમાત્માની ભક્તિ પ્રત્યે અથવા કોઈ ઉદાત્ત સિદ્ધાન્ત પ્રત્યે બીજાઓને લલચાવવા એનાં સર્વે પરિણામો ભૌતિક દૃષ્ટિએ પણ સુખરૂપ જ લાગે એવાં બતાવે છે: દા. ત., મહાભારતકારે શરણાગતવત્સલ શિબિ હોલા માટે પોતાનો દેહ અર્પણ કરી દઈ સ્વર્ગવાસી થયો—

1 છેવટે જેમાં સુખ જ થયેલું દેખાડ્યું હોય તેવી કથાઓ.

એટલે મરણ પામ્યો—એવી કથા રચી છે; પણ હરિકીર્તન સાંભળનારાઓ એવા અશુભ અંતથી રીઝી શકે નહિ; તેથી કથા કરનાર ભગવાનને બોલાવી એનાં ધવાયેલાં અંગો પાછાં સાજાં કરાવી આપે છે; મયૂરધ્વજનું ચિરાયેલું શરીર પાછું સંધાવી દે છે; રોહિતને સજીવન કરાવી આપે છે; નરસિંહ મહેતાની હૂંડી સ્વીકારવા, દીકરાદીકરીના પ્રસંગો પાર પાડવા, ન્યાત જમાડવા, દામાજી પંતનો દંડ ભરવા,[1] જનીબાઈનાં છાણાં થાપવાં ખુદ ભગવાનને જ રૂપ ધરાવી બોલાવે છે. જાણે ભક્તિ કરનાર ભગવાન ઉપર ઉપકાર કરતા હોયની ! કાળે કરીને આ સંસ્કારોનો ચીલો મગજ પર એવો ઊંડો પડી જાય છે કે એની સત્યતા તપાસવાનો વિચાર જ મનને ક્ષોભ પમાડે છે, અને જેમ છે તેમ જ તે બધું અંગીકાર કરવામાં, ભ્રમોનો ઉચ્છેદ કરવા કરતાં તેને રાખી મૂકવામાં, સુંદર અને ઉચ્ચ અંતઃકરણવાળા માણસો પણ વધારે વાજબીપણું જુએ છે. ધાર્મિક ભાવનાઓવાળું જીવન પરમશ્રેષ્ઠ છે એટલું જ તેઓ માનતા નથી, પણ બુદ્ધિમય જીવનથી એ સાવ સ્વતંત્ર

૧. મહારાષ્ટ્રના ઇતિહાસસંશોધક શ્રી. રાજવાડેએ એક દસ્તાવેજ પ્રસિદ્ધ કર્યો છે, તે પરથી જણાય છે કે દામાજી પંતનો દંડ ભરનાર તેના ગામનો એક ઉદાર ઢેડ હતો. મુસલમાન બાદશાહે તેના પરગજુપણાથી પ્રસન્ન થઈ તેને આપેલી ઇનામી જમીનનો એ દસ્તાવેજ છે, અને તેના વંશજોમાંથી તે મળ્યો છે. હરિકથા કરનારે ભગવાનનો મહિમા વધારવા ઢેડની કીર્તિ કરારે લૂંટવી લીધી ! વળી કોઈ ગેરસમજ ન કરે. ભગવાન એક ઢેડના હૃદયમાં ઊતર્યા, એ વાતને કાવ્યરૂપે ભગવાન રૂપ લઈને આવ્યા એમ કહેવાનો આશય છે એમ કોઈ ખુલાસો કરશે. કથાકાર એવો ખુલાસો નથી કરતો, નથી માનતોયે જણાતો. એ સમજે છે અને સમજાવે છે કે અમુક કાર્ય કરવા પૂરતું જ એક શરીર દેખાયું, અને તે કર્યા પછી તે અદૃશ્ય થયું ! આ જ આધ્યાત્મિક ભાવનાઓનો વિકાર છે.

છે એમ પણ તેઓ માને છે. અને તેથી બુદ્ધિમય જીવન અને ધાર્મિક ભાવનાવાળા જીવન વચ્ચે મેળ બેસાડવા મથનાર સમાજના હિત માટે ભયંકર છે એમ પણ તેઓ માની બેસે છે.

§ ચિત્તશુદ્ધિ દૈવી ગુણોના વિકાસનું પરિણામ છે, અને તે હૃદયની જાગૃતિનું બીજું નામ છે. બુદ્ધિની સૂક્ષ્મતા એના પરિણામ-રૂપે છે, કારણરૂપે નહિ. સારા કે ખરાબ

બુદ્ધિ વિ. ભાવના બધાયે મનુષ્યોનું જીવન એકંદર તર્ક કરતાં ભાવનાપ્રેરિત જ વધારે હોય છે; અને તેથી ચોખ્ખી તર્કશક્તિ કરતાં શુદ્ધ અને સારી ભાવનાઓ વધારે મહત્ત્વની છે. ચારિત્ર ઘડવામાં શિક્ષક કે ઉપદેશકની દલીલો કરતાં એનું ચારિત્ર જ વધારે ભાગ ભજવે છે. આ રીતે હૃદયની જાગૃતિનું મહત્ત્વ ઘણું છે. છતાં, આ પરથી એમ ન સમજવું જોઈએ કે હૃદયને જાગ્રત કરવા કે રાખવા માટે બુદ્ધિનું ક્ષેત્ર સંકુચિત જ રાખવું જોઈએ, અથવા એને ગમે તેવી કલ્પનાજાળમાં ગૂંચવી દેવી જોઈએ. બુદ્ધિ ઘટે તો જ શુદ્ધ ભાવના વધે એવો બે વચ્ચે વિરોધી સંબંધ જ નથી. ભ્રમણાઓ—કેવળ શ્રદ્ધાથી કરી લીધેલી કલ્પનાઓ ઘણીવાર સારી ભાવનાઓને પોષતી દેખાઈ છે ખરી, પણ લાંબો વખત સુધી કદી એમને ટકાવી શકી નથી, તેમજ જીવનને બધી બાજૂથી મેળવાળું કરી શકી નથી. બુદ્ધિના સ્વતંત્ર અને દૃઢતા-ભર્યા ઉપયોગથી જ માણસને પોતાનો માર્ગ સ્પષ્ટ સમજાય છે, અને જ્ઞાન વધે છે. પણ વિવેકબુદ્ધિની પરીક્ષાથી બંધાયેલા નિર્ણયો ચિત્તની નાજુક શાંતિમાં ખલલ પાડશે એવો વિઘાતક ભય જ્યાં સુધી મનમાં રહ્યો હોય ત્યાં સુધી બુદ્ધિ સ્વતંત્ર નથી થઈ શકવાની કે રહી શકવાની. જે માણસ સીધા અને ચોક્કસ સિદ્ધાન્તોના પ્રદેશમાં જ રહે છે, તથા ભ્રમ અને સંશય ઉત્પન્ન ન થાય એવી જ ભાષા

વાપરવાની ચીવટાઈ રાખે છે, વળી, જે તે અનુભવ અને ચીવટાઈ, ભરેલાં અવલોકન પર રચાયેલાં અને તેની કસણીથી ઉત્તરોત્તર શુદ્ધ થતા તર્કથી જે અનુમાન વાજબી રીતે નીકળી તેને નિર્ભય થઈ સ્વીકારતાં અચકાતો નથી, અને તે સાથે જેની ભાવનાઓ પણ શુદ્ધ છે, તેણે પોતાના ઉદ્ધાર વિષે સાશંક થવું ઘટતું નથી. જો કોઈના ઉદ્ધારની આશા હોય તો તેની જ છે. પરંતુ અનુભવથી જણાય છે કે અત્યંત આધ્યાત્મિક આનંદની સુખસેજમાં ગદબદિયાં લેવા માટે જેઓ નિશ્ચયની શુદ્ધતા સાથે ગડમથલ કરે છે તેઓને એ સિદ્ધિ મળવી અત્યંત કઠણ જ છે. માનવજાતિના જ્ઞાન અને પ્રકાશની વૃદ્ધિ બીજી કોઈ પણ વસ્તુના કરતાં સત્ય માટેના પ્રેમ ઉપર જ તો વધારે આધાર રાખે છે. આમ હોવા છતાં જો આપણાં સુખ, સંતોષ અને ધાર્મિક કલ્પનાના વિલાસ સત્ય માટેના પ્રેમના ભોગે જ પ્રાપ્ત થતાં હોય તો તે સુખ, સંતોષ અને કલ્પનાવિલાસ એક પ્રકારનો સ્વચ્છંદ જ નહિ તો બીજું શું ?

§ આ પ્રકરણમાં જે વિચારવામાં આવ્યું છે તેનો સારાંશ કાઢવો યોગ્ય થશે :

સારાંશ

(૧) કોઈ પણ પ્રશ્નમાં સત્ય શું એનો નિશ્ચય કરવાની બાબતમાં બહુમતને માન આપવાનો, કે એ નિશ્ચય અમલમાં મૂકી શકાય એવો છે કે નહિ તે જોવાનો, કે તેથી બીજાને કે આપણને શું દુઃખ થશે તે તપાસવાનો ખ્યાલ અપ્રસ્તુત છે. એ નિશ્ચય કરવા માટે અનુભવયુક્ત યોગ્ય પ્રમાણો છે કે નહિ એટલું જ જોવાની જરૂર છે.

(૨) એક સમાજ ભાગ્યે જ એકીવખતે વ્યવહાર અને

પરમાર્થ એ બન્ને ક્ષેત્રોમાં સંપૂર્ણપણે સફળતાથી પ્રવૃત્ત થયેલો જણાય છે; એક બાજૂ ખીલેલી તો બીજી કરમાયેલી જોવામાં આવશે જ — એ મોર્લીનો અભિપ્રાય શંકાસ્પદ લાગે છે.

(૩) વ્યવહારધર્મ અને સિદ્ધાન્ત વચ્ચેનું, તથા જે તત્કાળ આચારમાં આવી શકે એવું હોય તેને માટે માન અને જે માત્ર વિચારમાં જ મહત્ત્વનું હોય તેને માટેની શોધ એ બે વચ્ચેનું અંતર એટલું બધું દૂર અને અનિવાર્ય ન હોવું જોઈએ કે એ કાપી જ ન શકાય. બીજા શબ્દોમાં, જે સિદ્ધાન્તમાં સાચું લાગે છે તેને અમલમાં મૂકવાનો' માર્ગ પણ મળવો જ જોઈએ.

(૪) વ્યક્તિ ભલે સત્યની કે કોઈ પ્રશ્નના તાત્ત્વિક સ્વરૂપની શોધમાં પડે; પણ જો એ શોધને કોઈ સામાજિક બાબત સાથે લેવાદેવા ન હોય, એ શોધને પરિણામે સમાજની કોઈ હંમેશની પ્રથા, અડચણ, વૃત્તિ, માન્યતા વગેરેને સુધારી શકાય એવું એનું પરિણામ આવતું ન હોય, તો તેની ચર્ચા, તત્ત્વતઃ ગમે તેટલી ઉપયોગી, ગંભીર કે ઉદાત્ત હોય તોપણ, એકંદર સમાજને માટે તેનો ઉપયોગ નથી. પણ બુદ્ધિશાળી વર્ગ જો તાત્ત્વિક પ્રશ્નો વિષે ઉદાસીન રહે તો તે સમાજનો વિકાસ મંદ જ રહે. કેવળ ટૂંકી દૃષ્ટિ અથવા વણિકવૃત્તિ વ્યક્તિને, અને તેથીયે વિશેષે, સમાજને હાનિકારક છે; કારણ કે તે સત્યની શોધમાં ડરપોકપણું નિર્માણ કરે છે.

(૫) સત્યશોધક પ્રામાણિકપણે અસત્ય નિર્ણય ઉપર આવે તોયે તેને ઈશ્વરનો કે લોકોનો ભય રાખવાપણું ન હોય. પોતાને જે બુદ્ધિ પ્રાપ્ત થઈ હોય તેનો શુદ્ધ નિષ્ઠાથી અને સત્ય શોધવાની જ વૃત્તિથી ઉપયોગ કરવાનો દરેક માણસનો હક અને ધર્મ પણ છે.

## સારાંશ

(૬) જે પ્રશ્નોના નિર્ણયોને પ્રગટ કરવાની કે તેને અમલમાં મૂકવામુકાવવાની ફરજ ઉત્પન્ન ન થતી હોય, તે પ્રશ્નોના ઉત્તરો શોધવાની ફરજ અમર્યાદિત નથી. પણ એની તાત્ત્વિક તેમજ વ્યાવહારિક મર્યાદાઓ છે.

(૭) પરમતસહિષ્ણુતા એ ઘણીવાર પ્રમાદ અને ભીરુતાનું જ બીજું નામ હોય છે. તટસ્થપણે સત્યશોધનની સાથે જ પરમત-સહિષ્ણુતા શોભી શકે.

(૮) તત્ત્વજ્ઞાનને કેવળ તર્કનો વિષય કરવાથી જ અસંગતિના દોષ—જીવન અને વિચાર વચ્ચે વિરોધ નીપજે છે. તર્કની જરૂર છે; પણ તે ચોક્કસ અવલોકન અને પરીક્ષણ પર રચાયેલો હોવો જોઈએ.

(૯) રાજકરણમાં સુગમતાને પહેલી અને સત્યને પછી વિચારવાની પ્રથાના દોષ કરતાં ધર્મમાં મનોવૃત્તિના સંતોષને પહેલો મૂકી સત્યને પછી મૂકવાની પ્રથાનો દોષ ઓછો ખરાબ નથી.

(૧૦) ચિત્તશુદ્ધિ અને બુદ્ધિ વચ્ચે વિરોધ ઊપજવાનો ડર અયોગ્ય છે.

# પ્રકરણ ૪ થું

## સત્યવચન

ચોથા પ્રકરણનો વિષય માણસ પર પોતાનો મત પ્રગટ કરવાની ફરજ ક્યારે આવી પડે છે તેના નિયમો તપાસવાનો છે.

**મતપ્રકાશનની ફરજ**

આ વિષયમાં સત્યાગ્રહ કરવાની ફરજ સત્ય-નિર્ણય કરવાની ફરજ કરતાં વધારે મર્યાદિત છે. મોર્લી એ વિષેની ચર્ચાને ધાર્મિક માન્યતાઓના ક્ષેત્રપૂરતી જ કરી વિષયને વધારે મર્યાદિત કરે છે. કારણ, રાજકીય વિષયમાં બીજા લોકોની લાગણીઓ અને પૂર્વગ્રહો માટે આપણા મનમાં જે આદર હોય તેને લીધે આપણે આપણા વિચારો પ્રગટ કરતાં અટકવું જોઈએ એવો ભાગ્યે જ કોઈ આગ્રહ ધરશે. ઈંગ્લાંડમાં આમ કહેવું કદાચ ઠીક હશે. પણ આપણા દેશમાં 'બીજા લોકોની' નહિ, પણ સરકારી અમલદારોની 'લાગણીઓ' માટેના આપણા ભયને લીધે, અને તેને 'આદર' આપવામાં રહેલા આપણા સ્વાર્થને લીધે. આપણા વિચારો પ્રગટ કરતાં અટકવું 'ડહાપણભર્યું' છે, એમ

ઘણુંયે સમજે છે. એટલે ધાર્મિક, રાજકીય, સામાજિક કે કોઈ બીજા ક્ષેત્રપૂરતી મર્યાદિત ચર્ચા કરવાને બદલે પોતાનો મત પ્રગટ કરવો ક્યારે કર્તવ્યરૂપ છે, ક્યારે ન પ્રગટ કરવાનું કર્તવ્ય છે, અને ક્યારે ન કરીએ તોયે ચાલે અને કરીએ તોયે ચાલે એમ કહેવાય—એના નિયમો સામાન્યપણે જ વિચારવા ઠીક પડશે.

§ આમાં સૌથી પ્રથમ, કયાં કારણો મત પ્રગટ કરતાં અટકવા માટે વજૂદવાળાં નથી તે જોઈશું.

**ખોટી દલીલો**

મત પ્રગટ કરનારને લોકનિંદા કે બીજું કોઈ અંગત જોખમ કે નુકસાન સહન કરવું પડે તે કારણ વજૂદભર્યું નથી જ, એ સમજાવવાની જરૂર નથી; જોકે હજારોવાર એની જ ગણતરી કરી માણસો સત્ય બોલતાં બીએ છે એ છેક બાળપણથી આપણે અનુભવથી જાણીએ છીએ. પણ આ વજૂદભર્યું કારણ નથી જ એમ કબૂલ કરતાં કોઈ બુદ્ધિથી ઇનકાર કરતો નથી.

પણ જેઓ એવી અંગત લાભહાનિની ગણતરી કરતા નથી, તેઓ પણ જે કારણોથી મત પ્રગટ કરવાનું મોકૂફ રાખે છે તેઓની વિચારસરણી તપાસીશું. કારણ કે વિચારશીલ અને બીજી રીતે હિંમતવાળા પુરુષોનો પણ એવો એક વર્ગ હોય છે કે જેઓ અનેક વિષયોમાં પોતાનો મત પ્રગટ કરવામાં જનહિત નથી એમ માને છે. આ બાબતમાંયે તેમની યોગ્ય નહિ પણ અયોગ્ય દલીલોનો જ પહેલાં વિચાર કરીશું.

આવી એક દલીલ આ પ્રમાણે છે: સમાજમાં માણસો એકત્ર થાય છે અને એકબીજા સાથે જોડાયેલા રહે છે તેનાં

કારણો અનેક છે; કોઈ પણ અબાધ (અપવાદવિનાના—વ્યાપક સિદ્ધાન્તોથી એ કારણો બરાબર દર્શાવી શકાત નથી. માટે એવા સિદ્ધાન્તોની સતત ચર્ચા કરવામાં કાંઈ માલ નથી.

વ્યાપક સૂત્રોની ચર્ચા

આ બાબત પણ થોડા દાખલા લઈ સમજીએ. ઉદાહરણાર્થે અર્થશાસ્ત્રીઓ કેટલાંક વ્યાપક સૂત્રો વાપર્યા કરે છે; જેમકે, ગરીબાઈના કારણ માટે માલ્થસનો અતિ-પ્રજાનો મત, અથવા વસ્તુની કિંમત ઠરાવવામાં ખપ-છતનો જ નિયમ રજૂ કરવામાં આવે છે. આજે આપણે જાણીએ છીએ કે પ્રજાનાં દુઃખમાં વધારો કરનાર અતિપ્રજા જ કારણભૂત નથી હોતી, અથવા વસ્તુની કિંમત કેવળ ખપ અને છતના નિયમથી જ નક્કી નથી થતી; અનેક કારણોમાં એ પણ કારણો હોઈ શકે, પણ એ સિવાય બીજાંયે કારણો હોય છે. એ બધાં કારણો ખોળ્યાં હોય તો જુદાંજુદાં દર્શાવી શકાય, પણ કયા કારણનું કેટલું મહત્ત્વ છે તેનું ચોક્કસ ગણિત કરી શકાય નહિ. છતાં, એ વિચારો જ્યારે પ્રથમ પ્રગટ થયા ત્યારે એટલા વ્યાપકપણે મંડાયા કે જાણે એ સિવાય તે તે બાબતોમાં કોઈ બીજાં કારણો હોય જ નહિ, અથવા જાણે એ બધાં કારણોનું ચોક્કસ ગણિત હાથ લાગ્યું હોય. પછી એ સૂત્રોને બે ને બે ચાર જેવી સિદ્ધ થયેલી બાબત તરીકે સ્વીકારી લેવાયાં, અને માનવપ્રજા પર પડતી હાડમારીઓની-ફરિયાદો સામે એ સૂત્રોની ઓથ લેવાવા લાગી. અર્થશાસ્ત્રીઓ, તેમજ અર્ધપંડિતો, એ વાદોની ચર્ચાને સતત ચલાવી રાખવામાં અથવા એની પોપટપંચી કરવામાં જ કૃતાર્થતા માનવા લાગ્યા, અને તેથી હાડમારીઓને દૂર કરવાના ઇલાજ ન લેવાયા, અથવા

દૃષ્ટાન્ત— અર્થશાસ્ત્રનું

એ વાદોથી સૂચવાતા દાખલાઓ જ બતાવવામાં આવ્યા. (જેવા કે, સંતતિનિયમન, કારખાનાંબંધી, હડતાળ વગેરે.) આવી સ્થિતિમાં કેટલાક માણસો એવા નીકળે છે કે જેઓ એક બાજૂથી તો એમ દૃઢપણે માને છે કે આ નિયમો દર્શાવનાર સૂત્રો તો સાવ સાચાં જ હોય છે, પણ બીજી બાજૂથી એ સૂત્રો વિષેની ચર્ચાથી વ્યવહારમાં ફેલાતાં અનિષ્ટોને તેઓ સહન કરી શકતા નથી. એ લોકો 'આવી ચર્ચા કરવામાં કાંઈ અર્થ નથી' એમ કહે તેમાં આશ્ચર્ય નથી. પણ એ સૂત્રોમાં કેટલું તથ્યાંશ છે એને તપાસવા માટે જ ચર્ચા કરનાર માણસ પણ અયોગ્ય ચર્ચા કરે છે એમ જ્યારે તેઓ કહે છે ત્યારે આશ્ચર્ય થાય છે. એમની મનોદશા એવા પ્રકારની હોય છે કે એ સૂત્રો અધૂરાં છે એમ સિદ્ધ થયેલું જોવાયે તેઓ તૈયાર નથી હોતા, અને એ સૂત્રોના અમલથી સીધી રીતે ઊપજતાં પરિણામો સહન કરવાયે તેઓ તૈયાર નથી હોતા. ઇસ્ટ ઇંડિયા કંપનીના સમયમાં બંગાળામાં પડેલા દુકાળો વખતે કંપનીના વર્તનનો બચાવ કરનારા તેમજ તે ઉપર હુમલો કરનારાની આ વાદો પ્રત્યેની વૃત્તિ કાંઈક આવા પ્રકારની હોય એમ અનુમાન થાય છે.

**શાસ્ત્રપ્રામાણ્યનું**

આવી જ વૃત્તિ કેટલાક હિંદુઓમાં શબ્દપ્રમાણના વિષયોમાં છે. એક બાજૂથી તેમને લાગે છે કે હિંદુધર્મના કેટલાક ગ્રંથોને પ્રમાણભૂત માન્યા વિના ન જ ચાલે; બીજી બાજૂથી એમાંની દરેક માન્યતાને કે આજ્ઞાને સ્વીકારવા તેઓ તૈયાર નથી હોતા; એટલે એમાં નીરક્ષીરવિવેક કર્યા વિના એમને છૂટકો થતો નથી. છતાં, જે વસ્તુ તેમને માન્ય છે તેની પાછળ રહેલું તત્ત્વ તેમને પોતાની વિવેકબુદ્ધિથી ગ્રાહ્ય લાગે છે માટે તેઓ તે સ્વીકારે છે એમ

કહેવા તેઓ તૈયાર નથી હોતા, પણ તેઓ તે ગ્રંથના શબ્દપ્રમાણ પર જ તે સ્વીકારે છે એમ જ કહે છે. જો કોઈ માણસ 'શબ્દપ્રમાણની આવશ્યકતા અને મર્યાદા' બાબત ચર્ચા ઉઠાવે તો આ વર્ગના લોકો તેવી ચર્ચાને અનિષ્ટ સમજે છે. છતાં, જે શાસ્ત્રોનું શબ્દપ્રમાણ તેઓને સંપૂર્ણપણે માન્ય છે, તેમાંથીયે પોતાને નગોઠતી આજ્ઞાઓ અને માન્યતાઓને બીજી કોઈ રીતે સમજાવવા પ્રયત્ન નિષ્ફળ જાય તો તેનો અસ્વીકાર પણ થઈ શકે એવો કોઈ વચલો માર્ગ કાઢવા તેઓ સદૈવ પ્રયત્નશીલ હોય છે. આ જ સત્ય સાથે બાંધછોડ કરવાની વૃત્તિ.

મહાભારત જેવો ગ્રંથ વાંચતાં આના દાખલા સામાન્ય વાચકની નજરેયે ઠેકઠેકાણે ચડી આવશે. દા. ત., એક અધ્યાયમાં લખ્યું હશે કે યજ્ઞ માટેયે હિંસા કરી શકાય નહિ, બીજી જગ્યાએ એથી ઊલટું જ; ત્રીજી જગ્યાએ વળી કહ્યું હશે કે યજ્ઞ માટે હિંસા કરવાને હરકત નથી, પણ તેનો પ્રસાદ લેવાય નહિ. ટીકાકાર આમાંથી કયાં વાક્યો વિવેકબુદ્ધિથી માનવા જેવાં છે એ કદી બતાવશે નહિ, પણ જો તે હિંસાના પક્ષનો હશે તો કહેશે કે અહિંસાપ્રધાન વાક્યો નિવૃત્તિમાર્ગીને માટે છે, અહિંસાના પક્ષનો હશે તો કહેશે કે હિંસાપ્રધાન વાક્યો જુદા યુગને લગતા ધર્મો છે; પણ બેમાંથી એકે એમ નહિ કહે કે બેમાંથી એક મત ધર્મની સ્વતંત્ર વિવેકબુદ્ધિની દૃષ્ટિએ સાચો છે અને બીજો ભૂલભરેલો છે. મહાભારતમાં કાંઈક ભૂલભરેલા વિચારો પણ છે એવું કહે તો પછી મહાભારત પ્રમાણભૂત કેમ રહે ? એમાં કશું ખોટું તો હોઈ શકે જ નહિ એમ પકડી રાખવાનો તેમનો આગ્રહ હોય છે. આ કારણથી હિંદુધર્મની સ્થિતિ એવી થઈ છે કે એમાં જૂના નિયમ રદ કરવાની કોઈ પદ્ધતિ જ નથી. નવો

નિયમ બનાવનાર નવો સંપ્રદાય સ્થાપનાર જ થાય છે. આ જ કારણથી, એકેએક વૈષ્ણવ આચાર્ય 'જાતિપાંતિ' ના તથા સ્પર્શાસ્પર્શના ભેદોને પોતે ન પાળનારા અને એની સામે પ્રહાર કરનારા હોવા છતાં, એકે આચાર્યે એ વિષેનાં વિરોધી સ્મૃતિ-વાક્યો પોતાને માન્ય નથી એમ કહ્યું નથી, પણ આડકતરો માર્ગ કાઢવા જ પ્રયત્ન કર્યો છે. દા. ત., વૈષ્ણવની કંઠી બાંધે તેને અસ્પૃશ્ય ન ગણાય, પુષ્ટિધર્મમાં ન ગણાય–મર્યાદાધર્મમાં ગણાય, ગુરુને વચને ન મનાય–શાસ્ત્રવચને મનાય, વગેરે વગેરે. પરિણામે, જોકે વૈષ્ણવસંપ્રદાયોની ઉત્પત્તિ સ્મૃતિધર્મોની સંકુચિતતા, અનુદારતા અને કર્મકાંડના અતિરેકને તોડવા માટે થયેલી, છતાં એ સંપ્રદાયો જુદા પ્રકારની, પણ એટલી જ ઘટ્ટ, સંકુચિતતા, અનુદારતા અને કર્મકાંડની જાળ નિર્માણ કરી બેઠા છે. હિંદુધર્મની અવ્યવસ્થા માટે શાસ્ત્રપ્રમાણ વિષેની આ બાંધછોડની વૃત્તિ પણ ઘણે અંશે કારણભૂત છે.

**જૂની માન્યતાઓ**

વળી, એક પક્ષ કહે છે કે જે માન્યતાઓની સત્યાસત્યતાના સંબંધમાં લોકોના મનમાં શંકા ઉત્પન્ન થઈ જ નથી, જેને લાંબા કાળથી લોકો તકરાર વિના સ્વીકારતા આવ્યા છે, અને જેનું કાંઈ પણ પરિણામ આવતું હોય તો તે સમાજને વ્યવસ્થિત, શાંત અને નીતિમાર્ગે રાખનારું આવતું હોવ, તો તેવી માન્યતાઓના સંબંધમાં ચર્ચા કરી લોકોમાં બુદ્ધિભેદ ઉત્પન્ન કરવો નહિ; એટલું જ નહિ, પણ ઊલટું એ માન્યતા વધારે મજબૂત કરવાનો જ પ્રયત્ન કરવો. આપણને સમાજમાં જે કાંઈ ફેરફાર કરવાની જરૂર ભાસે તે એ માન્યતા સ્વીકારતાંયે તેમાંથી ઊપજી શકે છે એવી રીતે સમજાવવાને હરકત નથી. દા. ત., 'રાજ્ય તો હોય જ,' 'રાજા

વિના રાજ્ય ન ચાલે,' અને 'શિક્ષા વિના વ્યવસ્થા ન નભે' એવી સામાન્ય જનસમાજની દૃઢ માન્યતા હોય છે. અથવા, 'ભગવાન યુગેયુગે પૃથ્વી પર અવતાર લે છે,' અને 'ભગવાન તો ગમે તેમ વર્તી શકે'—એ બે હિંદુધર્મની રૂઢ માન્યતાઓ છે. આ પક્ષ કહે છે કે આવી માન્યતાઓ સાચી છે કે નહિ એની ચર્ચા કરી લોકોનાં ચિત્ત ચકડોળે ચડાવવાં નહિ. કારણ, એથી, રાજકારણમાં સમાજની શાંતિનો ભંગ થવાનો ઘણો સંભવ રહે છે. અને ધર્મમાં અશ્રદ્ધા ઉત્પન્ન થવાનો સંભવ રહે છે. સુધારા સૂચવવાને હરકત નથી. જેમકે, 'રાજ્ય પ્રજાકીય હોવું જોઈએ,' 'રાજાની સત્તા મર્યાદિત હોવી જોઈએ,' 'શિક્ષા નક્કી કરવાનું ધોરણ અને તંત્ર બહુ કાળજીથી રચાયેલું હોવું જોઈએ,' વગેરે વાતો કરવી. અથવા, અવતારવાદમાં, ગમે તો, અંશાવતાર, પૂર્ણાવતાર, સાચા અવતાર, બનાવટી અવતાર, જન્મતઃ અવતાર, ક્રમશઃ અવતાર, એવાએવા ભેદ પાડવા, અથવા અમુક અવતારનું અયોગ્ય જણાતું કર્મ એણે કર્યું જ નથી એવું સિદ્ધ કરવા પ્રયત્ન કરવો, અથવા એ ચરિત્રનો ઉલ્લેખ સાહિત્યમાંથી કાઢી નાંખવા પ્રયત્ન કરવો, પણ મૂળ માન્યતા પર કુહાડો પડે એવું ન કરવું. કારણ કે, કોઈ પણ રૂઢ સિદ્ધાન્તની ચર્ચા ઉત્પન્ન થતાં જ ક્રાન્તિની હંમેશાં ધાસ્તી રહે છે, અને ક્રાન્તિ હંમેશાં ભયંકર સ્થિતિ નિર્માણ કરે છે. માટે ક્રાન્તિ નહિ, પણ નાનાનાના સુધારા પર જ ધ્યાન દેવું જોઈએ. સિદ્ધાન્તની ચર્ચા કરનારો માણસ પોતે ગમે તેટલો દૂરંદેશી, ગંભીર, સ્થિરચિત્તનો અને કાળજું ઠેકાણે રાખનારો હોય, તોયે સામાન્ય જનસમૂહ તેવો નથી હોતો. સિદ્ધાન્તવાદીનો સિદ્ધાન્ત લોકો ભાગ્યે જ સમજે છે. તેઓ તો ખંડનાત્મક અથવા વ્યાપક શબ્દોને ઉપરઉપરથી પકડી લે.

છે, અને તેના પર આચારધર્મ રચવા મંડી પડે છે. પરિણામે, સમાજ સમતોલતા ખોઈ બેસે છે, અને સિદ્ધાન્તવાદીએ કલ્પ્યાંયે ન હોય એવાં કાર્યો કરી બેસે છે.

**હેતુઓની ગુપ્તતાનો પક્ષ**

§ રાજપુરુષોમાં એવી એક નીતિ મનાયેલી છે કે પોતાનાં કાર્યોના ઊંડા હેતુઓ શા છે તે જનસમાજને જ નહિ, પણ પોતાની નજીક કામ કરનારાઓને પણ જણાવવા નહિ એટલું જ નહિ, પણ તેઓ તે જાણી ન જાય એવી સાવચેતી લેવી. લોકો અને સેવકોને તો કેવળ પોતાનો હેતુ સિદ્ધ કરવાનાં સાધનો તરીકે જ વાપરવા. આથી કામ ઘણું સારી રીતે થઈ શકે છે એટલું જ નહિ, પણ એ ગુપ્તતામાં જ લોકકલ્યાણ વિશેષ સધાય એવું બને છે.

આ જ ન્યાયે પ્રચલિત માન્યતા કોઈ જુદા અને વધારે સાચા સિદ્ધાન્ત વિષે કોઈની પ્રતીતિ થઈ હોય તો તેણે પોતાના સિદ્ધાન્તનું મંડન કે પ્રચલિત માન્યતાનું ખંડન કરતાં ન બેસવું, પણ કેવળ પોતાના સાચા સિદ્ધાન્તોમાંથી આચારમાં જે ફેરફાર અને સુધારા નીકળતા હોય તે કરાવવા પર જ લક્ષ રાખવું. દા. ત., તેઓ કહેશે કે અસ્પૃશ્યતા વિષેની સનાતની હિંદુઓની માન્યતા સશાસ્ત્ર છે કે અશાસ્ત્ર એ વિષેની ચર્ચા કરવામાં કંઈ ફાયદો નથી. અસ્પૃશ્યતા યોગ્ય કે અયોગ્ય એ વિવાદ પણ છોડી દો; સનાતનીઓ અસ્પૃશ્યોને અહિંદુ માને તો તે વિષે પણ પરવા ન કરો; મંદિર-પ્રવેશનો પ્રશ્ન તો મોંમાંથી કાઢો જ નહિ. તમને અસ્પૃશ્યતાની રૂઢિ સદોષ લાગે છે એ સિદ્ધાન્તની તમારા મનમાં જ ગાંઠ વાળી રાખો અને જે અર્થે અસ્પૃશ્યોને તમે અસ્પૃશ્ય નથી લેખતા, તો

તેને લીધે અસ્પૃશ્યોની સ્થિતિમાં શાશા સુધારા થવા જોઈએ તે જ વિચારો અને તે એક પછી એક યોજતા જાઓ: એટલે કે એમને સ્વચ્છ કરો, ભણાવો, પાણીની સગવડો આપો, ઊજળા ધંધાઓમાં અને ઘરકામમાં દાખલ કરો, એમની આર્થિક સ્થિતિ સુધરે એવા ઉપાયો લો, એમને રાજકાજમાં રસ લેતા કરો અને એમનું રાજકીય મહત્ત્વ વધારો, વગેરે વગેરે. લોકોની માન્યતા સાથે ઝઘડો ન કરો, પણ મનમાં દૃઢ નિશ્ચય રાખો કે એ માન્યતા ગમે તેટલી બળવાન હોય તોયે અસ્પૃશ્યોની સ્થિતિ સુધરતાંની સાથે જ અસ્પૃશ્યતા ટકી શકવાની નથી; એના દહાડા ગણાઈ ચૂક્યા છે એમ ખાતરી રાખી જે કરવાનું છે તે કર્યા જાઓ. સિદ્ધાન્તચર્ચા ઉપાડવામાં તમે જૂના પક્ષને પણ નવો પ્રાણ આપો છો. કેટલાક જેઓ પોતાનો આગ્રહ મોળો કરત, તેમને હઠપૂર્વક આગ્રહી કરો છો, કારણ કે તેમની લાગણી જે ચર્ચાને અભાવે બુઠ્ઠી થઈ હોત તેને ચર્ચા કરીને જ આળી કરો છો અને દૂભવો છો.

§ આ દલીલોમાં કેટલું તથ્યાંશ છે તેની આપણે ચાળણા કરીએ.

જરા વિચાર કરતાં જણાશે કે આ બધી દલીલો મત બિલકુલ પ્રગટ કરવો કે નહિ કે સિદ્ધાન્તચર્ચા ક્યારેય કરવી કે નહિ—એ મુખ્ય પ્રશ્નને છેડવા કરતાં મત-

**દલીલોની તપાસ** પ્રકાશન અથવા સિદ્ધાન્તચર્ચા ક્યાં કરવાં, ક્યારે કરવાં અને કેવી રીતે કરવાં એ ઉપર જ, પોતાની દૃષ્ટિથી, વ્યાવહારિક સૂચનાઓ કરે છે. બીજી ભાષામાં, મતપ્રકાશન કે સિદ્ધાન્તચર્ચામાં શ્રોતાનો અધિકાર, કાળ અને પદ્ધતિ તપાસવા સૂચવે છે. કારણ કે જે પહેલા

મનુષ્યે અમુક મત બાંધ્યો કે સિદ્ધાન્ત તપાસ્યો તે જો કોઈને જ તે સમજાવે નહિ, તો તેમાંથી ઊપજતા સુધારાઓનો પણ અમલ કરવા તે કોઈની મદદ મેળવી શકે નહિ: સિવાય કે તેનો શબ્દ તે કાયદો એમ સ્વીકારનાર અનુયાયીઓનું મોટું જૂથ હોય અથવા સત્તાબળે જ તે એનો અમલ કરાવવા માગતો હોય. પણ આપણે એવી સ્થિતિ તો કલ્પી નથી. આપણે તો સ્વતંત્ર સમાજની કલ્પના કરીએ છીએ. એ સ્થિતિમાં ઉપરના વિચારોનો અર્થ એટલો જ થાય કે જે ચર્ચા વ્યક્તિને કે નાના સમાજને જ ઉપયોગની હોય તે બહુ લોકો આગળ ન કરવી જોઈએ; જે ચર્ચા અમુક બુદ્ધિની, ભાવનાની અને સ્વભાવની સ્થિરતા પછી જ સાંભળનારને ફાયદો કરી શકે એમ હોય તે તેવો કાળ આવ્યા વિના ન કરવી જોઈએ; અને ચર્ચાની રીતમાં એવું સૌજન્ય હોવું જોઈએ કે જેથી પ્રતિપક્ષીની કૂણી લાગણીઓ પર—જેમ કોઈ શત્રુ અચાનક છાપો મારે તેમ અકસ્માત આઘાત ન પહોંચે; પણ પ્રતિપક્ષીની પ્રામાણિક લાગણીની કદર કરી, તેની માન્યતાની ઉપર દંભ કે અપ્રામાણિકતાનો અઘટિત આક્ષેપ કર્યા વિના, જે રીતે પોતાના મનમાં એ માન્યતાના સંબંધમાં વિચારો ઉદ્દભવ્યા તેવી રીતે એના મનમાં પણ ધીમેધીમે સ્વાભાવિકપણે ઊઠે, અને જાણે પ્રતિપક્ષી પોતાના જ વિચારથી સત્યસિદ્ધાન્ત પર આવતો હોય તેમ થવું જોઈએ.

મતપ્રકાશન અથવા સિદ્ધાન્તચર્ચા કરતી વખતે આપણે **આવેશયુક્ત ચર્ચા** ચાર પ્રકારના વેગોથી તણાઈ જઈએ છીએ :

(૧) આપણી પોતાની ગંભીરતા ખોઈ બેસી એક નવા મતનો પ્રચાર કરવાની મસ્તીમાં આવીએ છીએ. કોઈ પણ નવો વિચાર પ્રગટ કરવાનું હંમેશાં કર્તવ્ય પ્રાપ્ત થતું નથી. એ

વિચાર સમજવામાં જ લોકોનું શ્રેય છે એમ ખાતરી થાય ત્યારે એ પ્રગટ કરવાનું કર્તવ્ય પ્રાપ્ત થાય છે એમ કાંઈક કહી શકાય. એટલે મતપ્રકાશન કે સિદ્ધાન્તચર્ચા અત્યંત કારુણ્યની, ગાંભીર્યની —આ રીતે ધાર્મિક ભાવનાથી—થવાં જોઈએ.

(૨) એ મસ્તીને લીધે, તેમજ આપણા પોતાના મત વિષેને સ્વાનુભવ અધૂરો હોવાને લીધે, સામી માન્યતામાં જે સત્યાંશ કે ઐતિહાસિક આધારનું બળ રહ્યું હોય તેની આપણે કદર કરી શકતા નથી અને તેને યોગ્ય ન્યાય આપી શકતા નથી.

(૩) આપણા પોતાના સિદ્ધાન્તની મર્યાદાઓ આપણે જોઈ શકતા નથી, અને ઘટે તે કરતાં વધારે વ્યાપક સૂત્રો આગળ કરવાની આપણે પ્રતિપક્ષીના જેવી જ ભૂલ કરીએ છીએ.

(૪) આપણા વેગથી આપણે કોઈવાર અસ્થાને કારુણ્ય પ્રગટ કરીએ છીએ. સામા માણસને પોતાની માન્યતામાંથી પૂરેપૂરું આશ્વાસન મળતું હોય, એને સત્ય જાણવાની કે તદનુસાર જીવન બદલવાની જરાય વૃત્તિ ન હોય, એ આપણા વિચાર પ્રમાણે મત ન બાંધે તો તેથી એના પોતાના સિવાય અન્ય સમાજને કોઈ પ્રકારનો અન્યાય સહન કરવો પડે છે એમ આપણે ખાતરીથી કહી શકીએ એમ ન હોય ત્યારે, એના વિચારો ભૂલભર્યા છે એટલા જ માટે, આપણને એને માટે ગમે તેટલું કારુણ્ય છૂટતું હોય તોયે, મતપ્રકાશન કે સિદ્ધાન્તચર્ચા કરવાની ફરજ ઊભી થતી નથી. નિદાન યોગ્ય કાળ સુધી તેવા પ્રસંગમાં આપણા કારુણ્યને આપણા હૃદયમાં જ શમાવવું યોગ્ય છે.

§ ઉપલી દલીલોમાં બીજું તથ્ય એ છે કે અમુક એક સિદ્ધાન્ત સમજાય કે સ્વીકારાય, ત્યારપછી જ તે પરથી ઊપજતા

સુધારાઓનો અમલ થઈ શકે એવો એકાંતિક નિયમ નથી. એથી ઊલટો નિયમ વધારે પ્રચલિત છે એમ પણ કહી શકાય. ઉચ્ચાલન-યંત્ર, ગુરુત્વાકર્ષણ, ઉષ્ણતા, ધ્વનિ વગેરેમાં

**જ્ઞાન વિના સત્યાચરણની શક્યતા**

પ્રકૃતિ કયા નિયમો પ્રમાણે કાર્ય કરે છે, તેની શોધ થઈ તે પહેલાં લોકો જાણે નૈસર્ગિકપણે જાણતા હોય તેમ તે નિયમોનો ઉપયોગ કરતા હતા, અને એવા લાંબા કાળના અનુભવજ્ઞાનમાંથી જ તેને લગતા નિયમોનું વૈજ્ઞાનિકોને ભાન થયું. એટલે, જો કોઈ સિદ્ધાન્તની પાછળ કુદરતનો કોઈ અચળ કાયદો રહેલો હોય તો તે સિદ્ધાન્તનું સ્પષ્ટપણે ભાન અથવા તેનો સ્વીકાર છે કે નહિ એ બહુ મહત્ત્વનું નથી. એના વિનાયે તેનો અમલ થવાનો જ. લોક એથી વિરોધી માન્યતાને સાચા સિદ્ધાન્ત તરીકે માને તોયે, જાણેઅજાણે, તેઓ કયારેય પણ સિદ્ધાન્તનો અમલ કરશે જ. દા. ત., ઘણા લોકો માને છે કે નિયતિથી જ બધું બને છે, અને નિયતિની પરિભાષામાં જ પુરુષાર્થનેયે સમજાવે છે, છતાં પ્રસંગ આવ્યે પુરુષ-પ્રયત્ન કર્યા વિના કોઈ રહી શકતું જ નથી, એટલે નિયતિવાદ કે પુરુષાર્થવાદમાં કેટલું સત્ય છે તેનો ચોખ્ખો નિકાલ ન થાય તેથી વ્યવહારમાં બહુ ફરક પડતો નથી. આ રીતે સાચા સિદ્ધાન્તોનો બુદ્ધિથી સ્વીકાર કરાવ્યા વિનાયે એનો અમલ કરાવી શકાય છે.

૬ ભલે આપણે આ દલીલોમાં કાંઈક વજૂદ છે એમ સ્વીકારીએ. છતાં, આનો અર્થ એવો ન જ થાય કે મતપ્રકાશન અને સિદ્ધાન્તચર્ચાને ક્યારેયે સ્થાન જ નથી,

**'ચર્ચાનું' કર્તવ્ય**

અને એ કરવાનું કદી કર્તવ્ય ઉત્પન્ન થતું જ નથી. જ્યારે એમ જણાતું હોય કે કોઈ વ્યક્તિની કે સમાજની અમુક રૂઢ થયેલી માન્યતા ભૂલભરેલી છે, અને એને

લીધે એમનું હીર અનેક પ્રકારે હણાયા કરે છે, એમનામાં પૂરો પુરુષાર્થ ઊપજતો નથી અને અવળે માર્ગે તે વેડફાઈ જાય છે, ત્યારે યોગ્ય કાળે, યોગ્ય રીતે અને યોગ્ય સાવધાની રાખી સિદ્ધાન્ત-ચર્ચા ન કરવામાં, અને તેમ કરવાથી એ વ્યક્તિ કે સમાજને કાંઈક આઘાત પહોંચે તો તે ન પહોંચાડવામાંયે કર્તવ્યનો ભંગ થાય છે. યંત્રશાસ્ત્રનો કોઈએ અભ્યાસ કર્યો તેનાં હજારો વર્ષ પહેલાંયે લોકોએ ઉચ્ચાલનદંડનો લાભ લીધો હશે એ ખરું; પણ એ લાભ અતિ મર્યાદિત જ હતો. એના સિદ્ધાન્તના જ્ઞાન પછી એ લાભ હજારોગણો વધી ગયો. કુદરતના કોઈ કાયદાનો ભલે અણુશીખવી બુદ્ધિથી અમલ થતો હોય અને કરાવી શકાતો હોય, પણ એ કાયદો સમજ્યા પછી એના બુદ્ધિપૂર્વક ઉપયોગનો લાભ હજારો-ગણો વધી જાય છે. હિંદુમુસલમાન ઝગડાના સંબંધમાં પૂજ્ય ગાંધીજીએ પોતાના લેખથી સનાતની, આર્યસમાજી અને મુસલમાન ત્રણે પક્ષોનો રોષ વહોરી લીધો, કૂતરાં-વાંદરાં વિષેની ચર્ચા ઉપાડી અને વાછડાનો પ્રાણ મુકાવી જૈનવૈષ્ણવોનો રોષ વહોરી લીધો, અસ્પૃશ્યતા વિષેના પોતાના વિચારોથી સનાતનીઓ તથા કેટલાક હરિજનોનોયે રોષ વહોરી લીધો; એ બધી બાબતોમાં હજુ વિચાર ફેરવવાને ભલે અવકાશ હોય, તેમની પદ્ધતિમાં ભલે કોઈને દોષ લાગે, છતાં એ રોષ વહોરીને તથા આઘાત પહોંચાડીને પણ પોતાનો મત પ્રગટ કરવો અને સિદ્ધાન્તચર્ચા ઉપાડવી એ એમની સ્થિતિના લોકનેતાને કર્તવ્યરૂપ જ થાય છે એમ સ્વીકાર્યા વિના ચાલે જ નહિ.

સારાંશ એ કે ઉપલી દલીલોથી મતપ્રકાશન કે સિદ્ધાન્ત-ચર્ચા કરવાનું કર્તવ્ય હોય જ નહિ, અથવા એમાં કાંઈ અર્થ જ નથી એવું ઠરતું નથી.

§ હવે ચર્ચા કે મતપ્રકાશન ઉપર અંકુશો મૂકનારા નિયમોનો વિચાર કરીએ.

**ચર્ચા પર અંકુશો**

**ઉદારતાની જરૂર**

મતપ્રકાશકની ટીકાપદ્ધતિ ગમે તેટલી ગંભીર અને પ્રતિપક્ષીની માન્યતાઓના મૂળમાં જ પ્રહાર કરનારી હોય, છતાં તે વજૂદભરી, મર્યાદાભરી અને વજનદાર હોવી જોઈએ. પ્રતિપક્ષીનો મત પાકા ઢોંગ ઉપર જ રચાયેલો છે એવા આક્ષેપ કરવામાં નથી પ્રતિપક્ષીને ન્યાય મળતો, અને નથી આપણામાં સમતોલપણું આવતું. છતાં નવો મત પ્રગટ કરનાર જૂના મત ધરાવનાર સામે ઘણીવાર આવી જ રીત અજમાવે છે. ગુજરાત માટે કદાચ આપણે એમ કહી શકીએ કે સત્ય વસ્તુસ્થિતિને અનુલક્ષીને જે કઠોર ટીકા કરવામાં સ્વામી દયાનંદ સરસ્વતી એક્કા હતા, તે ટીકાથી જે પરિણામ આવવાનું હતું તે આવી ચૂક્યું છે. હવેનો સુધારક પરમત પર ઢોંગ, દંભ વગેરેના આક્ષેપોથી હુમલો કરતો નથી, પણ તેને બુદ્ધિથી સમજાવવાનો પ્રયત્ન કરે છે. પણ ગુજરાતમાંયે આ સ્થિતિ નિશ્ચિતપણે આવી છે એમ કહેવાય નહિ, અને બીજા પ્રાન્તોમાં—વિશેષે કરી મહારાષ્ટ્રમાં—ઝેરવેરભર્યા આક્ષેપો કરીને જ સામા પક્ષની નિર્બળતા સિદ્ધ કરવાના ઘણીવાર પ્રયત્નો થતા હોય છે.

**ત્રણ ધર્મપંથો**

થોડાં વર્ષ પર આપણા દેશના ત્રણ બળવાન પંથો—સનાતની, આર્યસમાજી અને મુસલમાન—ત્રણે પોતપોતાના મતભેદો દર્શાવવામાં જે અનુદારતા અને દ્વેષનું દર્શન કરાવતા તેનું ઘણાને સ્મરણ હશે. તેથી કોઈ પણ તટસ્થ સત્યશોધકને ભાગ્યે જ એકે પ્રત્યે સહાનુભૂતિ ઉત્પન્ન થઈ શકતી. કારણ કે, જ્યારે કોઈ ધર્મ કે સંપ્રદાય કે

પક્ષમાં અનુદારતાનો પ્રવેશ થાય છે ત્યારે તેમાં રહેલો સત્ય અંશ પણ એટલો ઝાંખો થઈ જાય છે કે એટલા અંશને શોધવા કે મેળવવા માટે એ ધર્મ કે પક્ષના અનુયાયી બનવા જેટલું ભાગ્યે જ એમાં આકર્ષણ રહે છે. થોડાં વર્ષ પૂર્વે ચુસ્ત સનાતની, ચુસ્ત આર્યસમાજી અને ચુસ્ત મુસલમાનની મનોવૃત્તિ કેવા પ્રકારની હતી, અને તેમનામાં કેવા પ્રકારની અનુદારતા અને મતાંધતા વર્તતી તેને થોડા સ્પષ્ટ શબ્દમાં રજૂ કરવી અયોગ્ય નહિ થાય. કારણ કે એ ત્રણ પંથોના ઝગડાથી આપણા દેશનું વાતાવરણ ડહોળાયેલું રહેતું, અને એ ઝગડાઓની પાછળ કોઈ એવા મુદ્દાઓ નહોતા કે જેને પરિણામે ભવિષ્યમાં કોઈ મહાન સત્યને સ્વીકાર્યા વિના છૂટકો જ ન થાય; અથવા એમ કહો કે એ ઝગડાઓના મુદ્દાઓ મોટેભાગે એવા જ હતા કે જે દરેક પંથના લાંબા ભવિષ્યમાં ઢીલા અંશો જ લેખાય, અને દરેક પંથને એ છોડવે જ છૂટકો હોય. સદ્ભાગ્યે એ સ્થિતિ હવે એટલી જ ડહોળાયેલી રહી નથી. છતાં, એનાં બીજ નિર્મૂળ થયાં નથી તેથી એમના દૃષ્ટાન્તથી મતપ્રકાશનનો કયો પ્રકાર યોગ્ય છે અને કયો અયોગ્ય છે તેનો કંઈક ખુલાસો કરી શકું એટલા જ હેતુથી એ ભૂંસાતા ઝગડાઓનો ઉલ્લેખ કરું છું.

માણસ બીજા મતના માણસ પ્રત્યે કઈ ભાવનાથી જુએ છે, તેના ઉપર મતપ્રકાશનની યોગ્યાયોગ્યતાનો કેટલેક અંશે આધાર છે. મને મારા મતોના ખરાપણા વિષે ગળા સુધી વિશ્વાસ હોય, બીજાનો મત સાચો ન જ હોઈ શકે એવી પરિપૂર્ણ ખાતરી હોય, છતાં આને લીધે મને જો બીજા મતનો અનુયાયી તિરસ્કારપાત્ર, નરકનો અધિકારી કે હણવા યોગ્ય લાગે તો હું મતાન્ધતા અને અનુદારતાનો દોષ કરું છું એમ કહેવાય.

તે વખતના (અને કદાચ આજનાએ કેટલાક) ચુસ્ત સનાતનીની મનોવૃત્તિ જોશું તો જણાશે કે એ જાતે શાસ્ત્રોની સર્વ આજ્ઞાઓ પાળતો હોય કે ન પાળતો હોય,

**ચુસ્ત સનાતની**

એ શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, આગમ, નિગમ, સુભાષિત, રૂઢિ એ સર્વે પર અપાર શ્રદ્ધા દર્શાવતો; કોઈ ભૂતકાળમાં જે કાંઈ શાસ્ત્ર તરીકે અથવા રૂઢિથી પ્રચલિત થયું હોય તે એને ત્રણે કાળ માટે સાચું, અનુસરવા જેવું અને વંદ્ય લાગતું. એવી શ્રદ્ધા એને ભલે હોય, પણ એવી શ્રદ્ધા રાખીને એ અટકી શકતો નહિ. જે એના જેટલી શ્રદ્ધા ન ધરાવી શકે તેને એ ઉપેક્ષાવૃત્તિથીયે સહન કરી શકતો નહિ. એવાને એ નાસ્તિક કહેતો અને એને જોતાં જ એનો ક્રોધ પ્રગટી ઊઠતો. એ જન્મોજન્મ નીચ યોનિઓનો અને નરકનો અધિકારી થશે એમ એ માનતો એટલું જ નહિ, પણ વિધિનો ચુસ્ત પૂજારી છતાં એ માન્યતા પ્રગટ કરવામાં તે કોઈ વિધિનેયે અનુસરવાની આવશ્યકતા સમજતો નહિ. એની સાથે એકમત ન થનાર પ્રત્યે એને તિરસ્કાર અથવા તિરસ્કારમિશ્રિત કરુણા રહેતી.

ચુસ્ત આર્યસમાજીની મનોવૃત્તિ કિંચિત જુદા પ્રકારની રહેતી. સ્વામી દયાનંદ સરસ્વતીએ જે ધર્મો, સંપ્રદાયો કે મતોનું ખંડન કર્યું છે તેના પ્રવર્તકો ભુલાવામાં પડેલા હતા કે અજ્ઞાન હતા એટલું જ એ માનતો નહિ,

**ચુસ્ત આર્યસમાજી**

કિંતુ તેઓ પાખંડી અને દંભી હતા તથા પૈસા કમાવા કે બીજી મલિન વાસનાઓ પોષવા માટે ભોળા અને અજ્ઞાની લોકોમાં નવાનવા પંથો અને વહેમી માન્યતાઓ ફેલાવવાવાળા હતા એમ એ માનતો. વળી એ એમ પણ માનતો કે આ બધું સ્વામી દયાનંદ સરસ્વતીએ એટલું

નિર્વિવાદપણે સિદ્ધ કર્યું છે કે જે એ પુરાવાઓને ન સ્વીકારે અને આર્યસમાજનો સંદેશો ન માને તે સ્વાર્થથી કે જાણી બૂજીને સત્યથી દૂર રહેવા ઇચ્છે છે. આથી એને કોઈ પણ બીજા મતપંથ માટે કે તેના અનુયાયી માટે આદર રહેતો નહિ, અને સહાનુભૂતિ એથીયે ઓછી રહેતી. આર્યસમાજના મતોની સત્યતા વિશે એનો એટલો બધો આત્મવિશ્વાસ અને, તેને પરિણામે, ગર્વ હતો કે એ બીજા કોઈ પણ મતની કે મતવાળાની ઠેકડી કરવા અને તેના પ્રત્યેનો પોતાનો તિરસ્કાર બતાવવા પોતાને પૂર્ણ અધિકારી સમજતો. બીજા મતવાળાને એ બે જાતનું જ નોતરું આપતોઃ કાં તો અમારામાં ભળો, નહિ તો લડવા આવો.

**ચુસ્ત મુસલમાન**

ચુસ્ત મુસલમાનની અન્ય ધર્મીઓ પ્રત્યેની વૃત્તિ કાંઈક સનાતનીના જેવી અને કાંઈક આર્યસમાજીના જેવી ગણાય. જેમ સનાતનીની બુદ્ધિ હિંદુધર્મશાસ્ત્રોને સર્વથા શરણે હતી, તેમ ચુસ્ત મુસલમાનની ઇસ્લામી શાસ્ત્રોને શરણે હતી. વળી, જે મુસલમાન નથી તે નરકમાં જ જવાનો છે એ વિષે એના મનમાં શંકા જ નહોતી. આર્યસમાજીની જેમ એને પણ પોતાના ધર્મની માન્યતાઓની સત્યતા વિષે એટલો બધો આત્મવિશ્વાસ અને તેનો ગર્વ રહેતો કે જે તેનો સ્વીકાર ન કરે તે કાં તો પાપી છે અથવા મૂર્ખ છે એમ એને લાગતું. પાપી લાગે તો તે પ્રત્યે તિરસ્કાર હોવો એને સ્વાભાવિક લાગતો, અને મૂર્ખ હોય તો તેનું હિત એની સંમતિ વિના અને એને છેતરીનેયે કરવું યોગ્ય છે એમ સમજી એને ગમે તે પ્રકારે સત્યધર્મમાં લઈ લેવો એને એ સત્કર્મ સમજતો.

આ રીતે સનાતની અને મુસલમાન બન્નેએ પોતાની બુદ્ધિ

ઉપર અતિશય ટૂંકી મર્યાદા મૂકેલી હોવાથી, બીજાને તેની બુદ્ધિને જાગ્રત કરી પોતાના મતનો કરવાની જરૂર જણાતી નહિ. આર્યસમાજી બુદ્ધિને જાગ્રત કરવા ઇચ્છતો, પણ એનામાં ધીરજ નહોતી, તટસ્થતા નહોતી અને, જેમ મુસલમાન ઇસ્લામ પાસેથી શીખેલી બુદ્ધિને બુદ્ધિની પરાકાષ્ઠા સમજતો તેમ, એ સ્વામી દયાનંદ સરસ્વતી પાસેથી લીધેલી દૃષ્ટિને જ બુદ્ધિની પરાકાષ્ઠા સમજતો. આ રીતે ત્રણેમાં જુદીજુદી રીતે મતાંધતા અને અનુદારતા હતી. મતપ્રકાશન કે સિદ્ધાન્તચર્ચા આ પ્રકારે ન થવાં જોઈએ.

**બુદ્ધિને જ જગાડવાની જરૂર**

૬ મત પ્રગટ કરનારે કે સિદ્ધાન્તચર્ચા ઉપાડનારે કેવળ શ્રદ્ધાથી નહિ પણ બુદ્ધિથી અથવા સ્વાનુભવમાંથી બોલવું જોઈએ, અને સાંભળનારની કેવળ વિશ્વાસ મૂકનારી શ્રદ્ધા નહિ, પણ અનુભવ પ્રત્યે લઈ જનારી શ્રદ્ધાને અથવા તેની બુદ્ધિને જાગ્રત કરવી જોઈએ. પોતાનાં બુદ્ધિ કે અનુભવ કોઈ શાસ્ત્ર, પેગંબર કે ગુરુદ્વારા પ્રાપ્ત થયાં હોય એમ બને; એમના પરની શ્રદ્ધાને લીધે જ એમની બુદ્ધિએ અમુક એક પ્રકારનું વળણ લીધું હોય અથવા તેને અમુક અનુભવ થયા હોય એમ પણ બને. પોતાના મતની સત્યતા વિષે એને ગળા સુધી ખાતરી હોય એ પણ અયોગ્ય જ છે એમ ન કહેવાય. છતાં એણે જે માન્યતાઓ બાંધી હોય તે શાસ્ત્રો, રસૂલ કે ગુરુની વાણી સાંભળી, તે ઉપર પોતાની જેટલી બુદ્ધિ હોય તેટલી દોડાવી અથવા જે અનુભવો થયા હોય તે પરથી બાંધી હોવી જોઈએ, અને એ રીતે જ એણે સાંભળનારનો મત ફેરવવા મથવું જોઈએ.

પોતાની માન્યતાઓનો જેટલો ભાગ એ કેવળ શ્રદ્ધાથી જ

સ્વીકારી લેતો હોય તેટલા ભાગનો સ્વીકાર કરાવવા એણે આગ્રહ ન રાખવો જોઈએ; અને મતપ્રકાશન કે સિદ્ધાન્તચર્ચા કરવામાં એનો ઉદ્દેશ બીજાને જીતવાનો કે પોતાનો પક્ષ વધારવાનો ન હોવો જોઈએ, પણ પોતાનો મત સ્વીકારવામાં જનકલ્યાણ રહ્યું છે એવી એની પ્રામાણિક માન્યતા હોવી જોઈએ.

**જનકલ્યાણ પર જ દૃષ્ટિની જરૂર**

જો મતપ્રકાશક આવી વૃત્તિ રાખે તો એ સામાની બુદ્ધિને પ્રેમ અને આદરથી જાગ્રત કરવાનો, અને તેની શ્રદ્ધાઓની ઠેકડી ન કરતાં સમભાવપૂર્વક તેની બુદ્ધિમાં તે પ્રત્યે શંકા નિર્માણ કરવાનો, અને એ રીતે એને આઘાત પહોંચે તો પહોંચવા દેવાનો પ્રયત્ન કરશે.

આમ કરતાંયે સમાજમાં કલહ જામે એમ બને. કારણ, કે *મતપંથોના પ્રચારકોનો મતપ્રચારમાં ઐહિક સ્વાર્થ રહેલો* હોય છે અને તેથી એના પ્રચારમાં દંભ અને પાખંડ ઇરાદાપૂર્વક પણ ભેળવવામાં આવે છે—એ સ્વામી દયાનંદ સરસ્વતી કે ટૉલ્સ્ટૉયનો આક્ષેપ ખોટો જ છે એમ હંમેશાં કહી શકાય નહિ. કેટલીક જગ્યાએ ઇચ્છા છતાં વધારે ઉદાર દૃષ્ટિથી જોવું અશક્ય જેવુ લાગે છે. આથી પોતાનો વિરોધ જાહેર કરનાર, કે નવો સિદ્ધાન્ત રજૂ કરનાર ગમે તેટલી શુદ્ધ બુદ્ધિ કે સૌજન્ય દાખવે, તોપણ જે વિચારનું એ ખંડન કરે તે વિચાર ચાલુ રાખવામાં જેમનો સ્વાર્થ રહેલો હોય તેમનો રોપ વહોરી લેવો અનિવાર્ય છે, અને તેથી સમાજમાં પ્રચંડ કલહ જામે એ સંભવનીય છે. નવો મત જૂનાથી જેટલો પાયામાંથી જ જુદો પડતો હોય તેટલો એ કલહ વધારે તીવ્ર પણ થાય. કારણ, પાયામાં જ જુદો સિદ્ધાન્ત એનું નામ જ ક્રાન્તિકારક વિચાર. એ રોપ કે કલહનું

**છતાં, કલહનો સંભવ**

-જોખમ ખેડ્યે જ છૂટકો થાય. પણ નવા સિદ્ધાન્તવાદીની બુદ્ધિ જેટલે અંશે શુદ્ધ અને સૌજન્યભરી હશે તેટલે અંશે એ ક્રાન્તિ વધારે સૌમ્ય, અને સત્યનો સ્વીકાર વધારે જલદી, થવાનો સંભવ રહેશે.

**ચર્ચાના પ્રસંગો**

૬ અત્યાર સુધી મતપ્રકાશન કે સિદ્ધાન્તચર્ચા કરવાં હોય તો કેવી વૃત્તિથી અને પદ્ધતિથી કરવાં જોઈએ તેનો વિચાર થયો. પણ એ કરવાનું કયા પ્રસંગોમાં કર્તવ્યરૂપ થાય છે અને કયા પ્રસંગોમાં નથી થતું એનો વિચાર કરવો બાકી રહે છે.

૧. આમાં પહેલો નિષેધાત્મક નિયમઃ કોઈ પણ માણસ બહુમાં બહુ એટલી આશા રાખી શકે કે તેમની આગળ આપણે વિરુદ્ધ મત પ્રગટ કરતાં ખામોશી રાખીએ. પણ તેથી આગળ જઈ આપણે ખોટી અને કૃત્રિમ માન્યતા પણ પ્રગટ કરીએ એવી આશા રાખવાનો તેમને કશો હક નથી.

૨. બીજો વિધેયાત્મક નિયમ : જ્યારે પોતાના વિચાર રજૂ કરવાનો પ્રસંગ સ્પષ્ટપણે પોતા આગળ ખડો થાય, ત્યારે પોતાના વિચારો જેવા હોય તેવા મોકળે મને પ્રગટ કરવાની તેની ચોખ્ખી ફરજ છે, અને તેમ કરવાનો તેનો હક પણ છે.

આ પરથી ઉપર જે ખામોશી રાખવાનો પ્રસંગ કહ્યો તે ત્યારે જ ઉપસ્થિત થાય છે, જ્યારે મત પ્રગટ કરવાની સ્પષ્ટ ફરજ ઊભી થઈ ન હોય.

૩. આવી સ્પષ્ટ ફરજ ક્યારે ઊભી થાય, તેને લગતો એક નિયમ આ છે : જ્યાં મૌન રાખવાથી પોતાની સમ્મતિ હશે એમ મનાવાનો સંભવ હોય અને એની સમ્મતિ નથી પણ ઊલટો વિરોધ છે એમ જાહેર કરવાનો તેનો હેતુ હોય ત્યાં તેને પોતાનો મત પ્રગટ કરવાની ફરજ ઊભી થાય છે.

૪. આ પરથી ચોથો નિયમ નીકળે છે કે સીધી કે આડકતરી રીતે ખોટી પ્રતિજ્ઞા કરવામાંથી સત્યાગ્રહીએ મુક્ત રહેવું જોઈએ. સીધી રીતે એટલે, દા. ત., ખોટી પ્રતિજ્ઞા કરીને. આડકતરી રીતે એટલે, દા. ત., એકાદ માણસ કોઈ ધાર્મિક કે સામાજિક મનાયેલી ક્રિયાવિધિને કેવળ વહેમનું ચિહ્ન અને સમાજમાં નુકસાનકારક માનતો હોય, અથવા મનને છેતરનારી માનતો હોય, છતાં એવી ક્રિયાવિધિ વખતે હાજરી આપે, અગર તેમાં સહકાર આપે, તો તેણે આડકતરી રીતે ખોટી પ્રતિજ્ઞા કરી કહેવાય.

§ ધાર્મિક માન્યતામાં જ્યારે એક જણના વિચાર કુટુંબના બીજા માણસોથી જુદા પડી જાય ત્યારે હંમેશાં નાજુક સ્થિતિ ઉત્પન્ન થાય છે એનો બધાને પરિચય હશે.

**કુટુંબમાં મતભેદ** માબાપ સનાતની હોય અને દીકરાની આર્યસમાજમાં શ્રદ્ધા બેસે, પત્ની જૂના વિચારની હોય અને પતિ સુધારામાં ભળે; ભાઈઓ વચ્ચે ધાર્મિક ભેદો ઊભા થાય; ત્યારે એકબીજા વચ્ચે હેતપ્રીત જાળવી રાખ્યા છતાં દરેક જણ પોતાના અંતઃકરણની પ્રતીતિને વળગી રહી શકે એવો મેળ બેસાડવો અતિશય કઠણ થાય છે. આથી ઉપરના નિયમોની ચર્ચા કરતાં મોર્લી કેટલાક સંબંધોનો વીગતવાર વિચાર કરે છે:

**મોર્લીનો મત** તેમાં, પહેલાં, માતાપિતાના સંબંધમાં મોર્લી કહે છે કે જીવનમાં માત્ર એક, અને કેવળ એક જ, સગપણ એવું છે કે, જેને વિચારીને, સ્પષ્ટ ભાષણ બીજે બધેય પ્રસંગે આવશ્યક હોય છતાં અહીં મૌન ઉચિત થાય છે. આ સગપણ સંતાન અને માતાપિતા વચ્ચેનું છે. જ્યારે પોતાનાં પુત્ર કે પુત્રીને પોતાના કુળધર્મ કે

કુલાચાર વિષે અશ્રદ્ધા પ્રગટ કરતાં સાંભળવાથી માબાપને ખરેખરી ઊંડી વ્યથા થાય એમ હોય, ત્યારે એમ લાગે છે કે બાળકોને તેવા સિદ્ધાન્તો વિગેરેનો પોતાનો અવિશ્વાસ ગુપ્ત રાખવાનો અધિકાર છે. સામાન્ય રીતે માતાપિતાનો સંતાનો ઉપર એક પ્રકારનો એવો દાવો છે કે જે જગતમાં બીજા કોઈને રહેલો નથી, અને તેથી બાળકને પોતાનાં માબાપ આગળ પોતાના મતનો બોધ દેતાં અચકાવું પડે તો તેથી પોતાના આત્માને હણે છે એમ માનીને દુઃખિત થવાને ઝાઝું કારણ નથી.

જ્યાં માતાપિતા અને સંતાન વચ્ચે બીજી રીતે પ્રેમસંબંધ રહ્યો છે ત્યાં જ મોર્લીએ ઉપર સૂચવેલા નિયમનું પાલન આવશ્યક માન્યું છે. આમાંયે એમણે એક અપવાદ સૂચવ્યો છે. એ કહે છે કે જો તમને એમ ખરેખર વિશ્વાસ થઈ ગયો હોય કે જ્ઞાન અને આનંદથી પૂર્ણ એવો એક ભવ્ય બોધ ઈશ્વરે તમને સુણાવ્યો છે, તો તમારા વહાલામાં વહાલા જનોને તે પહોંચાડવાની તમને તીવ્ર અભિલાષા થાય એ અશક્ય નથી. એટલે કે એ સ્થિતિમાં માતાપિતાને પણ બોધ દેતાં અચકાવું નહિ. પણ એવું કાંઈ ન હોય તો આપણે પિતૃભક્તિની બધી મધુરતા કેવળ કડવા વાદવિવાદમાં ખોઈ બેસવાની ઇચ્છા ન કરવી જોઈએ.

મને લાગે છે કે મોર્લીએ અહીં ત્રણ જુદીજુદી પ્રવૃત્તિઓનો ભેળસેળ કર્યો છે, અને તેથી કુટુંબના જુદાજુદા સંબંધોમાં જુદીજુદી વૃત્તિ ધારણ કરવી જોઈએ એમ કહેતા જણાય છે. પણ પોતાના મનવિરુદ્ધ વર્તન, મૌન, મતપ્રકાશન અને મતનો ઉપદેશ એ ચારે એકબીજાથી, વસ્તુતઃ નહિ તોયે અનુક્રમમાં, જુદીજુદી પ્રવૃત્તિઓ છે.

ટીકા

કોઈ પણ વિષયમાં જુદો મત ધરાવનાર માણસે કુટુંબ કે સમાજમાં ક્યારે પોતાના મતથી વિરુદ્ધ વર્તન કરવું યોગ્ય ગણી શકાય, ક્યારે મતવિરુદ્ધ ન વર્તતા છતાં કેવળ મૌન રાખવું યોગ્ય ગણાય, ક્યારે મૌન રાખીને બેસી ન રહેતાં પોતાનો મત પ્રગટ કરવો આવશ્યક કહેવાય, ક્યારે કેવળ પ્રગટ કરીને બેસી ન રહેતાં તેની ચર્ચા પણ કરવી આવશ્યક થાય, અને ક્યારે તેટલાથીયે ન અટકતાં પોતાના મતનો પ્રચાર કરવાની ચળવળ કરવી આવશ્યક થાય, એ વિષયના નિયમો વધારે વ્યાપકપણે વિચારવા જોઈએ. કારણ કે જો મતપ્રકાશન એ સત્યોપાસકની પવિત્ર ફરજ થતી હોય તો તેમાં સામેની વ્યક્તિ અને પોતાની વચ્ચે પિતાપુત્રનો કે બીજો કોઈ સંબંધ છે એ વિચાર અપ્રસ્તુત છે. કારણ કે, મોર્લીએ જ આગળ કહ્યું છે તેમ, સત્ય બોલવાથી માબાપ અથવા બીજા કોઈની અયોગ્ય અને વધારેપડતો દાવો રાખનારી લાગણી ન દુખાય તે માટે જે મનુષ્ય પોતાના નિશ્ચયો કૌટુંબિક સ્નેહભાવને અનુકૂળ કરે છે, અને અસત્ય બોલવું એ કાંઈ ભારે દોષ નથી એમ માનવાની વૃત્તિ કેળવે છે, તે મનુષ્ય માટે ખરી આત્મોન્નતિ અશક્ય છે. હિંદુ સંતોએ તો સત્ય કરતાં કોઈ પણ સંબંધને વધારે પવિત્ર નથી ગણ્યો.

" કુળને તજીએ, કુટુંબને તજીએ, તજીએ માત ને બાપ રે;
" ભગિની-સુત-દારાને તજીએ, જેમ તજે કંચુકી સાપ રે. "

(નરસિંહ મહેતો)

બીજી બાજૂથી, જો મત પ્રગટ કરવો કર્તવ્યરૂપ ન હોય તો દુભાનાર વ્યક્તિ કુટુંબબહારની હોય કે ઘરની તેની વૃત્તિને સરખી જ પવિત્ર સમજવી જોઈએ. માતાપિતાનો સંબંધ અત્યંત નિકટનો અને પવિત્ર છે ખરો; તેમનો આપણા ઉપર ઘણો ભારે દાવો છે એમાં પણ ના નહિ. આથી સ્વાભાવિક રીતે જ તેમની

લાગણી દુભાય એવું કરતાં પહેલાં ધાર્મિક વૃત્તિનો પુરુષ હજાર વિચાર કરશે. પણ તેનો અર્થ એ થયો કે એણે બીજાની વૃત્તિ દુભાય એવું કરતાં પહેલાં એને માબાપની જગ્યાએ મૂકી કર્તવ્યા-કર્તવ્યનો નિર્ણય કરવો જોઈએ.

**લેખકનો મત** ૬ ત્યારે આ વિષયમાં મોર્લીના વિચારો બરાબર રજૂ થયા નથી એમ મને લાગે છે. મારા વિચારો આ પ્રમાણે થાય છે:

૧. મતપ્રકાશન કે સિદ્ધાન્તચર્ચાની બે પદ્ધતિઓ છે: અમુક વ્યક્તિ અથવા નિશ્ચિત વર્ગને ઉદ્દેશીને; અને મેઘવૃષ્ટિન્યાયે—એટલે કે સામાન્ય જનસમાજને ઉદ્દેશીને. બન્નેને માટે એકસરખા નિયમ ન હોય.

૨. બીજું, ચર્ચાના વિષય પ્રમાણે પણ જુદા નિયમો થાય. જે સિદ્ધાન્ત એવા પ્રકારનો હોય કે તેને સ્વીકારવાથી જીવનમાં કે આચારમાં ફરક પડે એમ હોય તેવી સિદ્ધાન્તચર્ચામાં જે પ્રકારનું કર્તવ્ય ઉત્પન્ન થાય છે, તેવું જ્યાં એવું કશું ન હોય પણ કેવળ સત્ય માહિતી કે તર્કદૃષ્ટિએ જ એનું મહત્ત્વ હોય ત્યાં ઉત્પન્ન થતું નથી. દા. ત., મૂર્તિપૂજા કે અસ્પૃશ્યતા વિષે સત્ય શું એ ચર્ચા જીવનસ્પર્શી છે. એની વિવેકયુક્ત ચર્ચાને જેટલી કર્તવ્યરૂપ લેખી શકાય, તેટલી જ દૈવવાદ વિરુદ્ધ પુરુષાર્થવાદની, અથવા હિંદુસ્તાનને બ્રાહ્મણધર્મે ડુબાડયું કે બૌદ્ધધર્મે એ ચર્ચા કર્તવ્યરૂપ ન કહેવાય.

**વ્યક્તિ સાથે ચર્ચાના નિયમો** ત્યારે, પહેલાં, આપણે વ્યક્તિ અથવા નિશ્ચિત વર્ગ આગળ ક્યારે ચર્ચા વિના કેવળ મતપ્રકાશન જ આવશ્યક થાય છે, અને ક્યારે ચર્ચા પણ આવશ્યક થાય છે તે તપાસીએ.

૧. કોઈ માણસે અમુક માન્યતાઓનો ત્યાગ કર્યો હોય,

પણ એને ઓળખનાર અમુક વ્યક્તિ કે વર્ગ એ વાત જાણતો ન હોય અથવા એ માન્યતાઓ એ સ્વીકારે જ છે એમ એના કોઈ પણ વચન કે વર્તન વિનાયે માની લેતો હોય, તેટલા પરથી જ એ માણસ પર પોતાનો મત પ્રગટ કરવાની ફરજ આવી પડતી નથી. પણ જ્યારે એવી પરિસ્થિતિ ઊભી થાય કે કાં તો એણે પોતાનો મત પ્રગટ કરવો જોઈએ, નહિ તો પ્રચલિત માન્યતા પ્રમાણે શરૂ થયેલા કોઈ કાર્યમાં સીધી રીતે ભાગ લેવો જોઈએ, ત્યારે મતપ્રકાશન—કેવળ પ્રકાશન જ, ચર્ચા નહિ—કર્તવ્ય બને છે. દા. ત., ધારો કે એ માણસ ગ્રહપૂજામાં માનતો ન હોય, અને એના કુટુંબના કોઈ લગ્નપ્રસંગમાં ગ્રહશાંતિ વખતે તે હાજર હોય, તો—જો તે કુટુંબનો કર્તાપુરુષ ન હોય તો—પોતાનો ગ્રહપૂજા વિરુદ્ધ મત પ્રગટ કરવો જ જોઈએ એમ આવશ્યક નથી. પણ એને જો એ ક્રિયામાં સીધી રીતે ભાગ લેવા ફરમાવવામાં આવે તો એણે એ વિષયમાં પોતાની અશ્રદ્ધા પ્રગટ કરવી જોઈએ. પણ એ વખતે તેની ચર્ચાયે કરવી જ જોઈએ એમ ન કહેવાય. પોતાને એ વિધિમાંથી મુક્ત રાખવામાં આવે એટલી માગણી કરીને એ બેસી રહી શકે.

૨. જ્યારે કોઈ માણસના જાણવામાં એમ આવે કે અમુક માણસો અથવા વર્ગ તેના વિચારો ને વર્તનને અનુકરણીય કે આદરણીય માને છે, અને તેથી અમુક માન્યતાઓના વિષયમાં તે મૌન રાખે તો તે લોકોની એવી સમજ થવાનો સંભવ છે કે એ માન્યતાઓ એ પણ સ્વીકારતો હશે, તો તેણે પોતાનો મત એટલે અંશે તે લોકોને જણાવવો જોઈએ. એટલે કે 'જો એ માન્યતા મને પણ કબૂલ છે એમ સમજી તેનો તમે સ્વીકાર કરવા પ્રેરાતા હો તો તે ગેરસમજ છે; હું એવી માન્યતા ધરાવતો નથી' એમ સ્પષ્ટ કરવું જોઇએ. આ વિશ્વાસી જન પ્રત્યે ઊપજતું કર્તવ્ય છે.

૩. ઉપર પ્રમાણે મતપ્રકાશનનો પ્રસંગ ઉત્પન્ન થાય ત્યારે, અથવા સ્વતંત્રપણે, કોઈ માણસ એ પ્રશ્નની ચર્ચા કરવા ઇચ્છે, ત્યારે પણ હંમેશાં ચર્ચા કરવાની ફરજ જ છે એમ નહિ કહી શકાય. જો પૂછનાર કેવળ વિતંડાવાદ કરવા આવેલો હોય, અથવા એને થોડી ફુરસદ છે તે બીજાનો સમય બગાડી ગાળવા ઇચ્છતો હોય તો કેવળ એણે પ્રશ્ન કાઢ્યો માટે ચર્ચા કરવી જ જોઈએ એવું કર્તવ્ય નથી.

પણ પૂછનાર ભલે આપણી બુદ્ધિ કે માન્યતા વિષે અશ્રદ્ધાળુ હોય, ભલે આપણને પોતાના મતમાં ફેરવવાનીયે આકાંક્ષા રાખતો હોય, ભલે આપણા જુદા મતથી દુઃખિત થયો હોય, પણ જો તે ગંભીરપણે આપણી પાસેથી સત્ય જાણવાની અથવા આપણને સત્ય સમજાવવાની વૃત્તિથી ચર્ચા કરવા માગણી કરે, તો તેની આગળ સિદ્ધાન્તચર્ચા કરવી આવશ્યક થાય. આ પ્રસંગ સ્પષ્ટપણે આપણી સામે ખડો થયેલો કહેવાય.

૪. વળી, આપણી સાથે વિદ્યાર્થીદાવો રાખનાર—જેને યોગ્ય માર્ગે વાળવાનું આપણે માથે હોય—તેની આગળ યોગ્ય કાળે અને યોગ્ય રીતે સિદ્ધાન્તચર્ચા કરવી આવશ્યક ગણાય.

૫. તેમજ, આપણી સાથે મિત્રદાવો રાખનાર—જેનાયે જીવનનો ઉદ્દેશ સત્યની શોધ હોય અને ધ્યેય ઉદાત્ત હોય—તે પોતાની ભ્રામક માન્યતાઓને લીધે, આપણી દૃષ્ટિએ, સાચા માર્ગથી વંચિત રહે છે અથવા અંધારામાં ફાંફાં મારે છે એમ આપણને લાગતું હોય, તો તેની આગળ પણ યોગ્ય કાળે, યોગ્ય રીતે અને યોગ્ય માત્રામાં સિદ્ધાન્તચર્ચા કરવી આવશ્યક ગણાય. વિદ્યાર્થી અને મિત્રની વચ્ચે એટલો ભેદ રહે કે વિદ્યાર્થીને જે રીતે સિદ્ધાન્ત સ્પષ્ટ સમજાય તેવી દરેક તક આપણે જાતે શોધીએ, કેટલેક અંશે એમાં આપણે પ્રચારક (મિશનરી) વૃત્તિ પણ ધરાવીએ એમ

અને; કારણ કે એણે પોતાનો ભાર આપણી ઉપર નાંખેલો ગણાય. પરંતુ મિત્રને જ્યારે સમજાવવાનો પ્રસંગ થાય ત્યારે જ સમજાવવાનો પ્રયત્ન કરી શકાય. વળી, મિત્રની સમજવા—અને આપણી પાસે સમજવા—કેટલી રુચિ છે તે ઉપર પણ એ પ્રયત્ન કેટલો આગ્રહભર્યો થાય એનો આધાર રહે.

§ વ્યક્તિ કે નિશ્ચિત વર્ગ સાથે ઉત્પન્ન થતી આવી ચર્ચાનો વિષય જીવનસ્પર્શી છે કે કેવળ સત્ય માહિતી કે શુદ્ધ તર્કની દૃષ્ટિએ મહત્ત્વનો છે એ પ્રશ્ન એક રીતે ગૌણ છે. પણ, વ્યાવહારિક દૃષ્ટિએ, બીજા પ્રકારના વિષયની ચર્ચાને કેવળ ક્લેશ વધે એવું જ પરિણામ લાવવા માટે ચર્ચવાની ફરજ છે એમ કહી શકાય નહિ. દા. ત., ધારો કે બ્રાહ્મણધર્મી અને બૌદ્ધધર્મી એવા બે મિત્રો વચ્ચે હિંદુસ્તાનને કયા ધર્મથી વિશેષ નુકસાન થયું એ ચર્ચાનો વિષય હોય. એ ચર્ચાને પરિણામે બન્ને ધર્મો પર એકબીજા કેવળ આક્ષેપો મૂકે એથી વધુ કશું નીપજે એમ ન હોય, તો બેમાંથી જે વિચારશીલ હશે તે એ ચર્ચાને લંબાવશે નહિ.

§ હવે મેઘવૃષ્ટિન્યાયે મતપ્રકાશન કે સિદ્ધાન્તચર્ચા ક્યારે કર્તવ્યરૂપ થાય તે જોઈએ.

**મેઘવૃષ્ટિ ચર્ચા**

૧. જે માન્યતાઓને આધારે સમાજમાં અમુક રૂઢિઓ કે ઝગડાઓ પ્રચલિત છે, તેની અસત્યતા અને અનિષ્ટતા વિષે જેની ખાતરી થઈ હોય, તેણે એ રૂઢિઓ અને ઝગડાઓના મૂળમાં રહેલી માન્યતાઓની સમાલોચના કરી સમાજસેવાની ઇચ્છાથી તેની ચર્ચા કરવી યોગ્ય છે.

૨. જે માહિની આપવા માટે અથવા વિચારસરણીના સંસ્કારો પાડવા માટે ઇરાદાપૂર્વક પ્રયત્ન થતા હોય, તેમાં રહેલી ભૂલો કે અસત્યતા દૂર કરવા માટે, જેણે તેનો સપ્રમાણ અભ્યાસ કર્યો હોય, તેણે તેની ચર્ચા કરવી યોગ્ય છે. દા. ત., હિંદુસ્તાનના ઇતિહાસ વિષે અનેક ખોટી માહિતીઓ વિદ્યાર્થીઓને આપવામાં આવતી હોય, તેનો આજના જીવન સાથે કશો સંબંધ ન દેખાતો હોય તોયે, જે અર્થે તે સંસ્કાર ઇરાદાપૂર્વક પાડવામાં આવે છે તેથી, ઇતિહાસના અભ્યાસીએ તેની ચર્ચા કરવી આવશ્યક ગણાય. તે જ પ્રમાણે, પ્રારબ્ધ કે પૂર્વકર્મવાદના મંડાણ ઉપર તર્કશ્રેણી રચવાના સંસ્કારો હિંદુસમાજમાં બેમાલૂમ રીતે પાડવામાં આવે છે. એના સ્વીકાર, અસ્વીકાર કે અઘટિત સ્વીકારથી જીવન પર કંઈ અસર થાય છે જ એમ હમેશાં ખાતરીપૂર્વક કહી શકાય એમ ન હોય, તોયે એ વિષેનો જેણે સારી રીતે વિચાર કર્યો હોય, તેણે એની ચર્ચા કરવી યોગ્ય છે એટલું જ નહિ, પણ એવા વિષયોની ચર્ચા વ્યક્તિને સંબોધીને નહિ પણ મેધવૃષ્ટિ-ન્યાયે કરવી જ વધારે યોગ્ય છે.

૩. જે સિદ્ધાન્તની ચર્ચા અમુક હદ સુધીની પાત્રતા આવ્યા બાદ જ સદુપયોગી થઈ શકે, નહિ તો દુરુપયોગ થવાનો સંભવ રહે, તે ચર્ચા અધિકારી વર્ગ આગળ કરવી જ યોગ્ય છે, મેધવૃષ્ટિ-ન્યાયે કરવી યોગ્ય નથી. હવેના સમાજમાં આ મર્યાદા પાળવી લગભગ અશક્ય છે, કારણ કે છાપખાનું મેઘવૃષ્ટિ-ન્યાયે જ કામ કરી શકે છે એમ કહેવાય. છતાં, જ્યાં આવો વિવેક કરવો શક્ય અને આવશ્યક હોય ત્યાં તેવો પ્રયત્ન કરવો ઘટે. દા. ત., ધારો કે તમને એક એવી શોધ હાથ લાગી હોય કે જેનો સદુપયોગ કરવાથી હજારો માણસોનું કલ્યાણ થાય, અને દુરુપયોગ થાય તો હજારો માણસોનો ઘડીભરમાં નાશ કરી શકાય, ત્યારે એવી શોધ

મેઘવૃષ્ટિન્યાયે જાહેર કરનાર મોટું જોખમ ખેડે છે એ ખ્યાલમાં રાખવું જોઈએ. વેદાન્તમાં આવો વિષય 'નિર્ગુણ'ની ચર્ચાનો ગણાય; જોકે નિર્ગુણની ચર્ચા ન હોય એવું કોઈ વેદાન્તનું પુસ્તક નથી, એટલે એ જાહેર ગુપ્તતા છે. ગમે તેમ હોય, પરંતુ, સાથે જ એ પણ યાદ રાખવું કે આવા કોઈ સિદ્ધાન્તની ચર્ચા કરવી યોગ્ય નથી એમ કોઈ ઠરાવે તો તેનો અર્થ એ નથી કે તેણે તે માટે અસત્ય માન્યતાઓને મેઘવૃષ્ટિચર્ચામાં પોષવી ઘટે. ઉદાહરણાર્થ, ઉપરનો જ 'નિર્ગુણ' વેદાન્તી જો મૂર્તિપૂજા અયોગ્ય માનતો હોય, તો જ્યારે તે 'નિર્ગુણ' નિરૂપણ ન કરી શકે ત્યારે મૂર્તિપૂજાને પોષવી જોઈએ એમ નથી ઠરતું.

આ પ્રમાણે મને મૌન, મતપ્રકાશન અને ચર્ચાના સંબંધમાં કર્તવ્યનો માર્ગ લાગે છે. આમાં સામી વ્યક્તિનો આપણી સાથે કયા પ્રકારનો સબંધ છે એ તત્ત્વતઃ ગૌણ છે, જોકે મત પ્રગટ કરવાની કે સિદ્ધાન્તચર્ચા કરવાની આપણી પદ્ધતિ ઠરાવવામાં એ સંબંધ, જેમ સામા માણસના સ્વભાવને લક્ષમાં રાખીએ તેમ, જરૂર લક્ષમાં રાખવા જેવો ગણાય.

**મતવિરુદ્ધ વર્તન**

§ પણ મોર્લીએ જે સગપણોમાં સત્યાગ્રહીની ફરજની આ વિષયમાં ચર્ચા કરી છે તેનું મહત્ત્વ મૌન, મતપ્રકાશન કે સિદ્ધાન્ત-ચર્ચાને અંગે નથી, પણ પોતાના મતવિરુદ્ધ વર્તન કરવાના પ્રસંગોમાં છે. સત્યાગ્રહીએ પોતાના મતવિરુદ્ધ વર્તવું કદી વાજબી ગણી શકાય કે કેમ એ પ્રશ્ન છે. થોડાં ઉદાહરણો લેવાથી આ પ્રશ્નનું આપણા દેશમાં કેટલું બધું મહત્ત્વ છે તે ખ્યાલમાં આવશે. એ દરેક પ્રસંગે આપણે એમ માની લઈશું કે સત્યાગ્રહીને પોતાને એ

ક્રિયામાં વિશ્વાસ નથી, (અને તે અવિશ્વાસની પાછળ એનો સિદ્ધાન્ત રહેલો છે): માબાપ પુત્ર પાસે ઘરની ઠાકોરપૂજા કરાવવા કે શ્રાદ્ધ કરાવવા ઇચ્છે છે; અથવા મરણપ્રસંગે જમણ કરાવવા માગે છે; અથવા માતાપિતા કે પત્ની માને છે કે સત્યાગ્રહીના પુત્રને જનોઈ આપવું જોઈએ, અથવા ગુરુમંત્ર અપાવવો જોઈએ, અથવા નાનપણમાં સગપણ કરી નાંખવું જોઈએ; અથવા સગીર કન્યાનું કે ભણતા પુત્રનું લગ્ન કરી નાંખવું જોઈએ; અથવા ઘરમાં હરિજનને આવવા ન દેવો જોઈએ; અથવા તેનો સ્પર્શ થાય તો નહાવું જોઈએ; અથવા ઘરમાં આવેલા વિધર્મીને ઘરનાં વાસણમાં ખાવાપીવાનું આપવું ન જોઈએ; અથવા પત્ની અમુક પ્રકારનાં દાન, વ્રત કે અનુષ્ઠાનમાં પતિને સંકલ્પ મૂકવાના વિધિમાં સાથે બેસવા આગ્રહ રાખતી હોય; અથવા પોતે વિધવાવિવાહ કે પરજ્ઞાતિવિવાહ કરવા ઇચ્છતો હોય અને માતાપિતાનો વિરોધ હોય; વગેરે વગેરે હિંદુ કુટુંબમાં ધાર્મિક મતભેદોમાંથી ઉપજતા આવા બીજા સેંકડો પ્રસંગો કલ્પી શકાય. આ મતભેદ કદાચિત સિદ્ધાન્તનો ગણીએ, તો એથી ઓછા સિદ્ધાન્તરૂપ પણ એટલા જ ધાર્મિક ગણાતા પ્રસંગો પણ કલ્પી શકાય: જેમકે, વૈષ્ણવ-પત્ની માને કે પતિએ શૌચ પછી નહાવું જોઈએ; અથવા પાણીથી બાંધેલા લોટના રોટલા એઠા ગણવા જોઈએ; અથવા અબોટિયું પહેરીને જ જમવું જોઈએ; અથવા કડી બાંધ્યા વિના પાણીને અડવું ન જોઈએ; અથવા (જૈનોમાં) પતિએ બટાટા ન ખાવા જોઈએ, કે સૂર્યાસ્ત પહેલાં જ જમવું જોઈએ, કે સૂર્યોદય પછી જ દાતણ કરવું જોઈએ, વગેરે વગેરે.

૬ આવા પ્રસંગોમાં ઉપયોગી થઈ શકે અને સર્વત્ર લાગૂ પાડી શકાય એવા કોઈ નિયમો છે? આ બાબતમાં મોર્લીએ કોઈ

**માર્ગદર્શક નિયમો**

સામાન્ય સિદ્ધાન્ત સૂચવ્યા નથી. એણે કલ્પેલા પ્રસંગોમાં પ્રાર્થના અથવા અમુક ધાર્મિક ક્રિયાઓમાં હાજરી આપવી અને અમુક વિધિ પ્રમાણે બેસવું તથા પ્રસાદી લેવી એટલું જ કરવાનું હોય છે, એટલે એવા બેચાર પ્રસંગો જ ઉકેલવાનો પ્રશ્ન હોય તો માતાપિતાની પ્રસન્નતા માટે કેમ વર્તવું તેનો નિર્ણય સિદ્ધાન્તથી કરવાની જરૂર કદાચ જતી કરી શકાય. પણ હિંદુસમાજમાં, જ્યાં જીવનની એકેએક ક્રિયા ધાર્મિક ભાવનાથી જ થતી હોય ત્યાં, તેને માટે કોઈ વ્યાપક નિયમો હોય તો તપાસવા જોઈએ.

મને લાગે છે કે નીચેના નિયમો આવી બાબતમાં કાંઈક માર્ગદર્શક થઈ પડે :

૧. કુટુંબીઓની જે વિધિઓ એવી હોય કે તેને વિષે તમે એટલું જ કહી શકો કે તેની આવશ્યકતા વિષે તમારી શ્રદ્ધા રહી નથી, પણ તેથી ઊલટા પ્રકારની ક્રિયામાં તમારી શ્રદ્ધા છે એમ ન કહી શકો, અને તેવો ક્રિયાકાંડ તમારે કરવો પડે તેથી તમને બહુ તો થોડી અગવડ જ સહન કરવી પડે એમ હોય, તો કુટુંબીઓની તે માન્યતા શિથિલ થાય ત્યાં સુધી તેવા ક્રિયાકાંડને અનુકૂળ થવામાં હરકત નથી. જેમકેઃ શૌચકર્મ પછી નહાવું, એઠી ગણાતી વસ્તુને હાથ લાગે તો તે ધોઈ નાંખવો, (જૈને) ઘરમાં સૂર્યાસ્ત પછી ન જમવું, સૂર્યોદય પહેલાં દાતણ ન કરવું વગેરે. પણ એ રીતે વારંવાર નહાવાનો, કે પાણીની બનાવી છે એટલા જ માટે કોઈ વસ્તુને એઠી ગણવાનો, કે (જૈને) સૂર્યાસ્ત પછી ન જ જમાય કે સૂર્યોદય પહેલાં દાતણ ન જ કરાય—એ રૂઢિઓ તોડવાની જરૂર ઊભી થઈ છે, એવો તમારો અભિપ્રાય બંધાયો હોય એ તોડવાનું પ્રચારકાર્ય તમે સ્વીકાર્યું હોય તો આ દૃષ્ટાન્તો ત્યાજ્ય

સમજવાં જોઈએ; એટલે કે એ સ્થિતિમાં તમારે માટે તમારા વિચારોનો આગ્રહ રાખવો કર્તવ્યરૂપ થાય.

૨. જે રૂઢિઓ એવા પ્રકારની હોય કે તેની સાથે ધર્મની ભાવના ન વળગાડી હોય તો તેમાં કાંઈ નૈતિક દોષ છે એમ તમે કહી શકો નહિ, પણ તે નિરર્થક છે એટલું જ કહી શકો, અથવા એની મદોષના એની જોડે અંધશ્રદ્ધાથી વળગાડેલી ધાર્મિક ભાવનાને લીધે જ હોય; અને એ રૂઢિ જો એવા પ્રકારની અકારક (passive) હોય કે તેમાં તમારે જાતે કશું કરવાનું ન હોય, પણ તમારા શરીર પર કે ઘરમાં કાંઈક થાય તે સહન કરવાનું જ હોય, તો તેવી રૂઢિઓને નીચેની શરતે અનુકૂળ થવામાં હરકત ન હોય: તમે કુટુંબીઓને જણાવો કે આમાં મારી શ્રદ્ધા નથી, તમારી છે; માટે મારી પાસે એનું પાલન કરાવવાની તમારે ચીવટ રાખવી જોઈએ: જેમકે, મારા ગળામાં કંઠી કે જનોઈ ન હોય તો તમે ઇચ્છો તો હું તમારા પાણીને ન અડું, તમે કહો તો જમવા દૂર બેસું, પણ મારા ગળામાં તે જોઈએ જ એવો તમને આગ્રહ હોય તો તમારે તે મને પૂરી પાડવી જોઈએ; હું પોતે એ વિષે આગ્રહ નહિ રાખું. પણ માણસે કંઠી કે જનોઈ જેવું કાંઈ રાખ્યું હોય તે કાઢી નાંખવું એ જ કર્તવ્ય અને ધર્મ છે. અને એનો ત્યાગ કરવાનું જ તમે બધાને સમજાવતા હો તો આ દૃષ્ટાન્ત ત્યાજ્ય સમજવું જોઈએ. તેમ જ તમે મૂળથી જ કંઠી કે જનોઈવાળા ન હો, પણ તમને પહેલી વાર એ પહેરાવવા પ્રયત્ન થતો હોય તો તે ઠેકાણે તમારે સત્યાગ્રહ રાખવો જોઈએ.

ઉપર મુજબ અનુકૂળ થવામાં સત્યાગ્રહનો ત્યાગ થાય છે કે કેમ એ વિષે થોડોક વિચાર કરવો યોગ્ય થશે. આ વિધિઓ મેં એવી કલ્પેલી છે કે જે તમે જીવનનાં કેટલાંક વર્ષો સુધી

શ્રદ્ધાપૂર્વક પાળતા આવ્યા હતા; તે ન પાળવામાં ધર્મની આજ્ઞાનો ભંગ થયેલો માનતા; પણ પાછળથી તમારી તે શ્રદ્ધા ચાલી ગઈ અને તેને અને ધાર્મિક-જીવનને આવશ્યક સંબંધ છે એમ માનતા અટક્યા. પરંતુ તમારા કુટુંબીઓ તો હજુ તમારી જૂની માન્યતા જ ધરાવે છે. તમારી અશ્રદ્ધા કુટુંબીઓએ જાણી છે, પણ તેમની શ્રદ્ધા અડગ રહી છે. બીજી બાબતોમાં તેમનું ધાર્મિક જીવન અને તમારી સાથેનો સ્નેહસંબંધ એવા પ્રકારનો રહેલો છે કે તેમની ( તમારી દૃષ્ટિએ ભૂલભરેલી લાગતી હોય તોયે ) અડગ શ્રદ્ધા માટે તમને આદર જ લાગે એમ છેઃ તેઓ તમારી પાસે જે અનુકૂળ વર્તન ઇચ્છે છે તેમાં તમારે કેવળ અકારકપણે ( passively —તમે જાતે કશું કર્યા વિના ) ભાગ લેવાનો છે; ( કંઠી કે જનોઈ તોડવાં નહિ કે તૂટયાં હોય તો ફરીથી બાંધવાં ); વળી તેઓની એ રૂઢિ પળાવવામાં એવી પ્રામાણિક માન્યતા છે કે તમે એ રૂઢિ તોડવામાં કેવળ કુસંગથી જ દોરવાઈ ગયા છો, પણ જાતે દહાડે પાછા તેમાં શ્રદ્ધાવાન થશો, અને તેથી ( તેમની દૃષ્ટિએ ) તમારા શ્રેયની કાળજીથી જ તેઓ આવી રીતે અનુકૂળ થવા આગ્રહ કરે છે; એ આગ્રહમાં ન્યાતજાતની ખફામરજીનો ડર નથી; વળી તમે એમને અનુકૂળ ન થાઓ તો તેમને એક એવું ધર્મસંકટ ઊભું થતું લાગે છે કે કાં તો તેમણે તમારો ત્યાગ કરવો જોઈએ અથવા પોતાના ધર્માચરણનો ત્યાગ કરવો જોઈએ. આ સ્થિતિમાં તમે અનુકૂળ થવાની વૃત્તિ સ્વીકારો તો તેમાં સત્યાગ્રહનો ત્યાગ નથી, પણ પૂર્વસંસ્કારોનું બળ 'છૂઃ' કરીને નાશ કરી શકાતું નથી, એ અનુભવનો જ સ્વીકાર છે અને તેનો ખ્યાલ રાખ્યો છે એમ મને લાગે છે. કારણ, એમાં પોતાનો મત છુપાવ્યો નથી, એ તો પ્રગટ કરેલો જ છે; એ ક્રિયા એવા

પ્રકારની છે કે જેમાં તમે સક્રિય ભાગ લેતા નથી; એ ક્રિયા કોઈ જાતની શિક્ષાના ભયથી કે જબરદસ્તીથી કરતા નથી કે તમારી પાસે કરાવાતી નથી; અને ચળવળ કરી એ ક્રિયાનો જ્યાં હોય ત્યાંથી ત્યાગ કરાવવો જોઈએ એવું હજી સુધી તમારું ધ્યેય બન્યું નથી.

૩. ઉપલા જ પ્રકારની નૈતિક દોષવિનાની રૂઢિઓ હોય, પણ તેમાં તમારે અનુકૂળ થવું હોય તો કાંઈ સક્રિય કાર્ય કરવું પડે એવી જાતની હોય, ત્યાંયે જો તે તમારે કુટુંબીઓની વતી અથવા એમની અનુકૂળતા સાચવવા માટે અને બીજી કોઈ અનુકૂળતાને અભાવે જ કરવાની હોય, તો ત્યાં એ રીતે અનુકૂળ થવું એમાં સત્યાગ્રહત્યાગ નથી. દા. ત., તમે જે કુટુંબમાં રહેતા હો તેમાં તમારા સિવાયના બીજા માણસોને સૂતક કે એવી બીજી અડચણ આવી હોય, અને તે વખતે જે દેવસેવામાં તમે માનતા નથી તે યથાવિધિ કરવાનો પ્રસંગ આવે, તેવી સ્થિતિમાં તમારે એમને અનુકૂળ બની એમનું કામ કરી આપવું એમાં સત્યાગ્રહનો ત્યાગ નથી, પણ કુટુંબીઓની કેવળ એક નાનકડી સેવા જ છે. પણ તમારે જ એ કરવું પડે એવી પરિસ્થિતિ રહી ન હોય, અથવા તેને કરવાનો આગ્રહ રાખનાર કુટુંબીઓ જ રહ્યાં ન હોય, ત્યાર-પછી પણ તમે એ ચાલુ રાખો તો તેમાં સત્યાગ્રહનો ત્યાગ છે.

૪. પણ ઉપલા પ્રકારની જ નૈતિક દોષવિનાની ક્રિયાઓ હોય, પણ તે તમારે કુટુંબીઓની વતી અથવા એમની અનુકૂળતા સાચવવા માટે જ અને કોઈ બીજી અનુકૂળતાને અભાવે જ કરવાની ન હોય, પણ કુટુંબની અંદર તમારા જેવી જ સ્થિતિમાં રહેનાર દરેક માણસે તે કરવી જ જોઈએ એવો કુટુંબનો નિયમ હોય, અને તેથી તમારે તે કરવી એવી આશા રાખવામાં આવતી

હોય, તો તે સ્થિતિમાં તમારે સત્યાગ્રહ રાખવો જ આવશ્યક ગણાય. દા. ત., કોઈ કુટુંબનો એવો નિયમ હોય કે દરેક માણસને અમુક સમયે અમુક પ્રાર્થનામાં કે વિધિમાં હાજર રહેવું એટલું જ નહિ, પણ તેમાં અમુક પ્રકારનાં સ્તોત્રો કે ભજનો બોલવાં, અમુક પ્રતિમાની આરતી ઉતારવી કે દંડવત્ પ્રણામ કે પ્રદક્ષિણા કરવી—અને તે બધાંમાં તમને અસત્ય લાગતું હોય તો તેમાંથી અલગ રહેવાની તમારી ફરજ છે.

૫. આથીયે આગળ વધીને જ્યારે એ ક્રિયાઓમાં ન્યાય, નીતિ કે સામાજિક કલ્યાણના કોઈ પ્રશ્નો ભળેલા હોય, ત્યારે તો સત્યાગ્રહ રાખવો વિશેષ કર્તવ્યરૂપ થાય છે: જેમકે, પોતાના સિદ્ધાન્તની વિરુદ્ધ હોય એવી રીતે પરણવું, કોઈને પરણાવવું કે પરણાવવાની ક્રિયામાં ભાગ લેવો, મરણ પાછળ જમણ વગેરે ક્રિયાઓ કરવી, જે દાન, વ્રત, યાત્રા વગેરેમાં તે ન માનતો હોય તેનો સંકલ્પ મૂકવો વગેરે. આવા પ્રસંગોમાં ક્યારે એણે એવા વિધિમાંથી કેવળ અલગ જ રહેવું જોઈએ, અને ક્યારે એથીયે આગળ વધી કુટુંબ સાથે અસહયોગ કે વિરોધ પણ કરવો જોઈએ એ એમાં રહેલા પ્રશ્નોની મહત્તા ઉપર આધાર રાખે છે.

૬. ઉપર જે ક્રિયાઓ કહી તેમાં જે નીતિ, ન્યાય કે સમાજહિતના પ્રશ્નો ભળેલા છે તેમાં કેવળ કુટુંબની વ્યક્તિઓ સાથેના વ્યવહારનો જ સંબંધ છે એમ કલ્પના કરી છે. પણ જ્યારે એ પ્રશ્નો કુટુંબ અને કુટુંબબહારની વ્યક્તિ વચ્ચે ઊભા હોય, ત્યાં વિવેક કરવો જોઈએ. એટલે કે ન્યાય, નીતિ કે સામાજિક હિતની દૃષ્ટિએ જેટલું આવશ્યક જ હોય તેટલો માણસે સ્વવર્તનમાં આગ્રહ રાખવો જોઈએ, અને બીજાં કુટુંબીઓને પોતાની માન્યતાનુસાર વર્તવાની છૂટ આપવી જોઈએ; અને જેટલું,

એથી વધીને, તેની પોતાની ઉદાર કે સમદષ્ટિથી પ્રેરાઈને વર્તવાની તેની વૃત્તિ થતી હોય, તેમાં તેણે કુટુંબની લાગણીને અનુકૂળ વર્તન રાખવું જોઈએ. ઉદાહરણાર્થ, એક મોટા કુટુંબમાં અસ્પૃશ્યતાને પાપ સમજનારા તમે એકલા જ હો, અને તમારી પત્ની સુદ્ધાં બીજાં બધાં અસ્પૃશ્યતાને ચુસ્તપણે વળગનારાં હોય, તોયે અસ્પૃશ્યને અડયા પછી ન નહાવાની તમને સ્વતંત્રતા હોવી જોઈએ, અને તમને અસ્પૃશ્ય ગણવાની કુટુંબને સ્વતંત્રતા હોવી જોઈએ. એટલે નાહીને ઘરમાં પેસવાની તમારે ફરજ ન સ્વીકારવી જોઈએ, અને કુટુંબીઓ ઇચ્છે એટલા જ ઘરના ભાગમાં રહેવાની તમારી તૈયારી હોવી જોઈએ. જો બીજા કુટુંબીઓની તમને અડીને જ સેવા કરી શકાય એવો કોઈ પ્રસંગ આવે ત્યારે, અથવા તમારી સગવડ માટે નહિ પણ કુટુંબીઓની બીજી રીતે ન ટળી શકનારી અનિવાર્ય અડચણ ટાળવા માટે, તમારે નહાવું પડે તો તે પ્રસંગ ઉપર ગણાવેલા ત્રીજા નિયમમાં વર્ણવ્યો છે તેવો કહેવાય, અને તે પ્રમાણે વર્તવામાં હરકત ન હોય. જ્યાં કુટુંબમાં આવો મતભેદ હોય ત્યાં તમને સંતોષ થાય એટલું માન સાચવીને કોઈ હરિજનને તમારે ઘેર બોલાવવાનું કારણ થશે. એટલે તેમાં તમારે તમારા મિત્રોને તમે ઘરના જેટલા ભાગમા ફરી શકતા હો તેટલા જ ભાગમાં લઈ જવાની છૂટ લેવી જોઈએ. આ જો યોગ્ય રીતે ન થઈ શકે તો તમારે તમારા સ્પૃશ્ય તેમજ અસ્પૃશ્ય બધાયે મિત્રોને મળવા માટે કોઈ જુદું સ્થળ જ રાખવું જોઈએ. આ સ્થિતિમાં તમને તમારુ ઘર તમારુ પોતાનુ ઓછું લાગે એવો સંભવ છે. પણ કુટુંબમાં ઊઠતા સત્યાગ્રહના સર્વ પ્રસંગોમાં આવી થોડીઘણી સ્થિતિ થવાની જ, અને તે માટે જ તો ત્યાં સત્યાગ્રહ કર્તવ્યરૂપ થાય છે.

જ્યાં કુટુંબની એવી સ્થિતિ હોય કે સત્યાગ્રહની ફરજ સમજનાર પોતે જ ઘરનો આગેવાન પુરુષ હોય, અને ઘરની એકાદબે વ્યક્તિઓને જ અસ્પૃશ્યતા સામે સખત વાંધો હોય, (જેમકે, વૃદ્ધ માતા, કે બ્હેન, કે પત્ની, કે ભાભી કે કોઈ પુરુષ) તો તો એવી વ્યક્તિઓને એમનો મરજાદ પાળવાની સગવડ કરી આપી એ પ્રશ્નનો નિવેડો લાવી શકાય. ત્યાં સત્યાગ્રહીની કસોટીનો કોઈ પ્રસંગ ઉત્પન્ન થાય છે એમ ન કહી શકાય.

બીજા આવા જ પ્રશ્નો, જેવા કે મુસલમાનને કે અસ્પૃશ્યને તમારા ઘરમાં જમાડવાનો પ્રસંગ આવે અને તમે પંક્તિભેદને રાખવા ન ઇચ્છતા હો, તો તેવે પ્રસંગે તમારું વર્તન ઉપર સૂચવેલી દિશાથી વિચારી શકાય.

પોતાના મત પ્રમાણે અમલ કરવાની અને ઠરાવવાની બાબતમાં સત્યાગ્રહીનું ધોરણ કેવું હોવું જોઈએ એ વિષય આવતા પ્રકરણમાં તપાસીશું. ઉપરની ચર્ચા એ વિષયમાં સરી પડ્યા જેવી લાગશે. એની સીમા વચ્ચે ભેદ પાડવો કઠણ છે, છતાં થોડો સમજી શકાય એવો ભેદ છે. સત્યાગ્રહીએ પોતાના સિદ્ધાન્તો પ્રમાણે વર્તવું જોઈએ કે નહિ અને કેવી રીતે વર્તવું જોઈએ એ દષ્ટિએ અહીં વર્તનનો પ્રશ્ન વિચારાયો નથી; પણ જે મતોમાં સત્યાગ્રહીની શ્રદ્ધા ન હોય તે મતો પ્રમાણે તે ક્યાં સુધી વર્તી શકે તે દષ્ટિએ એ વિચારાયો છે: એટલે કે મતવિરુદ્ધ વર્તન, મૌન, મતપ્રકાશન અને મતપ્રચાર એ ચાર પ્રવૃત્તિઓ વિષે સત્યાગ્રહીની વૃત્તિ વિચારાઈ છે.

§ કૌટુંબિક સંબંધોની ચર્ચા કરતાં બન્ને પક્ષોને પોતપોતાના મતના પાલન માટે પ્રામાણિક અને ધાર્મિક વૃત્તિથી જ, એટલે કે

પોતાની આત્મશુદ્ધિની દૃષ્ટિએ જ આગ્રહ છે એમ ઉપર ગૃહીત કર્યું છે. આવી ધાર્મિક વૃત્તિ વિષે બોલતાં મોર્લી કહે છે કે જો

**ધાર્મિકતાનું લક્ષણ**

ધાર્મિકતાનું પરિણામ જીવનને વિવેકી અને સુંદર કરવાનું થતું હોય, આનંદ, દયા, પ્રેમ અને ઉદારતા વધારનારું થતું હોય, જગત અને જીવનના વિશાળ અને ગૃઢ સ્વરૂપનું ભાન ઉપજાવનારું, કોઈ સર્વોપરિ શક્તિ અને સર્વશક્તિમાન સત્તા પ્રત્યે ઉપકારની અને આદરયુક્ત ભયની વૃત્તિથી આત્માની ઉન્નતિ કરાવનારું થતું હોય તો—વહેમ-ભરેલા સિદ્ધાન્તને લીધે ગમે તેટલી હાનિ થતી હોય તોયે—તેવી ધાર્મિકતા એકંદરે સારી વસ્તુ છે. પણ જો એ ધાર્મિકતા બુદ્ધિને સાંકડી, હઠપૂર્વક અનુદાર રાખનારી કેવળ સામાજિક શિષ્ટાચારની જ વૃત્તિ હોય, આપણી આસપાસના લોકો જેમ વિચારતા અને કરતા હોય તેવી જ રીતે વિચારવા અને વર્તવામાં તેનો અંત આવતો હોય, જો તે નજીવી જેવી પ્રતિષ્ઠા ખોઈ બેસવાના ભયનું જ બીજું નામ હોય તો તે સારી નથી, પણ અત્યંત ખરાબ અને નિંદ્ય વસ્તુ છે. એવી ધાર્મિકતાને અંગે આપણે કશી છૂટછાટ મૂકવાને બંધાયેલા નથી.

પણ, હકીકત એ છે કે જ્યાં મોર્લીએ કહી તેવી ઊંચા પ્રકારની ધાર્મિકતા બન્ને પક્ષમાં હોય ત્યાં દરેકને પોતપોતાના મત પ્રમાણે વર્તવામાં અને જીવનને ગોઠવવામાં ઝાઝી મુશ્કેલીઓ ભાગ્યે જ ઊઠે છે. તેમજ જ્યા મોર્લીએ કહ્યો તેવો ધાર્મિક આભાસ જ હોય ત્યાં કશી છૂટછાટ મૂકવાની જરૂર નથી એમ ઠરાવતાંયે સત્યાગ્રહીને ભાગ્યે જ બહુ વિચાર કરવો પડે એમ હોય છે.

પણ ધર્મનું સ્વરૂપ જ એવું જણાય છે કે જેટલે અંશે એમાં વહેમો, વાદો, વિધિઓ વગેરેનું મિશ્રણ વધારે હોય, તેટલે અંશે

તેમાં મોર્લીએ કહ્યાં તેવાં ઊંચાં તત્ત્વો હોય તે છતાં સાંકડી બુદ્ધિ, હઠીલી અનુદારતા અને બાહ્ય વિધિના ભંગથી અનિષ્ટ થશે એવો મૂઢ ડર પણ વધારે હોય છે. આવા ધર્મમાં

**સંકુચિત ધાર્મિકતા**

ઊછરેલા કુટુંબમાં જ એમની આવા આચારોમાં પ્રામાણિક નિષ્ઠા છે એટલી જ વાત ખ્યાલમાં રાખી—સત્યાગ્રહીને આચારના નિયમો ઠરાવવાની ફરજ થઈ પડે છે. ઉપલા નિયમો વિચારવામાં પ્રામાણિક નિષ્ઠા છે એટલું જ ગૃહીત કરવામાં આવ્યું છે; એથી વધારે ઊંચી ધાર્મિકતાની અપેક્ષા રાખી નથી.

ઉપર સૂચવેલા નિયમોથી કુટુંબોમાં વાદવિવાદ, તીખાશ કે ક્લેશ ઊભાં થશે જ નહિ એમ માનવું વધારેપડતું ગણાય. પણ ઘણાંખરાં કુટુંબોમાં જે પ્રકારની ધાર્મિક

**કૌટુંબિક ક્લેશ**

કચપચ ઉત્પન્ન થાય છે તે ધર્મ માટે સરખો આગ્રહ રાખનારા પક્ષોમાં નથી થતી, પણ જ્યારે એક પક્ષ સાચી કે ખોટી રીતે સમજેલા પોતાના ધર્મના પાલન માટે અતિશય આગ્રહી હોવા છતાં કુટુંબમાં પરાધીનપણું ભોગવતો હોય છે, અને બીજો પક્ષ ધર્મ વિષે કેવળ બેપરવા અથવા એને સ્વાર્થ સાધવાનું સાધન કરનારો, બીજાની લાગણીને માન આપવાની ફરજ ન સમજનારો એટલું જ નહિ, પણ ઠઠ્ઠા, મશ્કરી, કટાક્ષ વગેરેથી બીજાની લાગણીને દૂભવી તેમની મજાક ઉડાવવામાં ગર્વ માનનારો હોઈ કુટુંબમાં સ્વાધીનપણું ભોગવનારો હોય છે ત્યારે તીવ્ર કલહ ચાલ્યા કરે છે. પહેલા પક્ષના મતો ભૂલભરેલા હોય છતાં તેની પાછળ પ્રામાણિક નિષ્ઠા હોય છે; બીજાના સાચા હોય તોયે તે કાંઈ ધર્મના શોધનને પરિણામે સ્વીકારેલા નહિ, પણ સ્વચ્છંદ વૃત્તિને અનુકૂળ જણાવાથી ઉપાડી

લીધેલા હોય છે. આવી વિષમ સ્થિતિને માટે કોઈ સમાધાનકારક તોડ મળવો કઠણ છે. એમાં સામાન્ય રીતે આપણો સમભાવ નિર્બળ અને પ્રામાણિક પક્ષ તરફ જ રહેવાનો. અહીં એ પરિસ્થિતિનો વિચાર કર્યો નથી. એ નિર્બળ અને પ્રામાણિક પક્ષને એટલું જ કહી શકાય કે એણે પોતાની નિર્બળતા છોડવાની જ શક્તિ ઉપજાવવી જોઈએ. કાં તો પોતાના પ્રેમથી મસ્તક કરનાર કુટુંબીઓની સહાનુભૂતિ મેળવવી જોઈએ, નહિ તો પોતાના અભિપ્રાયો માટે ગમે તેટલી હાડમારી વેઠીનેયે કુટુંબથી અલગ થવું જોઈએ. અહીં જે પરિસ્થિતિનો વિચાર કર્યો છે તેમાં કુટુંબના સર્વે માણસો એકબીજાને ચાહનારા છતાં પ્રામાણિકપણે જુદાજુદા મતો રાખનારા માન્યા છે. એવા માણસો કેવી રીતે પોતાનો વ્યવહાર રાખે તો તીવ્ર મતભેદો છતાં કોઈને પણ પોતાને લાગતા સત્યનો ભંગ કર્યા વિના એકબીજાની સાથે મીઠાશ જાળવીને રહી શકે તેનો વિચાર કર્યો છે. કારણ કે કોઈના પણ મનમાં એવું તો ન જ હોવું જોઈએ કે મારા વિચારના લોકો જોડે ન રહું તો મારું માન જળવાશે. જે મનુષ્ય પોતાના કુટુંબીઓને તેમનાં મન શાંત ન રાખવા દે તેવા મનુષ્યની માન્યતામાં કાંઈક છાલકાપણું કે ઉત્પાતકારક હોવાનો ઘણો સંભવ છે.

**બાળકની કેળવણી**

§ માતાપિતા વચ્ચે ધાર્મિક મતભેદ હોય તો બાળકની ધાર્મિક કેળવણી કોના મત પ્રમાણે થવી જોઈએ એ બાબતમાંયે મોર્લી ચોખ્ખો કે સંતોષકારક નિર્ણય આપી શક્યા નથી. એકવાર તે કહે છે કે 'કદાચ કટ્ટામાં કટ્ટો નાસ્તિક પણ એમ માનશે ખરો કે બાળકને ધાર્મિક શિક્ષણ આપવાનું માતાને જ સોંપવામાં જેટલા લાભ રહેલા છે તે કૂમળા મગજમાં વહેમો

'ભરવાથી જે હાનિ થાય તેના કરતાં વધી જશે.' અને પછી તરત જ બીજા વાક્યમાં કહે છે કે 'આવા અટપટા પ્રસંગોમાં તો કોઈ શૃંખલાબદ્ધ નિયમના કરતાં પ્રામાણિક અને નિષ્કપટ મનના માણસની અંતઃકરણપ્રવૃત્તિ જ સન્માર્ગ બતાવે એ વધુ સંભવિત છે.' આમાં પહેલો વિચાર બરાબર છે કે કેમ એ વિચારવા જેવી બાબત છે, અને બીજા વિચારથી કશું માર્ગદર્શન થતું નથી. કારણ, 'પ્રામાણિક અને નિષ્કપટ મનના માણસની અંતઃકરણપ્રવૃત્તિ જે બતાવે તે જ સન્માર્ગ' એટલું કહેવાથી તો આખા પુસ્તકનું પ્રયોજન જ ચાલ્યું જાય છે. કારણ, 'પ્રામાણિક અને નિષ્કપટ મનના માણસની અંતઃકરણપ્રવૃત્તિ' ઉપર જ સર્વે નિયમો છેવટે ઘડાયેલા હોય છે, અને તેવા જ પણ ખૂબ બુદ્ધિ ન ચલાવી શકનારા માણસોને જ કાંઈ નિયમો હોય તો મદદગાર થઈ શકે છે. કારણ, માણસ પ્રામાણિક અને નિષ્કપટ મનનો હોય છતાં કુટુંબના નાજુક સંબંધોમાં તે ઘણીવાર જાતે અને તરત નિર્ણય કરી શકતો નથી અને મૂંઝવણ અનુભવે છે. પોતાના સિદ્ધાન્તને વળગી રહેવાની ઇચ્છા છતાં કુટુંબ અને સિદ્ધાન્ત વચ્ચે વિરોધી ભાવનાઓના ઝગડાને લીધે પાછળથી ભૂલભરેલો લાગે એવો નિર્ણય થઈ જાય એમ બને છે; અને *धर्मस्य त्वरिता गतिः ।* એ વચન પ્રમાણે ગયેલી તક પાછી આવે નહિ, અને થયેલી ભૂલ સુધારવાનો પાછો પ્રસંગ જ આવે નહિ એવુંયે બને. આથી પ્રામાણિક અને નિષ્કપટ મનના માણસોની અંતઃકરણપ્રવૃત્તિ કેવી દિશામાં વળે તે વિચારવું મહત્ત્વનું છે.

આ રીતે નિયમો શોધવા જરૂરી છે. પણ નિયમો હોય છતાં મોર્લીએ કહ્યું છે તેમ નિયમોનો વિચાર કર્યા બાદ પણ પ્રામાણિક અને નિષ્કપટ મનના માણસે પોતાના અંતઃકરણની પ્રવૃત્તિ જે

માર્ગે વાળે તે જ માર્ગે વળતું ઘટે. કારણ, ટૉલ્સ્ટૉયે કહ્યું છે તેમ, આવા વિષયોમાં, 'કેવળ પોતાની બુદ્ધિથી જ દોરાઈને કશું પગલું ન ભરવું—એના કરતાં વધારે હાનિકારક કશું નથી: પણ જ્યારે પોતાનું રોમરોમ એ પ્રકારની માગણી કરે ત્યારે જ કંઈ પણ પગલું ભરવું.' પણ તે સાથે એટલું માત્ર યાદ રાખવું કે 'જે સત્યને માર્ગે જાય છે તેને બેમાંથી એકની પસંદગી કર્યે જ છૂટકો થાય છે, અને ક્યારેક એવું બને છે કે ધર્મની બાજુ અને અધર્મની બાજુ તોલમાં એટલી સરખી ઊતરતી લાગે છે કે પાલડાં હાલ્યાં જ કરે છે અને તે જ ક્ષણે કોની પસંદગી કરવી એ મહત્ત્વનો નિર્ણય માણસે કરી નાંખવો પડે છે. એ ક્ષણે બહારની દખલગીરી અતિશય જોખમભરેલી અને ત્રાસકારક થાય છે. જેમ કોઈ માણસ ભારે બોજા સાથે એટલો પરિશ્રમ કરીને ચઢાણ પરથી જતો હોય કે એક આંગળીનો સ્પર્શ પણ એની કમ્મર તોડી નાંખવા બસ થાય—તેવી એ સ્થિતિ સમજવી.'[1]

આટલી ચેતવણી આપ્યા બાદ હવે બાળકના શિક્ષણનો પ્રશ્ન વિચારીએ. ખરું પૂછતાં, આમાં કેવળ ધાર્મિક શિક્ષણનો જ પ્રશ્ન ઊઠતો નથી. આપણા દેશમાં તો સરકારી શિક્ષણ, રાષ્ટ્રીય શિક્ષણ, સામાન્ય શિક્ષણ, ઔદ્યોગિક શિક્ષણ એવા અનેક પ્રશ્નો કેવળ લાભાલાભની દૃષ્ટિએ નહિ પણ સિદ્ધાન્તની દૃષ્ટિએ પણ ઊઠે છે. આર્થિક લાભહાનિ અને ઉચ્ચ સિદ્ધાન્તની વચ્ચે ઘણીવાર વિરોધ હોય છે. અને તેવે વખતે ઘણીવાર માબાપ વચ્ચે બાળકનું ભાવિ કેવી રીતે ઘડવું તે બાબતમાં મતભેદ ઉત્પન્ન થાય છે. તાત્કાલિક લાભહાનિનો પક્ષ એક બાજૂથી એક માવતરને અનુભવસિદ્ધ લાગતો હોવાથી બીજા માવતરનો સિદ્ધાન્તવાદ એને કેવળ

1. 'The Light Shines in Darkness'માંથી.

મનનો તરંગ લાગે છે અને તેને માટે બાળકનું ભાવિ 'બગાડવા' એની તૈયારી નથી હોતી; જ્યારે બીજા માવતરને પોતાનો સિદ્ધાન્ત બાળકના ચારિત્રવિકાસની દૃષ્ટિએ અને દેશના ભાવિની દૃષ્ટિએ એટલો મહત્ત્વનો લાગે છે કે, મોર્લીની ભાષામાં કહીએ તો, તેને રદ માર્ગે વાળવું એટલે પોતાની સારામાં સારી જમીનમાં કાંટા વાવવા જેવું લાગે છે.

**ધાર્મિક**

આ પૈકી પહેલાં ધાર્મિક શિક્ષણનો વિચાર કરીએ. આચારની કેટલીક બાબતો બાદ કરીએ તો પતિ પત્ની વચ્ચે ધર્મના મૂળ-સિદ્ધાન્તોમાં જ મતભેદ હોય એવું ક્વચિત જ બને છે. ઈંગ્લાંડ માટેયે મોર્લીને લખવું પડ્યું છે કે 'હાલ પુરુષો કરતાં સ્ત્રીઓ વધારે પરિપક્વ બુદ્ધિવાળી અને ખરી તુલનાશક્તિવાળી હોવાનો બહુ ઓછો સંભવ છે. જ્યાં સુધી તેઓને ઉત્કૃષ્ટ પ્રકારનાં સાહિત્ય અને વિજ્ઞાનનું જ્ઞાન મળવાનાં પુરુષો કરતાં બહુ ઓછાં સાધન છે, અને એથી પણ વધારે મહત્ત્વની વાત એ છે કે જ્યાં સુધી તેમને એવી એવી સાર્વજનિક પ્રવૃત્તિમાંથી સમાજ દૂર રાખે છે કે જે પ્રવૃત્તિથી જ પુરુષોની વિવેકશક્તિ સુંદર રીતે ઘડાય છે અને પોતાના નિશ્ચય પાકી રીતે ઘડવાની જવાબદારી તેમનામાં વધે છે, ત્યાં સુધી સ્ત્રીઓ છે એવી ને એવી જ રહેવાની.'

આપણા દેશમાં ક્વચિત જ ધાર્મિક સિદ્ધાન્તોનો સ્વતંત્રપણે વિચાર કરનારી સ્ત્રી મળી શકે છે. ઘણુંખરું, પતિના મતોને સ્વીકારવાની સ્ત્રી પોતાની ફરજ સમજે છે, અથવા એમ કહો કે સાસરે આવે ત્યાં સુધી સ્ત્રીએ ધર્મના કશા સ્વતંત્ર સિદ્ધાન્ત કાયમ માટે બાંધી લીધેલા નથી હોતા, અને તેથી સાસરિયા જેવા વિચાર એને આપે છે તેવા તે ઉપાડી લે છે. બહુબહુ તો કેટલાક જૂના

રિવાજોને વળગી રહેવા એ આગ્રહ બતાવે છે, અને જો તેની ઉમર ઘણી વધી ગઈ ન હોય અને તેમાંયે સહૃદય પતિ એની સાથે ધીરજથી કામ લે તો ધીમેધીમે એને પોતાના વિચારો તરફ વાળી શકે છે. એમ ન કરી શકે તોયે બાળકોને પોતાના ધર્મ-મત પ્રમાણે જ કેળવવા આગ્રહ રાખનાર પત્ની હિંદુસમાજમાં ભાગ્યે જ જોવામાં આવશે. કદાચ એવી વિરલ સ્ત્રી નીકળે કે જેણે ધર્મ વિષે સ્વતંત્ર વિચાર કર્યો હોય અને વિચારપૂર્વક અમુક મતોને પોષ્યા હોય તો ત્યાં ઘણુંખરું એમ પણ હોવાનો સંભવ છે કે એનો પતિ કાં તો ધાર્મિક સિદ્ધાન્તો વિષે ઉદાસીન હશે, અથવા પત્નીએ પોતાનાં ચારિત્ર અને બુદ્ધિથી પતિને એટલો અનુકૂળ કરી લીધો હશે કે બાળકને કેવા પ્રકારના મતોનું શિક્ષણ આપવું એ પ્રશ્નની ચર્ચા ઉત્પન્ન થવાનો પ્રસંગ જ ન આવે.

છતાં, કોઈ ઠેકાણે એવી સ્થિતિ ઊભી થાય જ કે માતા અને પિતાના ધાર્મિક સંસ્કારો એકબીજાથી અતિશય જ જુદા હોય, દા. ત., માતા અનેક દેવદેવીઓ, બાધા, આખડી વગેરેને દૃઢપણે વળગનારી, અને પિતા ચુસ્ત આર્યસમાજી પણ પત્ની સાથે ઝગડનારો નહિ હોય, અથવા જ્યાં ધર્માન્તરલગ્ન થયાં હોય, અને બાળકના ધાર્મિક શિક્ષણનો પ્રશ્ન ઉત્પન્ન થાય, તો મને લાગે છે કે બાળક પોતાની રુચિ બતાવી શકે ત્યાં સુધી સમજુ માતાપિતાએ બંનેએ, બાળક પોતાના જ મત મુજબ ઊછરે એવો આગ્રહ રાખ્યા વગર, પોતપોતાના ધાર્મિક મતો ઘટતી રીતે સમજાવવા, પણ પળાવવાનો કશો પ્રયત્ન કરવો નહિ. પળાવવાનો પ્રયત્ન કેવળ નીતિ અને સદાચારના નિયમોનો જ હોય. માબાપ પોતપોતાના ધાર્મિક વિધિ અને માન્યતા પ્રમાણે જીવન ગાળતાં હોય, તે બન્નેનું નિરીક્ષણ કરતાંકરતાં બાળકનું માનસ જે બાજુ

ઢળે તે બાજૂ ઢળવા દેવું એ સારામાં સારો ઉપાય છે. બન્નેએ યાદ રાખવાનું છે તે એ કે બાળક અમુક ધર્મ કે સંપ્રદાયમાં ઊછરે તે એના કે સમાજના કલ્યાણ માટે મહત્ત્વનું નથી, પણ એ ધાર્મિક વૃત્તિનું અને સદ્‌ગુણી હોય એ મહત્ત્વનું છે. એ જ ન્યાયે, દા. ત., જો બાપની જનોઈ આપવામાં શ્રદ્ધા ન હોય અને માની હોય, તો બાળક જ્યાં સુધી એની ઝંખના કરતું ન જણાય ત્યાં સુધી એ સંસ્કાર બિલકુલ ન કરવો. માબાપના બન્નેના વિચાર બાળક જાણી લેશે અને કાં તો માના મત તરફ (ભલેને કાચી બુદ્ધિથી) ઢળશે અથવા બાપના મત તરફ (ત્યાંયે કદાચ કાચી બુદ્ધિથી જ) ઢળશે. જો એ માના મત પ્રત્યે ઢળી સંસ્કારની ઝંખના કરે તો તે તેને કરવો. (અલબત, પિતાએ તેમાં સક્રિય ભાગ લેવાની જરૂર નહિ.) કારણ, બેમાંથી એકે ભૂલ એવી નથી જે ભૂલ જણાતાં એને સુધારવાનો માર્ગ જ ન હોય. પણ એવા જો કોઈ વિધિઓ હોય કે જેમાં શરીરના કોઈ ભાગનું છેદન-ખંડન થતું હોય (જેમકે કાન ફાડવા, નપુંસક કરવો વગેરે), કે બાળકનું જીવન સહેજે ન ફેરવી શકાય એવી રીતે બદલાતું હોય (જેમકે લગ્નથી કે સાધુની દીક્ષાથી), તો ત્યાં માતા કે પિતા, જે એ વિધિમાં ન માનતાં હોય તેણે, સગીર બાળકની માગણી હોય તોયે, તે વિધિ તે સ્વતંત્ર ઉંમરનો થાય નહિ ત્યાં સુધી થવા દેવો નહિ. માબાપ બન્નેને અને ઘટતા પ્રસંગોમાં સમાજનેયે, તેવા સંજોગોમાં, કાયદા પ્રમાણે બાળકના ઉપર ચાલી શકે તેટલા હક ચલાવવાનો અધિકાર છે.

બાળકના ધાર્મિક શિક્ષણની બાબતમાં મોર્લીની બીજી સૂચના પણ ધ્યાનમાં રાખવા જેવી છે. તે એ કે તમે જે સિદ્ધાન્તો ખોટા માનતા હો તેવા સિદ્ધાન્ત બાળકના મગજ ઉપર જાણીબૂઝીને

અને વ્યવસ્થાપૂર્વક ઠસાવવાનો કોઈ પણ કારણે બચાવ થઈ શકે તેમ નથી. તેમ કરવું એ તો તમારા દુશ્મનના ખેતરમાં કાંટા વાવ્યા બરોબર નહિ, પણ તમારા સૌથી અધિક મૂલ્યના અને અધિક આશા આપનારા ક્ષેત્રમાં કાંટા વાવ્યા બરોબર છે. ખરો રસ્તો એ છે કે આ બાબતો વિષે તમને તમારા મનમાં જે સત્ય લાગતું હોય તે જ લેશ માત્ર સંકોચ, અતિશયોક્તિ, આવેશ કે અતિવિસ્તાર વિના તેમને કહેવું.

**વ્યાવહારિક શિક્ષણ**

ધાર્મિક સિવાયના બીજા શિક્ષણની બાબતમાંયે મૂળ સિદ્ધાન્ત તો ઉપર કહ્યો તેવો જ લાગૂ પાડવો ઘટે. આ બધા પ્રશ્નોમાં એક બાજૂએ સિદ્ધાન્ત અને બીજી બાજૂએ રૂઢિ કે આર્થિક લાભની આશા રહેલી હોય છે. આમાં સિદ્ધાન્તવાદીનો માર્ગ કઠણ જ હોવાનો. એણે સમજાવટદ્વારા સામાની ભાવનાને ફેરવી પોતાનો માર્ગ કાઢવો રહ્યો, એમાં જબરદસ્તી કે પરાણે કરાવવાના પ્રયત્નો નિષ્ફળ જાય છે એટલું જ નહિ, પણ સિદ્ધાન્ત પ્રત્યે પ્રત્યાઘાત ઉપજાવી વ્યાજ સાથે સિદ્ધાન્તભંગ કરવાની વૃત્તિ પણ ઉપજાવનારા તે થાય છે. બાળક ઉપર નવા વિચારો અને નવા સંસ્કારોની અસર થાય જ નહિ, અને એ તો જન્મથી જ જે સસ્કારો લાવ્યું હોય તેને જ ખીલવે એ એક છેડાની ભૂલ છે. બાળક જન્મથી કશાયે રૂઢ સંસ્કારો કે સ્વભાવ-વિનાનું જ હોય છે, અને વડીલો એને જેમ ઘડે તેમ ઘડી શકાય છે એ માન્યતા બીજા છેડાની ભૂલ છે. કેટલાંક બાળકોની વૃત્તિઓ જન્મથી જ સ્પષ્ટપણે ઘડાયેલી હોય છે. કેટલાંકની એ થોડીઘણી જ ઘડાયેલી હોય છે. જે બાળકોને શિક્ષણથી ઘડી શકાય છે તે આ બીજા પ્રકારનાં બાળકો. તેમના ઉપર

નવા વિચારો અને નવા સંસ્કારોની અસર થાય છે, અને તેમને બીબામાં ઢાળી શકાય છે. તે સાથે એ પણ ખરું કે એ બાળકોની ભાવનાઓનું બળ અને તેમનું જોશ પહેલી પ્રકારનાં બાળકો કરતાં ઓછું હોય છે, અને એમને જૂના બીબામાં ઢાળો કે નવામાં ઢાળો એ બન્નેમાં તે સામાન્ય કોટિનાં જ રહે છે. આથી આવાં બાળકો વિચારમાં નવા સિદ્ધાન્તો સ્વીકારે અને પૂજે, છતાં આચારમાં તો જેથી ઐહિક લાભ થતો હોય તેવા જ માર્ગોને વળગે છે. પહેલા પ્રકારનાં બાળકો, એટલે કે જન્મથી જ જેની ભાવનાઓ અને રુચિઓ બળવાન હોય છે, તેમની સિદ્ધાન્ત પ્રત્યેની કે સામા પક્ષ પ્રત્યેની રુચિ ઘણી નાની ઉંમરથી જ સ્પષ્ટ માલૂમ પડી આવે છે. એમની બુદ્ધિ અને ભાવના એક જ પક્ષને સમજી શકે છે, અને કોઈ પણ દલીલથી એમને બીજા પક્ષ પર ભાવ નથી ઊપજી શકતો.

સમજુ સિદ્ધાન્તવાદીએ—અને આમાં સિદ્ધાન્તવાદી મા કે બાપને જ વધારે વિચારવાનું રહે છે—પોતાના બાળકની રુચિનો અભ્યાસ કરવો જોઈએ. એ પોતાના બાળકને પોતાના સિદ્ધાન્ત સમજાવવાનો અને એની ભાવનાને એ પક્ષમાં પોષવાનો પ્રયત્ન કરે; જો એ બાળકની જન્મસિદ્ધ પ્રકૃતિ એના પક્ષમાં જ બળવાન હશે તો એને કશી મુશ્કેલી નડવાની નથી; જો એનો જન્મપ્રકૃતિ બળવાન-પણે વિરોધી પક્ષની હોય, તો એનું પોતાને સ્પષ્ટ દર્શન થવા બાદ એને પરાણે પોતાના સિદ્ધાન્ત પ્રમાણેનું શિક્ષણ આપવા પ્રયત્ન ન કરવો, પણ બીજા માવતરને એના શિક્ષણનો ભાર સોંપી દેવો. આ સ્પષ્ટ દર્શન કોઈવાર બાળપણમાં જ થઈ આવે, પણ મોટેભાગે ૧૨ થી ૧૬ વર્ષ દરમ્યાન થાય. આવાં બાળકો તેમજ ઉપર કહ્યાં એવાં સામાન્ય કોટિનાં બન્ને બાજૂએ ઢળી શકનારાં

બાળકોના શિક્ષણનો પ્રશ્ન જ માબાપની વચ્ચે મતભેદ હોય તો ક્લેશમય ચર્ચા નિર્માણ કરે છે, કારણ કે બન્ને પોતાની દષ્ટિએ બાળકનું હિત કરવા આગ્રહ રાખે છે. આ ચર્ચાનો બુદ્ધિવાદથી ભાગ્યે જ નિર્ણય લાવી શકાય છે. કારણ કે એમાં ભાવના બુદ્ધિથી પર જઈને બળ કરતી હોય છે. સાચું પૂછતાં, દરેક બાળકનું શિક્ષણ શરૂ થાય તે પહેલાં આ બાબત માતાપિતાએ ચર્ચા લઈ તથા દરેકે પોતાની ભાવનાના બળનું માપ કાઢી લઈ, એકને કે બીજાને નમતું આપવાનો નિર્ણય કરી નાંખવો જોઈએ, અને ત્યારબાદ દરેક જણ પોતાની દષ્ટિ બાળકની બુદ્ધિમાં ઉતારવા ભલે પ્રયત્ન કરે, પણ બાળકની રુચિનું સ્પષ્ટ દર્શન થાય નહિ ત્યાં સુધી તે નિર્ણયને તેમણે દૃઢપણે વળગી રહેવું જોઈએ. કારણ, થોડા દિવસ એક દષ્ટિનું શિક્ષણ અને થોડા દિવસ બીજી દષ્ટિનું એ બાળકને માટે અત્યંત હાનિકારક છે એ ખ્યાલમાં રાખવું જોઈએ. જો બન્નેને સંતોષ થાય અને બાળકનું કશું નુકસાન થયા વિના પોતાની પસંદગી કરવાનું છેવટે બની આવે એવું શિક્ષણ યોજી શકાય તો તો ઉત્તમ; પણ સિદ્ધાન્ત સાથે કાંઈ પણ બાંધછોડ કર્યા વિના એ થઈ શકે એવો સભવ નથી. જેટલે અંશે પોતાના સિદ્ધાન્ત વિરુદ્ધ બાળકનું શિક્ષણ થતું હશે તેટલે અંશે સિદ્ધાન્તપક્ષી માવતરને તેમાં રસ લેવો કઠણ થવાનો એ દેખીતું છે; પણ એ માવતર સમજે કે બાળક અમુક બાહ્ય ઢાળામાં જ કેળવાય તે કરતાં એની સિદ્ધાન્ત પ્રત્યેની ભાવના પોષાય એ વધારે મહત્ત્વનું છે, કારણ સિદ્ધાન્ત માટે પ્રેમ બળવાન થશે તો બાળક ખોટા ઢાળામાંથી બળ કરીને નીકળી આવશે જ.

૬ બીજા પ્રકરણમાં જોયા પ્રમાણે, જેમ ભ્રમ કે અસત્યના લાભો બતાવનાર પક્ષ હોય છે, તેમ કેટલાક પ્રસંગોમાં પોતાનો મત ગુપ્ત રાખવાથીયે લાભ થાય છે એવું કહેનારા પણ કેટલાક લોક

હોય છે. તેઓ કહે છે કે જૂના દેવોને ફૂલની એક પાંખડી ચડાવવાથી લોકમત ઉપર અથવા સમાજના અમુક ભાગ ઉપર ઉપયોગી અસર થતી હોય, તો તે ઉત્તમ તક ખોવા કરતાં એવી અસર ચાલુ રહે તે માટે થોડો સત્યાગ્રહત્યાગ કરવામાં શું ખોટું? यद्यपि सत्यं लोकविरुद्धं नाऽऽकरणीयं नाऽऽचरणीयम् ।[1] એ કહેવત આના સમર્થનમાં વારંવાર ટાંકવામાં આવે છે.

**મતની ગુપ્તતા**

પણ આ દલીલ બરાબર નથી. કારણ કે, માણસે જે વિષયમાં ખૂબ વિચારીને નિશ્ચિતપણે સિદ્ધાન્તો બાંધ્યા હોય, અને તેનું મહત્ત્વ માન્યું હોય, તે વિષયમાં જે વિચાર જૂઠા લાગતા હોય તેની સામે થવા કરતાં બીજી કઈ રીતે તે ઉપયોગી અસર કરી શકવાનો હતો? સાચી રીતે હોય કે ભૂલથી હોય, પણ જે માણસને દૃઢતાપૂર્વક એમ લાગ્યું હોય કે મનુષ્યસમાજ પોતાની કલ્પના અને લાગણીની સારામાં સારી શક્તિઓને કેવળ સ્વપ્નો જોવા અને ભ્રમો પોષવામાં જ ખર્ચી નાંખે છે, અને તેને લીધે તેઓ સમાજને વિશેષ જ્ઞાની અને સુખી કરવાની તકને અમર્યાદ કાળ માટે અટકાવી રાખે છે, તો તે માણસની તે વિચારોને પ્રગટ કરવાની જેટલી ફરજ છે, તેની આગળ સત્યને એમ પ્રગટ કરવાથી એ વિજ્ઞાનશાસ્ત્રની, કે માનસશાસ્ત્રની કે ઇતિહાસની કેટલીક વાતો કહી શકશે નહિ એ

૧. 'સાચું હોય તોયે, જો તે લોકવિરુદ્ધ હોય તો તે કરવું નહિ અને આચરવું નહિ.' આ શિખામણનો સાચો પ્રયોગ એટલા જ ક્ષેત્રમાં કરવાનો છે કે જે કર્મ, માણસનું હૃદય પવિત્ર ન હોય તો, નૈતિક દોષ ઉત્પન્ન કરે એવું ગણાય, તે કર્મ પવિત્ર માણસે પણ ન જ કરવું: જેમકે, પરસ્ત્રી સાથે એકાંતવાસ.

વાતની કંઈજ કિંમત નથી. જો પ્રતિષ્ઠા ખોવાના ભયથી એ એમ કરે તો એણે વિચાર કરવો જોઈએ કે જે

**અપ્રતિષ્ઠાનો ડર**

પ્રતિષ્ઠા માત્ર ગૌણ વિષયમાં જ વાપરવાની હોય અને જે વધારે મહત્ત્વની વસ્તુને ભોગે જ મળી શકતી હોય, તે પ્રતિષ્ઠામાં કશો લાભ નથી, કશો પ્રામાણિક આનંદ નથી. ખરી રીતે, જગતનું વધારેમાં વધારે કલ્યાણ જેમણે કર્યું છે તેવા માણસોએ પ્રતિષ્ઠાની ભાગ્યે જ કશી અપેક્ષા રાખી છે. તેમણે માત્ર સત્ય જ્ઞાનની જ અપેક્ષા રાખી છે અને પ્રતિષ્ઠાને દૈવાધીન રાખી છે. જેઓ જગતની ગમે તે રીતે વાહવાહ મેળવવાને માટે પોતાનું નીતિબળ તજવાનો, અને જગતની અપકીર્તિ અથવા નિંદાને—હૃદયનું સત્ય સુકાઈ જાય કે આત્માની જ્યોત ઝાંખી પડે તે કરતાં—વધારે અનિષ્ટ સમજવાનો ઉપદેશ આપે, તેઓની ક્ષુદ્ર શિખામણ ન સાંભળતાં માણસે પોતાના જીવનમાં અને પોતાની વાણીમાં સત્ય અને શુદ્ધ સત્ય જ પ્રગટ થતું રહે એટલી જ ચિંતા રાખી પોતાને જે અલ્પ જીવન ગાળવાનું હોય તે તદ્દન નિર્ભયતાથી પૂરું કરવું ઘટે, અને એમ કરવા જતાં પોતાને વિષે અથવા પોતાના જીવન વિષે લોક જે બોલતા હોય તેની લેશમાત્ર પરવા ન કરવી ઘટે.

આ વિષયમાં કેટલાક આર્ય સંતોનાં વચનો ટાંકવા અયોગ્ય નહિ થાય:

" मात छोडे, तात छोडे, छोडे सगे सोई,
छांड दीनी कुलकी लाज, क्या करेगा कोई ? ॥[१]

*

१. મીરાંબાઈ.

“ कोणी काय म्हणो या माटी। पलहट प्रेम असावें गांठी।
निंदास्तुति घरी लावुनी घाटी। मी-तुं हरा रे॥ ”[१]

*

“ काय माझें नेती वाईट म्हणोन। करूं समाधान कशा साटीं॥
काय मज लोक नेती परलोका। जातां कोणा एका निवारेल॥
न म्हणे कोणासि उत्तम वाईट। सुखें माझी कूट खावीं मागें॥
सर्व माझा भार असे पांडुरंगा। काय माझें जगा सवें काज॥
तुका म्हणे माझें सर्व हि साधन। नाम संकीर्तन विठोबाचें॥”[२]

*

“ करायाचा याग एकाच्या निरोपें।
काय व्हावें कोपें जगाचिया॥
तुका म्हणे येथें सत्याचा विकरा।
न सरती येरा खोटया परी॥ ”[३]

*

૧. જેના મનમાં આવે તે ભલે ગમે તે બોલે; પોતાના હૃદયમાં ભગવાન પ્રેમની ગાંઠ બાંધવી; નિંદા અને સ્તુતિ પર લાકડી મારવી; અને હું-તુંનો નાશ કરવો. (શિવદિન)

૨. મને કોઈ ખરાબ કહેશે તેથી મારું શું લઈ જવાના છે? શા માટે હું કોઈનું (ખોટું) સમાધાન કરું? શું લોકો મને પરલોક પહોંચાડવાના છે? અથવા મને જતાં એમાનો એક પણ જણ અટકાવી શકવાનો છે? હું કોઈને (ખોટી રીતે) વખાણવાનો નથી, કે વખોડવાનો નથી, ભલે મારી પાછળ તેઓ મારી વાતો કર્યા કરે: મારો બધો ભાર પાંડુરંગ ઉપર છે; જગત સાથે મારે શું પ્રયોજન છે? તુકારામ કહે છે કે મારું સર્વ સાધન વિઠોબાનું નામસંકીર્તન જ છે.

૩. એક રાજા આપે તેથી શું નુકસાન છે? (?) અને જગતનો કોપ થાય તોયે શું થવાનું છે? તુકારામ કહે છે અહીં તો સાચનો વકરો છે; અહીં જૂઠું ચાલતું નથી.

" सत्यअसत्यासी मन केलें ग्वाही ।
मानीयेलें नाहीं बहु मत ॥ "[1]

§ હાલમાં ચાલતા હિંદુ-મુસલમાન ઝગડાઓમાં આર્યસમાજી, સનાતની તેમજ મુસલમાન નેતાઓના ઉપર કહ્યા તેવા પ્રતિષ્ઠા જાળવવા માટેના સત્યાગ્રહ-ત્યાગ માટે ખેદ થયા વિના રહેતો નથી.

**હિંદુ-મુસલમાન આગેવાનો**

ધર્મ જો હૃદયની પ્રતીતિ અને સત્યની ખોળનો એક વિષય હોય તો દેખીતું છે કે એ મુમુક્ષુએ પોતે પસંદ કરવાની વસ્તુ છે. એમાં ભય, લાલચ કે વ્યાવહારિક સ્વાર્થોને સ્થાન ન હોય. પરતુ, હિંદુ તેમજ મુસલમાન નેતાઓ, પોતાના સાચા કે ખોટા રાજકારણના વિચારોને સિદ્ધ કરવા ધર્મને પોતાનું મહોરું બનાવી રહ્યા છે; જેને તેઓ પોતાના સ્વતંત્ર અભિપ્રાયમાં અજ્ઞાન, વહેમ કે અતાત્ત્વિક બાબતો માને છે, તેને જ અજ્ઞાન પ્રજાને ઉશ્કેરવા મહત્ત્વની કહી વર્ણવે છે. જે ઝગડા ધર્મના ઉદાર વિચારો ફેલાવવાથી સહેજે શમી શકે, તેને આર્ય અને અરબ્બી સંસ્કૃતિ (!) ના તાત્ત્વિક વિરોધનું સ્વરૂપ આપી કાયમ રાખવા પ્રયત્ન કરે છે, અને માનવમાનવ વચ્ચે વેર વધારવાનો જ ધંધો માંડી બેઠેલા જણાય છે.

પોતાને એક સત્ય પ્રાપ્ત થયું છે, મનુષ્યજીવનને સાર્થક, સફળ, સુખી અને શાંત કરે એવું કાંઈક દર્શન પોતાને થયુ છે, 'મારું શું થશે?' એવી ચિંતા કરનાર વ્યાકુળ ભક્ત કે સત્યશોધકમાં નવું ચેતન, નવી આશા પ્રગટાવનાર કાંઈક દિવ્ય ઔષધ

1. સત્ય અને અસત્યની બાબતમાં મે મનને જ સાક્ષી કર્યું છે; બહુમત માન્યો નથી. તુકારામ

પોતાને મળ્યું છે, એ નિષ્ઠાથી તેમાં પોતાના સર્વ માનવબંધુઓને ભાગીદાર કરવાની પ્રેમની–કરુણાની વૃત્તિથી કોઈ ધર્મપ્રચાર કરવા પ્રેરાય તો તે અતિશય સ્વાભાવિક અને યોગ્ય પ્રવૃત્તિ ગણાય. એવા પ્રચારકના મતો સાથે આપણે એકમત થઈ ન શકીએ, તોયે એના આશયો તથા શ્રદ્ધા માટે તેને માટે આદર ઉત્પન્ન થયા વિના ન રહે. એ ધર્મપ્રચારકના મનમાં રાજકીય બળ વધારવાનો, કે સંખ્યાથી કે જબરદસ્તીથી પોતાના સંઘને બળવાન કરવાનો હેતુ અત્યંત ક્ષુદ્ર લાગે. એવું એનાથી થઈ જ ન શકે.

પોતાને 'અજ્ઞાનમાં પડેલા લાગતા' માનવબધુઓ પ્રત્યે એવી પ્રેમ કે કરુણાની વૃત્તિથી આજે હિંદુ કે મુસલમાન ધર્મની દીક્ષા આપવાનો પ્રયત્ન ચાલે છે એમ કોણ કહી શકે એમ છે? ગમે તે રીતે હિંદુનો મુસલમાન કે મુસલમાનનો હિંદુ કરી શકાય— એવી તે તે ધર્મોની શાસ્ત્રાજ્ઞા હોય તોયે તે નીતિવિરુદ્ધ છે, આદર આપવા યોગ્ય નથી—એમ કહેવાને નથી હિંદુ કે નથી મુસલમાન આગેવાનો તૈયાર. ધર્મપ્રચારની પાછળ જે વૃત્તિની આવશ્યકતા છે તે બાબત તેઓ સૌ મૌન રાખીને જ રહે છે, અને ધર્મપ્રચારને નામે સત્યનું, નીતિનું, ન્યાયનું અને માનવશ્રેયનું નુકસાન કરી રહ્યા છે.

ધર્માંતર, ગોવધ, વાજાં, ધર્મનિંદકનું ખૂન વગેરે કેટલાક હિંદુ–મુસલમાન વચ્ચે ઝગડા ઉત્પન્ન કરનારા પ્રશ્નોની બાબતમાં એક વાત સ્પષ્ટપણે આગેવાનોએ સમજવી જોઈએ. તે એ કે આવી બાબતોમાં જે લોકો ધર્મને નામે ઝગડા કરે છે કે કરાવે છે તેઓ શાસ્ત્રના ખોટા અર્થ કરે છે, સાચા અર્થ તો આવા આવા છે એટલું જ કહી તેઓ બેસી રહે એ પૂરતું નથી. એમણે પોતાના સ્વધર્મીઓને એમ પણ સ્પષ્ટપણે કહેવું ઘટે છે કે આ બાબતમાં જેવા અર્થો ઝગડો

કરાવનારાઓ તરફથી લોકોને સમજાવવામાં આવે છે તેવી જ આજ્ઞાઓ હિંદુ કે મુસલમાન શાસ્ત્રોમાંથી નીકળતી હોય તો તે આજ્ઞાઓ તિલાંજલિ આપવા જેવી છે, અને એવી શાસ્ત્રાજ્ઞા માનીને જ જો હિંદુ કે મુસલમાન ધર્મ પાળી શકાતો હોય તો તેમને પણ તેમના સ્વધર્મીઓએ હિંદુ કે મુસલમાન મટી ગયેલા સમજવા. આ રીતે સ્પષ્ટપણે મત પ્રગટ ન કરવાથી એક મહત્ત્વના વિષયમાં સત્યાગ્રહનો અઘટિત ત્યાગ થાય છે અને દેશમાં કોમી ઝગડાઓનો જે અગ્નિ વારંવાર સળગી ઊઠે છે તેનું આ વૃત્તિ પણ એક કારણ છે.

આમ સ્પષ્ટપણે કહેવાથી વિરોધીઓને હાથે નુકસાન થાય એ શક્ય છે. પણ આગેવાનોએ એની પરવા કરવી યોગ્ય નથી.

**વિરોધી માન્યતાઓનું શોધન**

§ હિંદુ તથા મુસલમાન ધર્મની જે માન્યતાઓ એકબીજાથી ઊલટી હોય, જે માન્યતાઓ એકમાં પુણ્યરૂપ અને બીજામાં પાપરૂપ મનાયેલી હોય, તેવી માન્યતાઓ સાચવવાની દરેકને સ્વતંત્રતા છે એટલી જ વાત સ્વીકારવામાં પરમતસહિષ્ણુતાનો એક અંશ રહ્યો છે, અને તેટલા પૂરતો એ પ્રયત્ન ઠીક છે. પણ એથી બે કોમ વચ્ચેના ઐક્યનો કોયડો ઊકલે એમ મને લાગતું નથી. એવી વિરોધી માન્યતાઓની જોડીમાંથી બેઉ સાચી ન હોઈ શકે; કાં તો એક ખોટી જ હોય અને બીજી જ સાચી હોય, અથવા બેય ખોટી કે અધૂરી હોય, અને સત્ય કાંઈ ત્રીજી જ દૃષ્ટિ સ્વીકારવામાં હોય. આથી દરેક માન્યતામાં કેટલું સત્ય છે તેનો સ્વબુદ્ધિથી, ધાર્મિક વૃત્તિથી અને ગાંભીર્યથી નિર્ણય કરવાની જવાબદારી ઉઠાવવા જ્યાં સુધી ધર્મ, સત્ય અને માણસાઈને જ

પૂજનારા હિંદુ તેમજ મુસલમાન આગેવાનો તૈયાર ન થાય, અને બન્ને ધર્મના અનુયાયીઓની તે નિર્ણય મુજબ માન્યતા ફેરવવા પ્રયત્ન ન થાય, ત્યાં સુધી આ ઝગડાઓનો અંત આવવો કઠણ લાગે છે. ત્યાં સુધી બન્ને વચ્ચે સંપ રખાવવાના સર્વે કરારો કે સુલેહનામાંઓ ઉપરછલા પ્રયત્નો જ રહેવાના, અને પોલીસની વ્યવસ્થા છતાં એનો ભંગ થવાની સદૈવ ધાસ્તી રહેવાની. કારણ, વિરોધી માન્યતા વિરોધી માનસને જ નિર્માણ કરી શકે; અને માનસના ભેદમાં જ કહેવાતી 'સંસ્કૃતિ'નો, પરંતુ વાસ્તવિક રીતે પ્રકૃતિ અથવા સ્વભાવનો ભેદ નિર્માણ થાય છે. વિરોધી માનસો વચ્ચે કયારેક પણ કલહ ઉત્પન્ન થયા વિના રહે જ નહિ. બે કોમોનું માનસ એક કરવાનો, અને સત્યને શોધવાનો કહો, કે પરમેશ્વરને ભજવાનો કહો, કોઈ એક જ ન હોય તોયે અવિરોધી માર્ગો શોધવાના પ્રયત્નમાંથી જ બન્નેનું શ્રેય સાધી શકાશે.

**સંતોના ઉદ્ગાર** એવા પ્રયત્નની આવશ્યકતા સમજનાર કેટલાક સંતોના ઉદ્ગાર ટાંકી આ પ્રકરણ પૂરું કરું છું :

तुमीं इलम किताबाँ पडदेहो, केहे उलटे माने करदेहो ।
बेमूजब झैवे लडदेहो, केहा उलटा बेद पढ़ाया है ?॥

दुई दूर करो कोई सोर नहीं, हिंदु तुरक कोइ होर नहीं ।
सब साधु लखो कोइ चोर नहीं, घटघटमें आप समाया है ॥

ना मैं मुल्ला ना मैं काजी, ना मैं सुन्नी ना मै हाजी ।
बुल्लेसाह नाल लाई बाजी, अनहद सबद बजाया है ॥[1]

૧. તમે શાસ્ત્રો અને પોથીઓ ભણો છો, પણ કેવા ઊલટા અર્થો કરો;

ना खुदा मसीते लभदा, ना खुदा खाना काबे ।
ना खुदा कुरान किते्बाँ, ना खुदा नमाजे ॥

ना खुदा मैं तीरथ दिठा, ऐवें पैंडे झागे ।
बुल्लाशाह जद मुरशिद मिल गया, टूटे सब्ब तगादे ॥[1]

मग पूछत हैं परतीत नहीं, नादी वादी झगडा ठाँनें ।
मुक्ता जुगता नहीं राह लहै, नहीं साध असाधकूँ जानत हैं ॥

देवल जाहीं, मस्जिद माहीं, साहिब का सिरजा मानत हैं ।
पंडित काजी होवी वाजी, नहीं नीर खीर कूँ छानत हैं ॥

છો? મુજબ (=કારણ?) વિના વ્યર્થ લડો છો! આવા ઊલટા વેદ તમને કોણે ભણાવ્યા છે? ભેદને દૂર કરો; ઝગડાનું કાંઈ કારણ નથી. હિંદુ અને તુર્ક (=મુસલમાન) જુદા નથી. સર્વને સાધુ સમજો, કોઇ ચોર નથી. ઘટઘટમાં આપ જ સમાયેલો છે. હું તો મુલ્લાયે નથી, કે કાજીયે નથી; સુન્નીયે નથી, અને હાજીયે નથી. બુલ્લાશાહે તો હૃદયનું વાજિંત્ર ચડાવીને (?) અનાહત શબ્દ વગાડયો છે.

૧. મને ખુદા મસ્જિદમાયે ન મળ્યો અને કાબામાયે ન મળ્યો; મેં એને કુરાનકિતાબોમાયે ન મેળવ્યો, અને નમાજમાયે નહિ. વળી ખુદાને મેં તીર્થમાયે દીઠો નહિ, અને મેં વ્યર્થ જ પગ દૂખવ્યા. (?) બુલ્લાશાહ કહે છે કે જ્યારે સદ્ગુરુ મળ્યા, ત્યારે બધી ઉઘરાણીઓ બંધ થઈ (=બધી ખટપટ મટી ગઈ). (ઇ. સ. ૧૭૬૦ થી ૧૮૧૦ દરમ્યાનનો પંજાબનો એક ફકીર)

चेतन का गला काटत हैं, घर पत्थर पाहन मानत हैं ।
कहै दास गरीब निरास चले, धिक्कार जन्म नर लानत है ॥[1]

૧. કાજી અને પંડિત ઝગડા કરી પૂછે છે, પણ નિશ્ચય થતો નથી. મુક્તિ કે યુક્તિ (યોગ)નો માર્ગ લેતા નથી, સાધુઅસાધુને જાણતા નથી. દેવળમાં જાય છે અને મસ્જિદમાં જાય છે; અને ત્યાં ઈશ્વરના સર્જેલાને કાપે છે. પંડિતો અને કાજીઓએ બધી બાજી ડુબાડી દીધી છે; તેઓ નીરક્ષીરનો વિવેક કરતા નથી. ચૈતન્યનું ગળું કાપે છે, અને પથ્થર તથા પાષાણને માને છે. ગરીબદાસ કહે છે અંતે તેઓ નિરાશ થઈને જાય છે. એમના જીવતરને ધિક્કાર અને હયાનત છે. (સન ૧૭૭૪ થી ૧૮૩૫ દરમ્યાનમાં એક કબીર શિષ્ય. ત્રણે ઉતારા संतवाणी भा. २, अल्लाहाबादमांथी લીધા છે.)

# પ્રકરણ ૫ મું

## સત્યવર્તન અને સત્યપ્રચાર

હવે પોતાના મતોને વ્યવહારમાં મૂકવાનો અને સમાજ પાસે મુકાવવા પ્રયત્ન કરવાનો પ્રશ્ન વિચારીએ.[૧]

**સત્યવર્તનની ફરજ**

તેમાં પહેલાં પોતાના મત પ્રમાણે વર્તવાની ફરજનો વિચાર કરીએ. સત્યનિશ્ચય અને સત્યપ્રકાશન કરતાં સત્યવર્તનની ફરજ ઉપર હજુ વધારે મર્યાદાઓ હોય એ દેખીતું છે. કારણ, એમાં આપણા વર્તનની બીજાનાં જીવન ઉપર શું અસર થશે એ જોવાની ફરજ ઊભી થાય છે, અને તેથી પોતાના મત પ્રમાણે વર્તવાની પદ્ધતિ, વેળા વગેરેનો વિચાર કરવાની જરૂર રહે છે. છતાં,

૧. શા કારણસર તે હું સમજી શક્યો નથી, પણ મોર્લીએ પોતાના મતોનો સમાજ પાસે અમલ કરાવવાનો વિષય પહેલો વિચાર્યો છે, અને પોતે અમલ કરવાનો બીજો. મને આ રીત ઊલટી લાગી છે, તેથી મેં એ ક્રમ બદલ્યો છે.

પોતાનો જીવનક્રમ ઘડવાની બાબતમાં જો કોઈ માણસને ચાલુ આદર્શ અને પોતાના આદર્શ વચ્ચે મહત્ત્વનો ભેદ લાગતો હોય, અને પોતાનો જીવનનો અખતરો સુંદર રીતે અજમાવી શકાશે, તથા ઘણા માણસોને તે રીતે વર્તતાં કેળવી શકાય તો માનવજાતિનો કેટલોક ભાગ તો વધારે ઊંચા પ્રકારનું જીવન ગાળી શકશે, એમ તેને લાગતું હોય તો થોડા કાળ માટે તેને સમાજનિંદાની સજા વહોરી લેવી પડશે એ ધાસ્તીથી એની મૂલ્યવાન અને ઉદાત્ત આશાઓ ત્યજવી એ તો પેટની ખાતર પોતાનું સત્ત્વ વેચવા બરાબર છે. સમાજની ચડતી માત્ર તેનાં નીતિસૂત્રો સુધરવાથી કે ઉન્નત થવાથી જ થઈ શકતી નથી; પણ નૈતિક પુરુષાર્થ જાગ્રત થવાનીયે જરૂર રહે છે. કોઈ પ્રજાની નૈતિક અવનતિ થવાનું તાત્કાલિક કારણ તેનામાંથી નૈતિક પુરુષાર્થ ઘટી ગયેલો હોય છે તે હોય છે તથા તેના નૈતિક સદસદ્‌વિવેકનો નાશ થયેલો હોય છે તે હોય છે, તેના નીતિના સિદ્ધાન્તની અવનતિનો નહિ. મુસલમાનો પૂર્વમાં અને સ્પેનમાં ખ્રિસ્તીઓ સામે ફત્તેહમંદ થયા તે તેમનું કર્તવ્યશાસ્ત્ર વધારે ઉન્નત અથવા વધારે વ્યાપક હતું તેથી નહિ, પણ કર્તવ્ય અથવા ધર્મ માટે તેમનો આદર વધારે પુરુષાર્થી અને તેજસ્વી હતો તેથી.

**નૈતિક પુરુષાર્થનું મહત્ત્વ**

નૈતિક પુરુષાર્થ અથવા તેજના આવા અતિમહત્ત્વને લીધે, પ્રજામાંથી બળાત્કારે એને દાબી દેવાના પ્રયત્નો એ પ્રજાની ચડતીને અત્યંત વિઘ્નરૂપ છે એ બહુ સમજાવવું પડે એમ નથી. આપણા દેશમાં એનો પ્રયોગ સેંકડો વર્ષોથી થતો આવ્યો છે, અને આપણો દેશ એનાં પરિણામ ભોગવી રહ્યો છે. આથી, કોઈ માણસ પોતાના સિદ્ધાન્ત પ્રમાણે પોતાનું જીવન ઘડવા પ્રયત્ન

**તેને દાબી દેવામાં જોખમ**

રે તો, તેમ કરવામાં એ અચૂક ભૂલ કરતો હોય અને એનો ...ખલો પ્રજાને નુકસાનકારક છે એમ ઘણા લોકોનો મત હોય તોયે, જ્યાં સુધી એનો પ્રયત્ન કેવળ પોતાના જીવનપૂરતો જ મર્યાદિત રહે ત્યાં સુધી એને એમ કરતાં અટકાવવા માટે કોઈ પણ પ્રકારના બળનો ઉપયોગ કરવો યોગ્ય નથી એમ મોર્લી ભારપૂર્વક કહે છે. જેને પોતાના સિદ્ધાન્તો સાચા જ છે એમ પાકે પાયે ખાતરી હોય, તેને સામ ઉપાયો ઉપર જ આધાર રાખવો ઘટે. બળાત્કારના ઉપાયો સમાજનું નૈતિક તેજ ઓછું કરે છે અને દંભને પોષે છે.[1]

§ જો કોઈ માણસની નવીનતા કેવળ પોતાપૂરતાં વર્તનની મર્યાદામાં જ રહે તો તેને તેનો અમલ કરવા દેવાની સ્વતંત્રતા હોવી જોઈએ એમ મોર્લીએ નિયમ તાર્વ્યો છે. સારી પેઠે ઉન્નત થયેલા અને નીરોગી સમાજમાં પોતાનું રક્ષણ કરવાની પૂરતી શક્તિ હોય છે, અને તેથી એવા સમાજમાં આવી સ્વતંત્રતાનો ઉપયોગ ન કરનાર તેમજ એવો ઉપયોગ કરનારને

**સ્વસ્પર્શી વર્તન—મોર્લીનો મત**

૧. લોર્ડ મોર્લીને—પોતાની હિંદી પ્રધાન તરીકેની કારકિર્દી દરમ્યાન—કાં તો આ વિચારોનું વિસ્મરણ થયું, અથવા એનું કાંઈ ચાલ્યું નહિ તેથી, અથવા હિંદી પ્રજા પ્રત્યે પૂરતો સદ્ભાવ નહિ હોય તેથી, એના સમયમાં, એના આવા વિચારો હોવા છતાં, હિંદી પ્રજાનું નૈતિક તેજ હણી લેવા માટે ઇરાદાપૂર્વક પ્રયત્નો થયા હતા.

કમનસીબે આપણો દેશ દરેક વિજયી પ્રજાએ દેશની પ્રજાનું નૈતિક તેજ હણવા માટે લીધેલા ઉપાયોની જીવતીજાગતી નોંધ છે. આપણા ગરપૃશ્યો, આપણી રાનીપરજ઼, બ્રાહ્મણેતરો, બ્રાહ્મણો તેમજ મુસલમાનો જેમજેમ બીજાઓથી હણાતા ગયા, તેમતેમ તેઓ પાછા માથું ઊંચું કરી જ ન શકે એવી નીતિ તેમને વશ કરનારા તરફથી તેમના પ્રત્યે ચલાવાઈ, અને આજ સુધી એ જ નીતિનો અમલ ચાલુ રહ્યો છે.

બળાત્કારથી દાબી દેવા મથનાર બન્ને નકામા જ ભયભીત રહે છે એમ મોર્લી માને છે. કેટલી હદમાં નવા વિચાર સમાજને લાભકારક થશે કે હાનિકારક તે એ સમાજની નીતિની ભાવના કે બુદ્ધિના વિકાસ પર જ આધાર રાખતી નથી. કારણ કે સમાજની પ્રવૃત્તિને પ્રેરનાર માત્ર એ બે જ બળો હોતાં નથી, પણ તેની રાજકીય અને આર્થિક સ્થિતિ પણ હોય છે. કેવળ નીતિના વિચારો રાજકીય અને આર્થિક પરિસ્થિતિને ઊંધી વાળવાને અસમર્થ નીવડે છે એમ ઇતિહાસમાંથી જોઈ શકાય. માટે જ્યાં સુધી રાજકીય અને આર્થિક પરિસ્થિતિ અમુક સુધારાને અનુકૂળ ન હોય ત્યાં સુધી નૈતિક કે તાત્ત્વિક દૃષ્ટિએ એ ગમે તેટલો મહત્ત્વનો લાગતો હોય, તોપણ પ્રજામાં એ બહુ પ્રવેશ કરી શકશે નહિ અને ગણીગાંઠી વ્યક્તિઓ જ તેનો અમલ કરશે. આવી વ્યક્તિઓને પોતાપૂરતો પોતાના જીવનમાં એવા સુધારાનો અમલ કરવા દેવામાં સમાજને કશું નુકસાન નથી. ઊલટું, જો કાંઈ થાય તો લાભ જ થાય.

આથી, મોર્લીની સલાહ એવી છે કે સુધારકે માથે લીધેલું કાર્ય ખંતથી અને પાકે પાયે કર્યે જવું, અને જૂના વિચારના માણસોએ કોઈ પણ નીરોગી સમાજમાં આત્મસંરક્ષણનો ગુણ છે એવી શ્રદ્ધા રાખવી. જૂના માર્ગીની મોટી ભૂલ એ હોય છે કે તે એમ માની લે છે કે સામાન્ય રીતે માણસો પોતાના આવેશથી જ દોરાતા હોય છે, પણ હિતબુદ્ધિથી દોરાતા નથી; એટલું જ નહિ પણ, વળી, એમના આવેશ ઘણુંખરું સ્વાર્થી અને નુકસાનકારક જ હોય છે, અને જે યોજના સાથે એમને સીધો સંબંધ હોય તેમાંયે તેઓ પોતાનું હિત વિચારવાને ભાગ્યે જ શક્તિમાન હોય છે. આ વિચારસરણી મોર્લીના મત પ્રમાણે ભૂલભરેલી છે.

§ મોર્લીના આ વિચારો મોર્લીએ સ્વીકારેલા મિલના 'સ્વતંત્રતાના સિદ્ધાન્ત' પરથી નીકળ્યા છે. મિલનો સિદ્ધાન્ત જો બરાબર હોય તો કદાચ મોર્લીનો મત બરાબર ગણાય. પણ જો એ સિદ્ધાન્તમાં જ ભૂલ હોય તો મોર્લીના વિચારોમાંયે દોષ આવવાનો. આથી, આપણે મિલનો સ્વતંત્રતાનો સિદ્ધાન્ત જરા તપાસવાની જરૂર છે. મોર્લીની પોતાના પુસ્તકની આગલી આવૃત્તિઓમાં પુરવણીરૂપે એ સિદ્ધાન્તની એણે વિસ્તારપૂર્વક સમજૂતી આપી છે.

**મિલનો સ્વતંત્રતાનો સિદ્ધાન્ત**

મિલ કહે છે કે માણસનાં કાર્યો અને વિચારોના 'સ્વસ્પર્શી', અથવા પોતાની જાતપૂરતાં મર્યાદિત, અને 'પરસ્પર્શી' અથવા બીજાઓ ઉપર પણ અસર પહોંચાડનારાં એવા બે ભાગ પાડી શકાય. આ વિભાગ અશાસ્ત્રીય જ નહિ, પણ નૈતિક દૃષ્ટિએ પણ સમાજને હાનિકારક છે, કારણ કે દરેક કાર્ય વ્યક્તિસ્પર્શી અને સમાજસ્પર્શી એવા બન્ને અંશોવાળું હોય છે—એવો આ વિભાગ ઉપર આક્ષેપ મૂકવામાં આવ્યો છે. મોર્લીનો આ ઉપર એટલો જ જવાબ છે કે આ વિભાગો વ્યવહારદૃષ્ટિએ ઉપયોગી છે. આપણે એવા વિભાગને ખ્યાલમાં લાવી શકીએ એમ છીએ. સ્થૂળપણે આમ કહેવું ઠીક છે. પણ જે વિભાગની પદ્ધતિ સદોષ હોય તેના ઉપર રાજકારણનો કે નીતિશાસ્ત્રનો સિદ્ધાન્ત રચવો એ સયુક્તિક લાગતું નથી. વળી, એ વિભાગપદ્ધતિ નૈતિક દૃષ્ટિએ સમાજને નુકસાનકારક છે એ આક્ષેપ સામે મોર્લીનો કશો જવાબ નથી.

**બે પ્રકારનાં કાર્યો**

§ મોર્લીએ બીજા પણ બે સિદ્ધાન્તો માની લીધા છે, અને તેને લીધે એને ઉપરના વિભાગો આવશ્યક લાગ્યા છે: (૧) માણસ બીજાના હિત પર દષ્ટિ રાખીને વર્તે છે, તેના કરતાં પોતાના હિત પર દષ્ટિ રાખીને, પણ સમાજના નિયમોને વશ રહીને વર્તે છે, તો વધારે સુખ મેળવી શકે છે; અને (૨) માણસોનો મોટો ભાગ પોતાનું નીતિનું ધોરણ, કોઈ અતિ ઉદાર સ્થાયી સિદ્ધાન્તને અનુસરીને, અને નહિ કે દરેક પ્રસંગે જે તાત્કાલિક ઉપયોગનું લાગે તેવા સિદ્ધાન્તને આધારે અમલમાં આણે છે.

માનવવર્તનના સિદ્ધાન્તો

મોર્લીએ માની લીધેલા આ સિદ્ધાન્તો વિવાદાસ્પદ છે. બીજે ઠેકાણે આ પુસ્તકમાં જ મોર્લીએ એથી ઊલટા સિદ્ધાન્તો સાચા હોય તેમ દલીલ કરી છે. શરૂઆતમાં જ મોર્લીએ શ્રેય અને પ્રેય વચ્ચે ભેદ દેખાડીને કહ્યું છે કે લોકોની અભિરુચિ શ્રેય કરતાં પ્રેય પ્રત્યે વધારે હોય છે, અને એ મનોદશા માટે પોતે ખેદ દેખાડ્યો છે; એટલે કે ઉપર પહેલા સિદ્ધાન્તમાં જે કહ્યું છે તેથી ઊલટું જ કહ્યું છે. તેમજ, સત્યાગ્રહીએ 'ઘણા'ના મતની દરકાર ન કરતાં સત્યને જ અનુસરવું જોઈએ, એના સમર્થનમાં દલીલ કરી છે કે 'ઘણાઓ'ના જીવનની, તેમના રુચાંના વિષયોની અને તેમના આદર્શોની ક્ષુદ્રતાને વિચારીએ, તો તેમના મતની લેશ પણ પરવા કરવી ઘટતી નથી. આ દલીલ ઉપરના બીજા સિદ્ધાન્તથી ઊલટી જ છે.

વિચાર કરતાં જણાશે કે ઉપરના સિદ્ધાન્તોથી ઊલટા નિયમો વધારે સાચા છે. જે માણસ બીજાનું હિત લક્ષ્યમાં રાખીને વર્તે

છે તે, સમાજના નિયમોને વશ રહ્યાં છતાં પોતાનું જ હિત ધ્યાનમાં રાખીને વર્તનારા કરતાં વધારે સુખ અનુભવે છે. તે જ પ્રમાણે, ઘણાખરા લોકો પોતાનું નીતિનું ધોરણ કોઈ અતિ ઉદાર, સ્થાયી સિદ્ધાન્તને અનુસરીને નહિ, પણ, સાધારણ રીતે, કાં તો દરેક પ્રસંગે જે તાત્કાલિક ઉપયોગનું લાગે તેને, અથવા તો મુગ્ધભાવે રૂઢિ કે કાયદાને અનુસરીને વર્તે છે.

**ઊલટા સિદ્ધાન્તો**

મિલ અને મોર્લી બન્ને વ્યક્તિને જેમ બને તેમ વધારે સ્વતંત્રતા આપવા ચાહે છે. કારણ, 'ઘણા' ભેગા થવાથી વિવેક વધે છે એમ તેઓ માનતા નથી. 'ધાડાં-શાહીના દોર છૂટા મૂકવામાં આવે તો અસામાન્ય પુરુષોની ઉદાર આશાઓ અને વિચારસૃષ્ટિઓ ધૂળમાં મળી જાય.'

**બહુમતી વિષે અશ્રદ્ધા**

'ઘણા'ઓના હાથમાં સત્તા આપવા કરતાં એકાદ ડાહ્યા 'ઉદ્ધારક'ના હાથમાં તેને સરમુખત્યાર (ડિક્ટેટર) કરી પૂર્ણ સત્તા સોંપવામાં આવે તો જનકલ્યાણ વધારે સારી રીતે સાધી શકાય એમ તેમને લાગે છે. આવા ઉદ્ધારક પાકી શકે તે માટે વ્યક્તિ-સ્વાતંત્ર્યની માત્રા જેમ બને તેમ વધારે રાખવી જોઈએ. આ વિચારથી જ બન્નેએ કાર્યો અને વિચારોના 'સ્વસ્પર્શી' અને 'પરસ્પર્શી' એવા વિભાગો કર્યા છે.

**પ્રજાનો ઉદ્ધારક સરમુખત્યાર**

§ મિલ અને મોર્લીનો આ સ્વતંત્રતાનો સિદ્ધાન્ત પૂરેપૂરો સ્વીકારી શકાય એવો નથી. 'સ્વસ્પર્શી' કાર્યો અને વિચારો

માટેયે વ્યક્તિને પૂર્ણ સ્વતંત્રતા આપવાથી સમાજની નીતિ જોખમમાં આવી શકે છે. જેઓ સંતતિનિયમનના ઉપાયોને અનીતિમય માને છે, તેમની દૃષ્ટિએ સંતતિનિયમનની હિલચાલ આનું ઉદાહરણ થઈ શકે. માણસ કોઈ નવા પ્રકારનું કાર્ય કરે અથવા મત બાંધે ત્યારે તે શરૂઆતમાં ભલે 'સ્વસ્પર્શી' જ છે એમ લાગે, છતાં એનું ધ્યેય તો એને ફેલાવવાનું જ હોય. આથી કોઈ કાર્ય કે વિચારને કેવળ 'સ્વસ્પર્શી' ગણવું એ ભુલાવામાં નાંખનારું છે. માણસ સામાન્ય કર્મમાર્ગનો ત્યાગ કરી સંન્યાસ લે, ભક્ત બને, કે યોગ સાધે, તો તેમાંયે એનો, મોડોવહેલો, બીજાને ચેપ લગાડવાનો ઉદ્દેશ બની જાય છે, અથવા એવા સ્પષ્ટ ઉદ્દેશ વિનાયે ચેપ લાગવાનું પરિણામ નીપજે છે. વળી, પ્રજામાં બધી બાબતોમાં અને હંમેશાં આત્મરક્ષાની શક્તિ હોય છે જ એમ નથી દેખાતું.

**મોર્લી–મિલના મતોની પરીક્ષા**

'જનકલ્યાણનું એક અતિશય અગત્યનું અંગ સ્વતંત્ર આત્મવિકાસ છે, અને સ્વાતંત્ર્યનું ક્ષેત્ર બને તેટલું વિશાળ રાખવાથી જ સ્વતંત્ર આત્મવિકાસને ઉત્તેજન મળી શકે છે'—એ વાક્ય પણ વધારેપડતું છે. દરેક પ્રકારના આત્મવિકાસથી લોકકલ્યાણ કે એ વ્યક્તિનુંયે કલ્યાણ થાય છે જ એમ નથી. લોક કે વ્યક્તિ—બન્નેના—કલ્યાણ માટે સ્વતંત્રતા તેમજ યોગ્ય માર્ગે નિયમન ( disciplined training ) બન્નેની આવશ્યકતા રહે છે. 'ઘણા'ઓથી વધારેમાં વધારે કલ્યાણ થાય છે, એ પણ જેમ બરાબર નથી, તેમ 'ઉદ્ધારક' સરમુખત્યાર પણ તે સાધી શકે છે જ એમ ન કહેવાય. એકમાં જેમ અસ્થિરતા

**સ્વાતંત્ર્ય અને નિયંત્રણ**

અને ટૂંકી દષ્ટિના સ્વાર્થનો સદા સંભવ રહે છે, તેમ બીજામાં, ક્રમમાં ક્રમ, પંગુતા વધવાની ધાસ્તી રહે છે.[1]

સ્વતંત્રતાની યોગ્ય માત્રા

૬ ત્યારે સ્વતંત્રતાની યોગ્ય માત્રા કઈ? મને આ પ્રમાણે લાગે છેઃ

૧ 'સ્વસ્પર્શી' કે 'પરસ્પર્શી' કાર્યો કે વિચારો પર નિયમન હોઈ જ ન શકે એમ ન કહી શકાય.

બીજી વ્યક્તિને હાનિ થતી અટકાવવા માટે વ્યક્તિની સ્વતંત્રતા પર અંકુશ હોઈ શકે એટલું તો બધાયે સ્વીકારે છે.

૧. મિલની પહેલાં મિલ્ટન અને લૅાક એ બે વિદ્વાનોના 'સ્વતંત્રતાના સિદ્ધાન્ત'ના વિચારો પ્રચલિત હતા. એમના મત પ્રમાણે બીજા બધાને વ્યક્તિસ્વાતંત્ર્યનો અધિકાર આપી શકાય, પણ રોમન કૅથલિક મતના લોકોને તે આપી શકાય નહિ એવો હતો. આ સંકુચિત દષ્ટિનું કારણ મિલ તથા મોર્લીના ખ્યાલમાં બરાબર આવ્યું લાગતું નથી. રોમન કૅથલિક મતમાં ખ્રિસ્તી ધર્મના વિધિઓ કે ઈશ્વર, આત્મા, પોપ વગેરે બાબતોની માન્યતાઓ પોતા કરતાં જુદી હતી એ કારણથી આ વિરોધ હતો એમ માનવું બરાબર નથી. પણ જેઓ રોમન કૅથલિક ગુરુઓને અને સંપ્રદાયને ન માને તેઓનું નિકંદન કરવું જોઇએ—એવો ઉપદેશ અને બળાત્કાર એ વિરોધનું કારણ હતું. જ્યાં સુધી એવો ઉપદેશ અને બળાત્કાર કાયમ રહે ત્યાં સુધી તે સંપ્રદાય માનવસમાજને ભયરૂપ ગણાય. જેમ, દા. ત., કોઈ મુસલમાન પંથ કે હિંદુ પંથ એમ માને કે પરધર્મીને બળાત્કારે વટલાવવામાં કે એની સ્ત્રી પર બળાત્કાર કરવાથી અથવા પોતાના ધર્મની નિંદા કરનારનું ખૂન કરવાથી પુણ્ય લાગે છે, તો એ પંથ જરૂર માનવસમાજને ભયરૂપ ગણાય, અને તેથી તેની સ્વતંત્રતા પર અંકુશ મૂકવો પડે. મિલના વખતમાં એ દંશ રોમન કૅથલિક મતમાં રહ્યો નહોતો, એટલે તેમની સ્વતંત્રતા ઉપર અંકુશનું પણ કારણ રહ્યું નહિ. આથી, મિલ્ટન અને લૅાકના મત મિલ તથા મોર્લીને સંકુચિત લાગ્યા.

તે વ્યક્તિ અમુક કાર્ય કરશે અથવા કરતી અટકશે તો તે જાતે સુખી થશે એ કારણથી, અથવા તો તેમ તેની પાસે કરાવવું એ બીજાની દૃષ્ટિએ ડહાપણભરેલું અથવા વાજબી લાગતું હોય તે કારણથી તેના પર અંકુશ મૂકવો યોગ્ય નથી એનો નિયમ પણ હંમેશાં સ્વીકારી ન શકાય.

૨ પણ નિયમન કરવામાં વિવેક હોવો જોઈએ. નિયમનના પ્રકારોમાં નીચેના ગુણો હોવા જોઈએ :

(क) *નિયમન સચોટ હોવું જોઈએ : એટલે જે ઉદ્દેશથી તે* યોજવામાં આવ્યું હોય તે ઉદ્દેશ પાર પડે એવું હોવું જોઈએ. સામાન્ય રીતે આમ નથી હોતું. દંડનીતિથી યોજાયેલા નિયમોમાં સામાન્ય રીતે એ ખામી હોય છે કે તે પ્રામાણિક અથવા નિર્દોષ માણસના માર્ગમાં ડગલે ને પગલે વિઘ્નરૂપ થાય છે, અને અપ્રામાણિક અથવા દોષ કરવા ઇચ્છનાર એનો ભંગ કરી શકે છે. દાણ, દારૂ-વેચાણ, છાપખાનાં વગેરેને લગતા કાયદાઓ આવા પ્રકારના હોય છે. અપ્રામાણિક માણસો દાણમાંથી છટકવાની, ચોરીથી દારૂ બનાવવાની કે વેચવાની, અને અસત્ય તથા ગંદું સાહિત્ય ફેલાવવાની રીતો શોધી શકે છે. પણ પ્રામાણિક માણસને દાણના નિયમોને લીધે જ વધતી અનીતિને કારણે એની સાથે સંબંધ ધરાવનારો ધંધો કરવો પાલવતો નથી, દારૂનિષેધની પ્રવૃત્તિ કઠણ થાય છે, અને છાપવું પાલવતું નથી. જેમજેમ આવા કાયદાઓ જોવામાં કઠણ થાય છે તેમતેમ સરકારી નાનામોટા અમલદારોને લાંચરૂશવતનાં દ્વારો ખૂલતાં જાય છે, અને પ્રજાની કનડગત વધતી જાય છે.

(ख) નિયમન ઓછામાં ઓછું હોવું જોઇએ, અને ઉદ્દેશ્ય-સિદ્ધ થઈ ગયા પછી અટકી જવું જોઈએ. સામાન્ય રીતે દંડથી

'દાખલો બેસાડવામાં' નિયમન કરનારાઓનો શ્રદ્ધા હોય છે. પણ નિયમનનો હેતુ ભયથી અમુક કાર્ય કરાવવાનો કે અટકાવવાનો નહિ, પણ દોષ કરનાર વ્યક્તિને અમુક નિયમો પ્રમાણે પોતાનું જીવન ગાળવાની કેળવણી આપવાનો હોવો જોઈએ. પીનલ કોડ પ્રમાણે થતી શિક્ષાઓ તો ગુનેગારને પ્રામાણિક જીવન ફરીથી ગાળવું અશક્ય થઈ પડે એવા પ્રકારની છે. એથી ગુનેગારનું કશું કલ્યાણ તો થતું નથી જ, પણ સમાજનીયે કશી રક્ષા થતી નથી. અમલદારો અને ગુનેગારો વચ્ચે જાણે સફાઈથી ગુના કરવાની રીતો શોધવાની અને તે રીતોની સામે એમને નિષ્ફળ કરવાની બીજી રીતો શોધવાની શરત યોજવામાં આવી હોય એવું પરિણામ જ આવે છે. નિયમનના આવા પ્રકાર યોગ્ય નથી.

(ग) નિયમન શરૂઆતમાં ભલે કપરું લાગે, પણ અંતે નિયમમાં રહેનાર વ્યક્તિનેયે એ ઇષ્ટ હતું એમ લાગે એવું હોવું જોઇએ.

(घ) જે કાર્યો અથવા વિચારો—પછી તે સ્વસ્પર્શી હોય કે પરસ્પર્શી—આખી પ્રજામાં ફેલાય તો તે પ્રજાના જીવનનું ધારણ, પોષણ અને સત્ત્વસંશુદ્ધિમાં બાધા આવે એવાં હોય, તેવાં જ કાર્યો અને વિચારો ઉપર નિયમન થવું જોઈએ.

(च) જ્યાં આવા ગુણોવાળું નિયમન ન યોજી શકાય ત્યાં નિયમન ન કરવામાં જ ડહાપણ સમજવું જોઈએ. જેમકે, ખરાબ વિચારો ફેલાય એ ઇષ્ટ ન હોય, પણ એને માટે કરેલું નિયમન ખરાબ વિચારો ફેલાતા ન અટકાવી શકે, પણ એના પ્રગટ પ્રચારને બદલે ગુપ્ત પ્રચાર જ વધારે એવું હોય, અથવા સત્ય વિચારોનો પ્રચાર પણ અટકાવી દેતું હોય, તો તેવું નિયમન કરવા કરતાં અનિયંત્રણ રાખી, ખરાબ વિચારોનો વિરોધ સારા વિચારો ફેલાવવાના પ્રયત્નથી કરવો જોઈએ.

(છ) નિયમન છૂટક વ્યક્તિઓનું હોય, ગુનેગાર વ્યક્તિઓનું હોય, કે આખા સમાજનું હોય, એને પરિણામે આખા સમાજનું તેજ, નીતિધૈર્ય અને સમૃદ્ધિ વધવાં જોઈએ, એનો ક્ષય ન થવો જોઈએ.

૩ નિયમનના ક્ષેત્રની બાબતમાં આટલું ખ્યાલમાં રાખવું ઘટે છે:

(क) ધનપ્રાપ્તિનાં અને સુખનાં સાધનોનો ઉપયોગ અને વધારો કરવા પ્રત્યે સામાન્ય રીતે 'ઘણા'ઓને ઉત્તેજનની જરૂર ન હોય. એ પ્રત્યે લોકોનું વળણ હોય જ. એના ઉપર અંકુશ મૂકવાની જરૂર પડે. આથી જે માણસોનાં કાર્યો અને વિચારો તેવાં સાધનોનાં ઉપયોગ અને વિપુલતા ઓછાં કરવાં તરફ હોય, અને સ્વસ્પર્શીપણાની હદમાં રહ્યાં હોય, એટલે કે અહિંસાને માર્ગે જ એ કરવામાં કે ઉપદેશવામાં આવતાં હોય તો તેમની સ્વતંત્રતાની ઉપર અંકુશ મૂકવાની જરૂર ન હોય. કારણ, એવી બાબતમાં 'ઘણા'ની આત્મરક્ષાની શક્તિ ઉપર શ્રદ્ધા રાખવામાં હરકત નથી.

(ख) સામાન્ય રીતે માણસો પોતાના હિતને લક્ષમાં રાખીને વર્તવાથી વધારે સુખ મળશે એમ માનતા હોય છે. માટે એમાં ઉત્તેજનની જરૂર નથી, પણ નિયમનની જરૂર પડે છે. આથી જે માણસોનાં કાર્યો અને વિચારો બીજાના હિતને લક્ષમાં રાખનારાં હોય અને તે સ્વસ્પર્શીપણાની હદમાં હોય તેમની સ્વતંત્રતા ઉપર અંકુશ મૂકવાની જરૂર ન હોય. કારણ, એવી બાબતમાં પણ 'ઘણા'ઓની આત્મરક્ષાની શક્તિ ઉપર શ્રદ્ધા રાખવામાં હરકત નથી.

(ग) પણ ધનપ્રાપ્તિ અને સુખ મેળવવાની ઇચ્છાવાળા લોકો તેમજ પોતાના જ હિત તરફ દૃષ્ટિ રાખનારા લોકો પણ તે માટે હંમેશાં ઉદ્યમી જ હોય છે એમ નથી બનતું. આથી લોકકલ્યાણની દૃષ્ટિએ ધનપ્રાપ્તિ અને સુખનાં જે સાધનો માટે તથા સ્વહિત માટે જે ઉદ્યોગિના જરૂરની હોય તે નિર્માણ કરવા નિયમન હોઈ શકે.

(घ) ધન અને સુખની પ્રાપ્તિ ધર્મમાર્ગે થાય, અને કેવળ પ્રેયને નહિ પણ શ્રેયનું વિચાર કરવાની રહે, તે માટે સ્વસ્પર્શી તેમજ પરસ્પર્શી કાર્યો અને વિચારો ઉપર અંકુશ હોઈ શકે.

૪ ઘણા લોકો ભેગા થવાથી જનકલ્યાણ થાય છે એ પણ સાચું નથી, અને પૂર્ણ સત્તાધારી ઉદ્ધારક પણ કલ્યાણ કરી શકે છે એ પણ સાચું નથી. એ તો જેમનાં જીવનનું ધારણ અને પોષણ શુદ્ધ રીતે અને સારી રીતે થયું છે, તથા જેમની ભાવનાઓ શુદ્ધ અને બુદ્ધિ તીવ્ર છે તેવા સંસ્કારી, ચારિત્રવાન અને જ્ઞાની પુરુષોની પરંપરામાંથી જ વધારેમાં વધારે સધાય એવો સંભવ છે. તે ઉપરાંત એમની મદદમાં નિષ્ણાત લોકોનીયે જરૂર પડે; પણ એવી ભાવનાની સમૃદ્ધિવિનાના કેવળ નિષ્ણાતો પણ પ્રજાનું કલ્યાણ ન કરી શકે. આથી, સમાજમાં સ્વતંત્રતા તથા નિયમનનું ધોરણ એવું હોવું જોઈએ કે જેથી ઉપર કહ્યા તેવા પુરુષોની પરંપરા અખંડ ચાલુ રહે. એવો પુરુષ એક હોય કે અનેક હોય તે જ શાસન કરવાને લાયક છે. સામાન્ય અર્થમાં લોકોના એ પ્રતિનિધિ કે નેતા ન હોય, એટલે કેવળ પ્રસિદ્ધ લોકમતનો પડઘો પાડનારા કે પ્રસિદ્ધ લોકમતના વકીલો ન હોય, પણ લોકહૃદયને સમજી તેમની અવ્યક્ત અભિલાષાઓ અને વિકાસની દિશાને સમજનારા અને તે રીતે લોકમતને દોરનારા અને વાળનારા હોય, છતાં લોકની સેવા કરેલી હોવાથી લોકોએ તેમને પસંદ કરેલા હોય.

"સારું કામ કરવાની સ્વતંત્રતા એ જ સ્વતંત્રતા છે. સ્વૈર-વર્તનની સ્વતંત્રતા એ સ્વતંત્રતા નથી. સારું જ કર્મ કરી શકાય, એવું નિયમન એ બંધન નથી." (મુદ્રારાક્ષસ)

આટલી નિયંત્રિત સ્વતંત્રતાથી વ્યક્તિને તેમજ સમાજને પોતાનું શ્રેય સાધી શકે એવો પુરુષાર્થ કરવામાં અડચણ નહિ આવે એમ મને લાગે છે. જેને સત્યની ઉપાસના કરવી હશે તેને એનાથી પૂરતી સગવડ રહેશે. મને લાગે છે કે સત્ય અમૂલ્ય રહે તેટલા માટે તેની ઘટતી કસોટીયે થવી જોઈએ. આવી વ્યવસ્થામાં સમાજનું નૈતિક તેજ હણાઈ ન જાય એટલી મર્યાદામાં સત્યોપાસકની કસોટીયે થશે, અને એવી કસોટીમાં જ સત્યાગ્રહી પોતાની, પોતાના વર્તનની અને પોતાના સિદ્ધાન્તોની મર્યાદાઓ જાણી શકશે.

§ હવે પોતાના મતનો અમલ કરવાકરાવવાની ફરજનો આગળ વિચાર કરીએ.

**મતપ્રચાર**

પ્રથમ તો સત્યાગ્રહીએ આટલી વાત ખ્યાલમાં રાખવાની જરૂર છેઃ જે લોકોના વિચારોથી પોતે જુદો પડે છે, તે લોકોએ પોતાની વિચારસરણી, રૂઢિઓ અને પદ્ધતિઓ કે સંસ્થાઓ વિચાર વિના બાંધેલી હોતી નથી. એ બધી એક પ્રકારની વાસ્તવિક યા કાલ્પનિક જરૂરિયાતમાંથી ઉદ્ભવેલી હોય છે. ભલે એ પ્રથાઓ વગેરેની આજે ઉપયોગિતા રહી ન હોય, અને એકબીજા સાથે તેમનો મેળ પણ તૂટી ગયો હોય. છતાં જે અનેક સંજોગોથી માનવજીવન નિર્માણ થયેલું છે અને તેમાં વીંટળાયેલું છે, તેને લીધે લોકોની સ્વાભાવિક વૃત્તિ પોતાની પ્રથાઓ અને માન્યતાઓને ફેંકી દેવામાં મંદ હોય છે, અને ફેરફારો કરવામાં શિથિલ હોય છે.

**લોકાચારનાં કારણો**

ચાલી આવેલી પ્રથાઓમાંથી જે કાંઈ થોડો આધાર મળે તેટલાથી પણ તેઓને સંતોષ માનવાનું મન થાય છે. અતિશય આગળ વધેલા વિચારકોને પણ જે નવીન આચાર અને વિચારમાં થોડા જ વખતથી શ્રદ્ધા ઉત્પન્ન થઈ હોય, તેવા આચારવિચારને આખોયે સમાજ તાબડતોબ શરણ થઈ જાય એમ સુધારક આગ્રહ રાખવો એ તો, શક્ય હોય તોપણ, જીવનને અવહેવારુ બનાવવાનો અને સમાજને છિન્નભિન્ન કરવાનો સીધો રસ્તો છે. આથી, સમાજજીવન ચાલુ રહે તે માટે, જ્યાં સુધી નવા આચારવિચાર મુજબની સંસ્થાઓ તૈયાર ન થાય ત્યાં સુધી પ્રાચીન ચાલુ રહેવા જ જોઈએ. આ જાતની નભાવી લેવાની વૃત્તિ—અથવા સનાતન સત્યાગ્રહત્યાગ—અનાગ્રહ—સામાન્ય વિકાસનું અપરિહાર્ય અંગ છે.

**અનાગ્રહ**

૬ પણ આ વાતમાંથી બે પ્રકારનો સત્યાગ્રહત્યાગ ઊપજી શકે છેઃ એક અયોગ્ય અને બીજો યોગ્ય. જ્યારે તમે તમારા સાચા વિચારોને લોકોના ચાલી આવેલા આચારવિચારો સાથે બંધબેસતા થાય તેટલા માટે દાટી દો અથવા તેમાં કાટછાંટ કરો ત્યારે તે અયોગ્ય પ્રકારનો સત્યાગ્રહત્યાગ છે. યોગ્ય પ્રકારના સત્યાગ્રહત્યાગમાં તમે બુદ્ધિપૂર્વક માત્ર એટલો જ સ્વીકાર કરો છો કે તમારા કાળના લોકોમાંના ઘણા કાં તો તે વિચાર સ્વીકારવા તૈયાર નથી, અથવા તો તેને અનુસરીને પોતાની જીવનપદ્ધતિ બદલવાને તૈયાર નથી; અને તેથી, જોકે તમે તો તમારા વિચાર પર જ મક્કમ છો, છતાં આખું જગત તે વિચારને તાબડતોબ અનુસરે એવી હઠ ધરતા નથી અથવા આશા રાખતા નથી.

દાખલા તરીક, કાઉન્સિલોના, સરકારી શાળાઓના, અદાલતોના અને ખેતાબોના બહિષ્કારના વિષયમાં, કે હિંદુમુસલમાન એકતાના

વિષયમાં ગાંધીજીના વિચારો સ્વીકારાય' એવું આજે વાતાવરણ નથી. તેથી જો ગાંધીજી કાઉન્સિલમાં જાય, પોતાની રાષ્ટ્રીય શાળાને સરકારી બનાવે, અદાલતમાં વકીલાત કરવા માંડે, અને ખેતાબ મળે તો તે સ્વીકારે, અથવા ઇસ્લામ વિરુદ્ધ હિંદુકોમને સંગઠિત કરવાની પ્રવૃત્તિ આદરે તો તે અયોગ્ય સત્યાગ્રહત્યાગ થાય. પણ, 'મારા છતાં તમે આ વિચારો અમલમાં મૂકશો એવી હું અપેક્ષા રાખતો નથી. પણ એ વિચારો મારે વાંકે અજાણ્યા ન રહે કે પડતા ન મુકાય તે માટે હું એટલું તો કહી દઉં છું કે મેં તો તે મૂઢ માન્યતાઓ છોડી દીધી છે, અને તે વાત હું છુપાવવા માગતો નથી.' આ યોગ્ય પ્રકારનો સત્યાગ્રહત્યાગ છે.

§ સામાજિક કુપ્રથાઓને દૂર કરવા માટે જેઓ દઢ, સતત અને અડગ પ્રયત્ન કરતા હોય છે તેમની સામે, જેઓનો એ કુપ્રથાઓ ટકાવી રાખવામાં કોઈ ને કોઈ સ્વાર્થ હોય છે તેઓ તરફથી, તેમજ જેમનામાં પુરુષાર્થ કરવાની શક્તિ મંદ હોય છે તેઓ તરફથી અનેક પ્રકારની દલીલો કરવામાં આવે છે.

**કુપ્રથાઓના પક્ષની દલીલો**

'સમાજની કુપ્રથાઓ અને દુરાચારો તેમજ હાનિકારક પદ્ધતિઓ એની મેળે જ દૂર થઈ જશે'—એવી માન્યતા પોષવા માટે જેમ આપણા દેશમાં કહેવામાં આવે છે કે 'સૌસૌનાં કર્મ પ્રમાણે થાય છે,' 'ઇશ્વરેચ્છા હશે ત્યારે જ થશે,' 'કાળે કરીને સંધું રૂડું થશે, આપણે શું કરવાના હતા?' તેમ યુરોપમાં જેમાંતેમાં ઉત્ક્રાન્તિ અથવા વિકાસવાદની ઓથ લેવામાં આવે છે.

**ઉત્ક્રાન્તિવાદ**

ઉત્ક્રાન્તિવાદની પાછળ વૈજ્ઞાનિક શોધખોળના અંશો છે, તે છતાં તે પણ કાંઈ ઓછા વહેમોને પોષનારું થતું નથી. એ વાદને આધારે તેઓ કહે

છે કે 'વિચારો અને પ્રથાઓમાં એક પછી એક થનારા ફેરફારો કુદરતી રીતે જ દેખા દે છે અને થઈ જાય છે, અને તેથી તેમાં પુરુષપ્રયત્ન કે ઇચ્છાની અપેક્ષા રહેતી નથી.'

**નવા વિચારનું પ્રથમ દર્શન**

§ મનુષ્યના હૃદયમાં જે કાંઈ ઇચ્છા કે નવો જણાતો વિચાર સ્ફુરે છે, તેને એ પોતાના મગજમાંથી સ્વામી તરીકે ઉપજાવે છે કે વિશ્વમાં કોઈ રીતે સૂક્ષ્મ સ્વરૂપમાં રહેલાં ઇચ્છા અને વિચારોનું, પ્રકૃતિના કોઈ નિયમો મુજબ અનુકૂળ સમયે અને મગજની અનુકૂળ સ્થિતિમાં તેને કેવળ દર્શન જ થાય છે—તેનો યથાર્થ નિર્ણય કરવો કદાચ અશક્ય હોય. મનુષ્યનું ચિત્ત ઇચ્છાઓ, વિચારો વગેરેને ઉપજાવનારું સાધન નહિ, પણ કેવળ એનું દર્શન કરનારું અથવા પ્રતિબિંબ ઉઠાવનારું દર્પણ જ છે એમ માનવું યોગ્ય હોય એમ બને. આથી, ઉત્ક્રાન્તિવાદ, નિયતિવાદ, કાલવાદ વગેરે વિચારસરણીઓ, જે મનુષ્યને પ્રકૃતિના યંત્રથી બંધાયેલા કેવળ પૂતળા જેવો જ ઠરાવે છે, તે સાવ ભૂલ-ભરેલી ન કહી શકાય એમ પણ બને. છતાં, એટલું તો ચોક્કસ છે કે પ્રકૃતિ કાંઈ ઢંગધડા વિના ક્યાંયે કાર્ય કરતી નથી. એની એક-એક પ્રકારની શક્તિ ચોક્કસ નિયમ પ્રમાણે જ ચાલતી જણાય છે. ગમે તે મગજમાં ગમે તે વિચારો કે ઇચ્છાઓ દર્શન દેતાં નથી; પણ અમુક રીતે જ વૃદ્ધિ પામેલાં મગજયંત્રોમાં જ તે પ્રથમ દર્શન દે છે.

વળી, એકવાર એક કે વધારે વ્યક્તિઓમાં અમુક ઇચ્છાઓ કે વિચારોનું પોતાની મેળે દર્શન થયા પછી એનો વધારે ફેલાવો થવા માટે એ વ્યક્તિઓ જ સાધનભૂત થતી જણાય છે. જે

માણસને કોઈ વિશેષ પ્રકારના વિચાર કે ઇચ્છાનું પહેલું દર્શન થાય છે, તેને તે દર્શન થતાં પહેલાં લાંબો કાળ સુધી, જાણે પ્રસૂતિ થવાની હોય તેવી, વેદના ખમવી પડે છે. એ પોતાની તપશ્ચર્યાથી એ વિચાર, ઇચ્છા વગેરેને મેળવતો જણાય છે. પણ એ વિચાર વગેરેને પ્રાપ્ત કરવા માટે દરેક વ્યક્તિને એવી વેદના પ્રકૃતિ સહન કરાવતી નથી, પરંતુ પહેલી વ્યક્તિઓ દ્વારા જ તે ઇચ્છા કે વિચારને ફેલાવે છે. જે અદૃશ્ય મનોમન્થન બાદ પ્રથમ વ્યક્તિને દર્શન થયું, તે મન્થન સાવ અટકતું નથી, પણ તે હવે સમાજમાં પ્રગટ રીતે અને વિશાળ ક્ષેત્રમાં પસરેલું જણાય છે.

**પ્રથમ દ્રષ્ટા**

આ રીતે પણ એમ કહેવાને હરકત નથી કે પ્રજાની ઉન્નતિ સમાજમાં ચાલતી અનેક પ્રવૃત્તિઓ અને બળોની ઉપર આધાર રાખે છે ખરી, પણ તે પ્રવૃત્તિઓ અને બળોના આગેવાનો અને આધાર-સ્તંભો તે સમાજનાં સ્ત્રીપુરુષોમાંથી જ હોવા જોઇએ; બીજે ક્યાંયથી તે મળી આવે એમ નથી. પ્રગતિ કાંઈ આપોઆપ થઈ જતી નથી. એટલે કે એકાદ જમાના સુધી લાંબી કુંભકર્ણ નિદ્રામાં પડ્યા રહ્યા પછી જાગતાંની સાથે જ કોઈ સુધરેલી સ્થિતિમાં આપણે આવી ગયા છીએ એમ આપણને માલૂમ પડી આવે એ શક્ય નથી. પરંતુ, જગતમાં જે કાંઈ મર્યાદિત સુધારો થાય છે તેટલો પણ ત્યારે જ થાય કે જ્યારે લોકોમાં સુધરવાની ઇચ્છા પોષાય, અને તે માટે યોગ્ય ઉપાયો લેવાય.

આથી એટલું સિદ્ધ થાય છે કે સમાજ પોતાની સાધારણ ગતિ એક પછી એક અમુક પ્રકારના ફેરફારો કર્યા કરીને જ ચાલુ રાખી શકે. અને એ ફેરફારોની પહેલ કરનાર કોઈ ચોક્કસ વ્યક્તિ અથવા ગણ્યાગાંઠ્યા લોકો જ હોવા જોઈએ: આટલી તો આપણને

પ્રત્યક્ષ બનાવોના કેવળ અવલોકન પરથી જ ખાતરી થાય છે. આવી પહેલ કરવાનો વિચાર અમુક જ એક કે થોડાક માણસોને

**સમાજની પ્રગતિ**

સૂઝે છે, અને બીજાને સૂઝતો નથી તેનું કારણ એટલું જ કે તેમને સુધારો બીજા કરતાં વધારે ખૂંચે છે. જેને નવો વિચાર સૂઝી આવે છે તે કોઈ સદૈવ જાગ્રત રહેનાર કલ્પનાશીલ બુદ્ધિનો વિરલ મહાપુરુષ હોય છે; તેનાં સ્વભાવ અને તાલીમ જ એવાં હોય છે કે પ્રચલિત સ્થિતિને સુધારવાના વ્યવસ્થિત અને ગંભીર વિચાર કર્યા વિના તેને જરાયે સખ નથી વળતી.

આનું પ્રત્યક્ષ ઉદાહરણ 'સત્યાગ્રહ' અને 'રેંટિયા'ની શોધ છે. નિઃશસ્ત્ર થયેલી પ્રજા એક મોટા સામ્રાજ્ય સાથે પોતાના હક્કો

**'સત્યાગ્રહ' અને 'રેંટિયો'**

માટે શી રીતે લડી શકે, અને કામધંધાને અભાવે ભૂખે મરતા કરોડો લોકોને માટે અતિવિશાળ પાયા પર યોજી શકાય એવો ગુજરાનનો ઇલાજ કયો—એ શોધવાને કેટલા દીર્ઘકાળ સુધી ગાંધીજીના હૃદયમાં મન્થન ચાલ્યું હશે તે ગાંધીજી જ જાણે. ઉપરના અવતરણના છેલ્લા ફકરામાં જે મનની સ્થિતિ વર્ણવી છે તે ગાંધીજીની છે એમ એમના વિરોધીનેયે કબૂલ કર્યા વિના ચાલે એમ નથી. આથી, સત્યાગ્રહરૂપી શસ્ત્ર અને રેંટિયાની રોજી એમને જ સૂઝયાં અને બીજાને ન સૂઝયાં તેનું કારણ સમજી શકાય એમ છે. ત્યારપછી જે રીતે એ વિચારોનું પ્રજામાં મન્થન થયું તે આપણે જાણીએ છીએ.

સંભવ છે કે એવા જ પ્રકારની શોધ માટે એટલી જ વ્યાકુળતા ધરાવનાર કોઈ બીજી વ્યક્તિને 'સત્યાગ્રહ' કે 'રેંટિયા'-ને બદલે બીજા કોઈ ઉપાયો સૂઝે. બીજા કોઈ દેશમાં ગાંધીજીને જ

બીજા ઉપાયો સૂઝે એમ પણ સંભવે. કયા ઉપાયો સૂઝે તે દેશકાળ ઉપરાંત તે વ્યક્તિના પૂર્વસંસ્કારો, તેણે સ્વીકારેલી મર્યાદાઓ અને તેની આજુબાજૂની પરિસ્થિતિ ઉપર આધાર રાખે છે; અને સૂઝેલા ઉપાયોની યોગ્યાયોગ્યતા તેની વ્યાકુળતા ઉપરાંત તેની જીવનભરની સત્યોપાસના, વિવેક તથા તારતમ્ય બુદ્ધિ ઉપર પણ આધાર રાખે છે. એ યોગ્યાયોગ્યતાનું માપ તો ભવિષ્યમાં નીકળે. પણ આમ ભેદ હોવાને લીધે જ એમ કહી શકાય કે માણસ (દા. ત. ગાંધીજી) નવા વિચારોના શોધક નથી, પણ કેવળ એના દર્શન કરનારા છે. એક જ મૂળમાંથી ઊપજેલો નવો વિચાર માર્ક્સને એક રીતે, લેનિનને બીજી રીતે, ગાંધીજીને ત્રીજી રીતે એમ બહારથી અત્યંત ભિન્નરૂપે દેખાય એમ પણ દર્શન દે. કેટલા અંશમાં એને દર્શન થાય તે એની ઉપર કહી તેવી યોગ્યતાના ઉપર આધાર રાખે છે.

**આપણી ગંદકીનું દૃષ્ટાન્ત**

§ સામાન્ય પ્રજાને કુધારાઓ ખૂંચતા નથી તેનું એક સચોટ દૃષ્ટાન્ત આપણી ગંદકીને નભાવી લેવાની ટેવમાં જણાઈ આવે છે. શારીરિક સ્વચ્છતાની બાબતમાં આપણે—ખાસ કરીને સવર્ણ હિંદુઓ—દુનિયાની બીજી પ્રજાઓ કરતાં ચડી જઈએ છીએ એટલે સુધી કેટલાક લેખકોએ કહ્યું છે. છતાં આપણાં પાયખાનાં, મોરીઓ, શેરીઓ, નદીતળાવના આરા અને તીર્થસ્થાનોને જે રીતે આપણે નરકનાં ધામરૂપે નભાવીએ છીએ, તે આપણાં જ્ઞાનતંતુઓ કેટલાં જડ છે તે બતાવે છે. જે શેરીઓ પ્રસંગવિશેષે જમણવાર માટે પણ વપરાય છે, તે શેરીઓમાં પેશાબના રેલામાંથી પગ મૂકીને આપણે રોજ જઈએ છીએ; મળથી પગ ખરડાવાની પણ નવાઈ ન

ગણાય. તે વખતે આપણને સૂગ ચડે છે ખરી; છતાં એ સ્થિતિ ન જ નભવી જોઈએ એમ આપણને લાગતું નથી. આપણાં પાયખાનાં ગળફા, બીડીનાં ઠૂંઠાં, દીવાસળીની પેટીઓ તથા અશ્લીલ લખાણો અને ચિત્રોનાં સંગ્રહસ્થાન, અને કદીક દુરાચારનાં સ્થાન પણ બની રહે છે. નાકે ડૂચો દઈ કે આંખો બંધ કરી આપણે તેમાં બેસીએ છીએ અને કંટાળીએ છીએ. પણ જેમ પેલી વાતમાંનો વાંદરો રાત્રે કરેલો ઝૂંપડી બાંધવાનો ઠરાવ સવાર પડતાં જ ભૂલી જાય છે, તેમ આપણે એકવાર પાયખાનામાંથી નીકળ્યા કે પાછું જાણે જવું જ નહિ પડે એમ માની ગંદકી ભૂલી જઈએ છીએ; અથવા એમ કહો કે ગંદકીને જોવાથી આપણને જે સૂગ ચડે છે, તેથી વધારે સૂગ આપણને ગંદકી દૂર કરવાકરાવવામાં ચડે છે. ભગિની નિવેદિતા જેવાં કોઈક આવીને આપણે કરેલી ગંદકી સાફ કરે તો ક્ષણભર આપણા ગાલ પર શરમના શેરડા પડે છે, સફાઈ થવાથી પ્રસન્નતાયે લાગે છે, છતાં આપણને પોતાને એ ગંદકી ખૂંચતી ન હોવાથી એનું કામ ચાલુ રાખવા માટે, અથવા આપણી ટેવોને સુધારવા કે વ્યવસ્થા કરવા આપણે કશું જ કરવા તૈયાર નથી. આ અને આવી અનેક સમાજસુધારણા અને ગ્રામસુધારણાની બાબતમાં ગાંધીજી જેવાને જ ચટપટી થાય છે અને બીજાને નથી થતી કારણ કે પ્રચલિત કુધારા એમને જ બીજા કરતાં વધારે ખૂંચે છે, અને તે સ્થિતિને સુધારવા માટે વ્યવસ્થિત અને ગંભીર વિચાર કર્યા વિના તેમને જરાયે ચેન પડતું નથી.

૬ પણ એકાદ નવો વિચાર કે સિદ્ધાન્ત પોતાને પ્રાપ્ત થયા પછીયે—કોઇક વાર સાચી વિનયવૃત્તિથી, તો ઘણીવાર વિનયવૃત્તિના બહાના નીચે રહેલી સુખાસક્તિથી—લોકરુચિની પાછળ જ ચાલવામાં અને તેને પંપાળ્યા કરવામાં જ ડહાપણ મનાય છે.

'પહેલ કોણ કરે', અથવા 'હું એકલો શું કરવાનો હતો' એ વિચારથી ઘણાઓ પોતાના સાચા સિદ્ધાન્તને અનુસરતા અટકી જાય છે. લોકરુચિ કે સરકારની રુચિની વિરુદ્ધ પડવાથી ઊપજતાં જોખમ ન હોય છતાં નવો વિચાર ધરાવનારને અનેક પ્રકારના સ્વાર્થોનો ત્યાગ કરવો પડે છે. કમમાં કમ પોતાની પૈસા મેળવવાની પ્રવૃત્તિને થોડી પણ મોળી કરવી પડે છે. અનેક નાનીમોટી સંસ્થાઓ તેના કાર્ય કરનારાઓની શિથિલતાને લીધે નિષ્પ્રાણ જેવી ચાલતી આપણે જોઈએ છીએ; કારણ, પોતાની સુખાસક્તિનો થોડો પણ ત્યાગ કરી તે સંસ્થાને અપનાવવા માટે પૂરતા માણસો મળી આવતા નથી. બીજી પ્રવૃત્તિઓની બાબતમાં ગમે તેમ થાય, પણ જે વિચારો એવા હોય કે તેનો ક્યારેય પણ સ્વીકાર કર્યા વિના સમાજને ચાલવાનું નથી એવી આપણી દૃઢ પ્રતીતિ થતી હોય, તે વિચારોને અંગે જરૂરની પ્રવૃત્તિને લોક કે સરકારના ભયથી, અથવા 'પહેલ કોણ કરે' કે 'હું એકલો શું કરવાનો હતો' એ વિચારથી જો આપણે અટકાવી રાખીશું, તો આખરે જ્યારે પરિવર્તન થશે ત્યારે તેનો આઘાત કેટલો ભયંકર થશે, અને તેને પહોંચી વળવા માટે તથા તેના સપાટામાંથી બચવા માટે સમાજ કેટલો ઓછો શક્તિવાન બન્યો હશે તેનો આપણને ખ્યાલ નથી એમ કહેવું જોઈએ.

**લોકરુચિની ખુશામત**

૬ એક દૃષ્ટાન્તથી આ સમજીએ. એક વેપારીને વર્ષોવર્ષ ખોટ આવતી હોય અને પોતાની મિલકત ઘસાઈ ગઈ છે એમ ખાતરી થઈ હોય; પણ પોતાના કુટુંબીઓને આઘાત પહોંચશે તથા ખૂબ કરકસર કરવી પડશે; અને તેથી ઘરની અણસમજુ વ્યક્તિઓ કદાચ ક્લેશ કરશે એવી બીકથી તે ખરી હકીકતને દબાવી રાખે, અને

**'દેવાળિયા વૃત્તિ'**

વર્ષો સુધી હૂંડીઓ આપીને જાહોજલાલીનો ડોળ ચાલુ રાખે, તેને જ્યારે આખરે ઘડો ફૂટી જાય જ, ત્યારે કેટલો તીવ્રતર આઘાત સહન કરવો પડે છે તેના સમાજમાંથી ઘણા દાખલા મળી આવે છે. જો પહેલાંથી જ સાચી વાતો જણાવી તે પ્રમાણે જીવનમાં ફેરફાર કરવામાં આવે તો જે કુટુંબીઓ થોડા ક્લેશથી સાદા જીવનને અનુકૂળ થઈ શકત, તેમને એકાએક નવી સ્થિતિને નછૂટકે અનુકૂળ થવું કઠણ થઈ પડે છે, અને પછી પ્રયત્ન છતાં જે કઠણ જીવનને પોતે ટેવાયેલાં નહિ તેને નિભાવવાની ફરજ આવી પડે છે, અને ચિંતા, રોગ અને અકાળ મૃત્યુના ભોગ થવું પડે છે. આવી વૃત્તિને આપણે 'દેવાળિયા વૃત્તિ' કહીએ છીએ.

સામાજિક, રાજકીય અને ધાર્મિક બાબતોમાં પણ દેવાળિયા વૃત્તિની અછત નથી હોતી. નછૂટકે જ સત્ય પરિસ્થિતિને અનુસરવું, ત્યાં સુધી તાત્કાલિક પ્રેયને જ પસંદ કરવું—એનું જ નામ દેવાળિયા વૃત્તિ. પછી સત્ય પરિસ્થિતિ આવ્યા વિના તો રહેતી જ નથી, અને નછૂટકે જે સ્થિતિને વશ થવું પડે તેમાં સમજપૂર્વક તેને અનુસરવામાં જે સમાધાન રહે છે તે મળતું નથી.

**અર્થમાં દેવાળિયા વૃત્તિ**

દેશનું ધન વધતા ને વધતા પ્રમાણમાં દર વર્ષે ઘસડાતું જાય છે. ભાગ્યે જ એવો કોઈ ધંધો છે કે જેમાં કેવળ કોઈ દેશી વસ્તુને પ્રામાણિકપણે ઉપજાવી અને વેચવાથી જે કાંઈ બચત રહે તેથી કોઈ સમૃદ્ધ થવાની આશા રાખી શકે. બધાંનાં ભાગ્યો સટ્ટાની હારજીત, ભેળસેળ, ખોટા માપ કે ગ્રાહકની બીજી કોઈ છેતરપીંડી ઉપર જ અવલંબી રહ્યાં છે. સમાજનો અતિ દરિદ્રી વર્ગ ભૂખમરાને લીધે નિમિત્ત મળતાંની સાથે મરતો જ જાય છે; દરિદ્ર વર્ગ અતિ દરિદ્ર થતો જાય છે, અને મધ્યમ-

વર્ગને મધ્યમપણાનો ડોળ કેમ ચાલુ રાખવો એ કઠણ ને કઠણ ભાસતું જાય છે: આ દેશની આર્થિક પરિસ્થિતિ.

**રાજકીય દેવાળિયા વૃત્તિ**

સ્વદેશમાં કે પરદેશમાં કોઈ પણ ઠેકાણે માનભંગ થવાના ભય વિના વસવું અશક્ય; પુરુષની કમાણીનો કાંઈક આધાર સરકારી તંત્ર હોવાથી સ્ત્રીને કે દીકરાને પણ દેશની પ્રવૃત્તિઓમાં ભાગ લેવો અશક્ય બને એવું ભયભરેલું માનસ; જલિયાંવાલાની પુનરાવૃત્તિની સદૈવ શક્યતા; પ્રજાના મત વિરુદ્ધ જ નહિ, પણ પ્રજાની ઉન્નતિને વિઘાતક અને પ્રજાનું અપમાન કરનારા અને એમનો તેજોભંગ કરનારા કાયદાઓની રચના અને અમલ; લાંચરુશવત અને ઉડાઉ પગારોવાળી નોકરશાહી; અંતઃકરણ કે પ્રજા કોઈનેયે જવાબદાર નહિ એવા રાજાઓ; નિષ્પક્ષપાત ન્યાયનો અભાવ: આ દેશની રાજકીય પરિસ્થિતિ.

**સામાજિક દેવાળિયા વૃત્તિ**

આ જગતમાં નાનામોટા સર્વે મનુષ્યોમાં સ્વાભિમાનની જાગૃતિ ઉત્પન્ન થયેલી જણાય છે, અને તે અચૂકપણે પ્રગતિ કરતી માલૂમ પડે છે. માનવપ્રજાના ઉત્તરોત્તર અભ્યુદય માટે એ જાગૃતિને વધાવી લેવી અને તેને યોગ્ય વળણ આપવું એ જ યોગ્ય વૃત્તિ ગણાય. માણસ–માણસ વચ્ચે પૂજ્ય–પૂજક-ભાવનો જો કોઈ સાચો પાયો હોઈ શકે તો તે કેવળ ચારિત્રની ઉચ્ચતાનો જ હોવો ઘટે; જો કોઈનો બહિષ્કાર યોગ્ય કહી શકાય તો તે ચારિત્રના દોષને લીધે જ; પણ તેને બદલે કેવળ જન્મના કે ધનના નિમિત્તથી રંગનું, વર્ણનું, કુળનું કે લિંગનું અભિમાન અથવા અપમાન; તે અભિમાનના બળે બીજાઓનું પદનિસર દલન:

વ્યક્તિ, કુટુંબ, સમાજ અને દેશ સર્વેનાં સત્ત્વ, દ્રવ્ય અને સમયનો અપવ્યય કરનારી રૂઢિઓ: આ દેશની સામાજિક પરિસ્થિતિ.

ધાર્મિક પરિસ્થિતિનો ચિતાર આગલાં પ્રકરણોમાં આવી જ ગયો છે.

§ આ પરિસ્થિતિને બરાબર સમજી લઈ દરિદ્ર વર્ગને જીવનનું ધારણપોષણ શકય થાય એવી રીતે પોતાના જીવનના આદર્શો અને વ્યવહાર ધનિક વર્ગ ન બદલે; રાજદ્વારી લોકો પ્રજાનું તેજ વધે અને કલ્યાણ થાય એવી રીતે રાજ્યપદ્ધતિ ન બદલે; સમાજના ઉપલા વર્ગો નીચેના વર્ગો કચરાય નહિ એવી રીતે સમાજનું બંધારણ અને રૂઢિઓ ન બદલે; અને ધર્મના નેતાઓ મૂઢ આગ્રહો, મમતો અને અબુદ્ધિયુક્ત માન્યતાઓને છોડી સાચી ધાર્મિક વૃત્તિ કેળવવા પ્રયાસ ન કરે તો એ સર્વેનું પરિણામ એક દિવસ ફ્રેંચ વિપ્લવને તેમજ બોલ્શેવિઝમને ભુલાવે એવું ભયંકર ન થાય તો આશ્ચર્ય ગણાય: બલકે, એક જ રીતે કદાચ ન થાય: તે આખી પ્રજા ઉતાવળે મરણપથે લાગી જવાથી. એ પરિવર્તન કદાચ સમાજની એકેએક ઇમારતને પાયામાંથી ઉખાડી નાંખે એમ બને; સારું કે ખરાબ એકે પ્રકારનું રાજ્ય સ્થિર ન થાય; ધન હોવું એ જ અપરાધ બને; વર્ણની શ્રેષ્ઠતા જ દુઃખનું કારણ થઈ પડે; અને ધાર્મિકતાનો અંશ પણ રહ્યો નથી એમ કેટલોક કાળ લાગી આવે. એમ પણ બને કે આ પરિણામો આજે થોડાવત્તા પ્રયત્નથી અટકાવવાં શકય હોય, અને એ પ્રયત્નો વિષે આજે બેપરવા રહીએ તો એવો કાળ આવે કે પછી ભારે પ્રયત્નો કર્યા છતાં તેને અટકાવી શકાય નહિ.

ભાવિ ક્રાન્તિની ભયંકરતા

જીવનના ઉપર અસર કરનારા સિદ્ધાન્તોનો સ્વીકાર કરવામાં શિથિલતા રાખવામાં આવે તો કેવાં ભયંકર પરિણામો આવી શકે એનો સ્પષ્ટ ખ્યાલ આપવા આટલું લખવું પડ્યું. હવે પાછા મૂળ ચર્ચા પર આવીએ.

§ સિદ્ધાન્તને વ્યવહારમાં મૂકવા સામે બીજી એક દલીલ કરવામાં આવે છે તે એ કે એને માટે હજુ યોગ્ય સમય નથી આવ્યો. આ પ્રકારના બચાવમાં બે જુદી-જુદી બાબતો સમાય છે. એક તો એ કે નવા વિચારને અનુસરીને જીવન અથવા સંસ્થામાં જે ફેરફાર કરવા પડે તે ફેરફાર માટે સમય નથી આવ્યો. બીજી એ કે તે નવા વિચારને સમાજમાં ફેલાવવાને, વિસ્તારથી સમજાવવાને અને તેને જોર આપવાને, તેમજ તે વિચારનો સમાજ પાસે અમલ કરાવવાનું કાર્ય સહેલું અને સફળ કરવા માટે પુષ્કળ માણસોને એક પ્રકારનો સિદ્ધાન્ત માનતા કરવા તનતોડ પ્રયત્ન કરવાનો સમય નથી આવ્યો. આ બે બાબતો સાવ જુદી જ છે. પહેલી વસ્તુ માટે સમય કદાચ ન આવ્યો હોય, પણ બીજી પ્રવૃત્તિ માટે તો હંમેશાં સમય આવેલો હોય છે જ, હરઘડી મુહૂર્ત જ હોય છે.

**સમયની અયોગ્યતાની દલીલ**

આ બીજી વસ્તુનો વિચાર ચોથા પ્રકરણમાં થઈ ગયો છે, તેથી એની ચર્ચા ફરીથી કરવાની જરૂર નથી. માટે નવા વિચારને અનુસરીને જીવન અથવા સંસ્થામાં જે ફેરફાર કરવા પડે તે ફેરફાર કરવા માટે સમયની યોગ્યતા કેવી રીતે તપાસવી તેનો જ વિચાર કરીશું.

કોઈ માણસ પોતાના પાડોશીઓને નુકસાન કર્યા વિના

પોતાનો વિચાર જેટલે અંશે અમલમાં મૂકી શકે તેટલે અંશે તો તે વિચારનો સાક્ષાત્કાર કરવાનું મુહૂર્ત હરઘડીએ છે. પણ જ્યારે જીવનપદ્ધતિમાં અથવા સંસ્થામાં કરવાનો ફેરફાર એવો હોય કે તેને અનેક લોકોની સંમતિ અને સહકારની જરૂર હોય તો પૂરતા માણસો તે આપવા તયાર છે કે નહિ તે સવાલ જરૂર રહે.

**તાત્કાલિક ઉપયોગિતાની દલીલ**

§ પોતાને પ્રાપ્ત થયેલું સત્ય સ્વીકારવાને સમાજ તૈયાર નથી એ વિચારથી જે માણસ જાણે પોતાને તે સત્ય હાથ ન લાગ્યું હોય એવી રીતે વર્તન રાખે છે તે પોતાના વિચારોનું સત્યાનાશ વાળે છે. ઘણીવાર એવી દલીલ કરવામાં આવે છે કે સમાજને અમુક નવા સિદ્ધાન્તને અનુસરીને પોતાના જીવનમાં ફેરફારો કયારેય કરવા તો પડશે જ, છતાં લોકમત તૈયાર ન થાય ત્યાં સુધી ચાલુ સંસ્થાને અનુસરવું ઠીક છે, કારણ કે તે તુરત માટે તો ઠીક કામ આપે છે. લોકમત પરિપક્વ ન હોય ત્યાં સુધી ચાલુ પ્રણાલિકા નિર્મૂળ ન કરવી જોઈએ અથવા તેમાં ભારે ફેરફાર ન કરી નાંખવા જોઈએ એ કહેવા માટે આ યોગ્ય દલીલ થઈ શકે ખરી. પણ એથી એમ સિદ્ધ થતું નથી કે જે લોકો એવા સુધારા માટે આતુર હોય તેમણે તે સુધારા અનાવશ્યક કે અનિષ્ટ છે એવી માન્યતા દેખાડી બોલતાં અને વર્તતાં રહેવું. તેમજ, એથી એમ પણ સિદ્ધ થતું નથી કે જેઓ કોઈ માન્યતા અથવા પ્રણાલિકાને તાત્કાલિક ઉપયોગની માનતા હોય તેમણે તે ઉપયોગ તરફ જ લક્ષ રાખવું અને એ કેવળ તાત્કાલિક અથવા થોડા સમય માટે જ છે એ વાત ભૂલી જવી. એ કેવળ થોડા સમયની જ ઉપયોગિતા છે, એ વાત પણ એટલી જ મહત્ત્વની છે.

આપણી જ્ઞાતિવ્યવસ્થાનું ઉદાહરણ લઈ આપણે આ વિષયને તપાસીશું. જેઓ એમ માને છે કે હાલ જે નાનીનાની જ્ઞાતિઓ છે તે યોગ્ય જ છે, અને તે એમ જ રહેવામાં

જ્ઞાતિવ્યવસ્થા

સમાજનું કલ્યાણ છે તેમને વિષે કશું કહેવાનું નથી. એથી આગળ, જેઓ એમ માનતા હોય કે જ્ઞાતિઓ ઓછી હોત તો ઠીક હતું, પણ અનેક છે તેથીયે કશું નુકસાન નથી; ઊલટું, તેઓ અનેક પ્રકારે ઉપયોગી જ છે; અને તેથી રચનાત્મક ઉપાયો વડે જ્ઞાતિઓને એકત્ર કરવાના ઉપાયો યોજવામાં ન આવે ત્યાં સુધી તેને નભાવી રાખવી જોઈએ એમ માને, તેમને વિષે પણ કાંઈ કહેવાનું નથી.

પણ જેઓ આ બે પક્ષમાંના નથી, પણ એમ ખાતરીપૂર્વક માને છે કે જ્ઞાતિઓનું અસ્તિત્વ હાનિકારક છે, તેની આવશ્યકતા માનનારાઓની સંખ્યા ઘટતી જાય છે, તે પ્રજાના વિકાસને અટકાવે છે, આચારને સન્માર્ગે દોરવાની શક્તિ તેનામાં રહી નથી, —છતાં સમાજનું અમુક કાર્ય તેનાથી સરે છે, તેઓ જો આટલાં જ કારણથી જ્ઞાતિનું અસ્તિત્વ જોખમમાં આવે કે એનું બંધારણ ઢીલું થાય એવું કશું ન બોલવા કે કરવાની વૃત્તિ ધારણ કરે, તો તેઓની એ નિષ્ક્રિયતા સત્યનો ભંગ કરનારી અને અપરાધરૂપ થાય. કારણ, અમુક પ્રણાલિકા અથવા માન્યતા સંપૂર્ણ રીતે યોગ્ય નથી એવી જેમની ખાતરી હોય તે સૌની ફરજ છે કે તેમણે તેની ખામીઓ સ્વીકારવી અને તે તરફ લોકોનું ધ્યાન ખેંચવું. પછી ભલે તે ખામી દુરસ્ત કરવાની તેમને તક ન મળે કે તેમનામાં આવડત ન હોય.

એ જ પ્રમાણે દેશની રાજ્યપદ્ધતિ લઈએ. ચાહે તો એમ માનો કે હાલનું રાજ્યબંધારણ અને નોકરશાહી અમુક પ્રકારનું

કામ આપી રહી છે, અને 'પ્રજા જે જાતની રાજ્યપદ્ધતિને લાયક હોય તેવી જ હંમેશાં મેળવી શકે છે' એ ન્યાયે એને ઉખાડી નાંખવી અશક્ય છે. છતાં આપણે જો એમ

**રાજ્યપદ્ધતિ**

પણ માનતા હોઈએ કે પ્રચલિત રાજ-બંધારણ પ્રજાકીય અધિકારવિનાનું મંડળ છે, તે અધિકારનો ખોટો ભાસ કરાવી છેતરામણમાં નાંખે છે, તેની રાજ્યવ્યવસ્થા અને નોકરશાહી પ્રજાનું શોષણ કરનારી છે, અને તેના કાયદા પ્રજાનું તેજ હણનારા છે અને તેને અંતે ફેરવ્યે જ છૂટકો છે; તો આપણે એટલું તો કરવાને જરૂર બંધાયેલા છીએ કે આપણા એ નિશ્ચયને આપણે છુપાવીએ નહિ, અને જેનાથી એ રાજ્યપદ્ધતિને લેશ માત્ર પણ પોષણ મળવાનો સંભવ રહે તેવાં સર્વ પ્રકારનાં જાહેર યા ખાનગી કાર્યો અને ક્રિયાઓમાંથી અત્યંત સંભાળપૂર્વક દૂર રહીએ; અને તે પ્રત્યે તેમજ તેનાં—અલબત, ખોટાં—વર્તનો પ્રત્યે યોગ્ય પ્રકારનો તિરસ્કાર અને અણગમો ઉત્પન્ન થાય એવી રીતે લોકમત કેળવવા માટે આપણે ચાલે તેટલો પ્રભાવ ચલાવીએ.

એ જ પ્રમાણે આપણાં દેશી રાજ્યો લો. જ્યાં સુધી ઇંગ્રેજી અમલ નીચેની પ્રજાનો સ્વતંત્રતાનો કોયડો સંતોષકારક રીતે ઉકલે નહિ, ત્યાં સુધી દેશી રાજ્યોમાં બેજવાબદારી

**દેશી રાજ્યો**

અને જોહુકમી વર્તનની જે સદૈવ શક્યતા છે તેનો ઇલાજ તે રાજ્યોની પ્રજા પાસે પણ ન હોય એમ બને. છતાં જો આપણે એમ માનતા હોઈએ કે રજવાડાઓ અનેક રીતે દીનતાની ટેવ પાડવામાં, નિકૃષ્ટ સામાજિક આદર્શો પોષવામાં અને પોતાની પ્રજામાંથી સ્વાભિમાનની લાગણી ઓછી કરવામાં ભાગ ભરે છે, તથા દેશી રાજાઓએ પ્રજા પ્રત્યેની

જવાબદારી કબૂલ કર્યે જ છૂટકો છે, તો આપણે એ નિશ્ચયને છુપાવીએ નહિ, અને રાજદરબારોમાં ખુશામત, ખટપટ વગેરેનાં જે જે અધમ અને અવનતિ કરનારાં તત્ત્વો હસ્તી ધરાવે છે અને ત્યાંથી જ બહાર ફેલાય છે, તે તે તત્ત્વોને જેનાથી લેશમાત્ર પણ પોષણ મળવાનો સંભવ રહે તેવાં સર્વ પ્રકારનાં જાહેર કાર્યો અને ક્રિયામાંથી અત્યંત સંભાળપૂર્વક દૂર રહીએ, અને તેવા દોષવાળાં વર્તન પ્રત્યે યોગ્ય પ્રકારનો તિરસ્કાર અને અણગમો ઉત્પન્ન થાય એવી રીતે લોકમત કેળવવા માટે આપણે ચાલે તેટલો પ્રભાવ ચલાવીએ.

આમ વર્તવામાં આપણને સાથ આપનાર બીજું કોઈ નથી, એ મુદ્દો અસ્થાને છે.

**છૂટછાટ અને આપલે**

§ રાજકારણમાં કોઈક સિદ્ધાન્ત જ્યારે તકરારનો મુદ્દો થઈ પડે છે, ત્યારે લોકો તે સિદ્ધાન્તનો એની છેવટની હદ સુધી અમલ કરતા નથી, પણ 'છૂટછાટ અને આપલે'— કાંઈક જતું કરવું અને કાંઈક મેળવવું—એ વહેવારુ નિયમને અનુસરે છે. બર્ક કહે છે કે "તમામ રાજ્યપદ્ધતિ, અરે ! દરેક માનવહિત અને ઉપભોગ,' દરેક સદ્‌ગુણ, દરેક વિવેકભર્યું કાર્ય સૌનો આધાર 'છૂટછાટ અને આપલે'ના સિદ્ધાન્તના અથવા સત્ય વિષેના આગ્રહના જરૂરજોગા ત્યાગ ઉપર જ છે." આ વર્તનમાં ઘણું ડહાપણ અને સત્ય રહેલું છે ખરું. પણ અહીં સિદ્ધાન્ત અથવા સત્યનો અર્થ ઘણુંખરું અમુક હક્ક જેટલો જ થતો જોવામાં આવશે. છતાં, 'આપલે અને છૂટછાટ'નો અર્થ એ નથી કે બે પ્રકારના સિદ્ધાન્તમાંથી એકને તિલાંજલિ મળે અને બીજાનું નિરંકુશ-

સામ્રાજ્ય થાય, અથવા બન્ને પ્રકારના સિદ્ધાન્તોને તિલાંજલિ મળે, અને તેમાંથી કાંઈક 'ષષ્ઠં તૃતીયં' નીકળે કે જેમાં બન્નેના લાભ આવવાને બદલે બન્નેના ગેરલાભો જ આવી જાય. ખરું જે કહેવા માગે છે તે એટલું જ છે કે આપણા સિદ્ધાન્તનો અમલ થાય એવો જ્યારે આપણે આગ્રહ કરીએ, ત્યારે સિદ્ધાન્તને નામે આપણે એવો મહાગ્રહ ન બનાવીએ કે ઝાલેલું નાકું ઢીલુંયે ન કરીએ, પણ જે વસ્તુસ્થિતિમાં તે સિદ્ધાન્ત લાગૂ પાડવાનો હોય તેનો સંપૂર્ણ વિચાર રાખીએ. આપણે જે સાધનોદ્વારા કામ લેવાનું હોય તે સાધનોનું જ્ઞાન, તેમજ તેમની તાસીર જોઈને, આપણા સિદ્ધાન્તના આગ્રહમાં કેટલી છૂટછાટ મૂકવાનો અવકાશ છે તેનું જ્ઞાન પ્રથમ હોવું આવશ્યક છે. મૂઢની જેમ કેવળ તાર્કિક પરિપૂર્ણતા તરફ ધસ્યા જવું એ જે સામાજિક પરિસ્થિતિ સાથે કામ લેવાનું હોય તેને વિષે અજ્ઞાન બતાવવા જેવું છે. સંપૂર્ણ પરિવર્તનથી લેશ માત્ર ઓછું મળે તો તેનો તિરસ્કાર કરવો એ ભૂલ છે. એવા ફેરફારો થઈ શકતા હોય તોપણ તે વારંવાર કર્યા કરવાને તૈયાર થઈ જવું એ આંધળિયા વૃત્તિ છે.

**સિદ્ધાન્તના અમલમાં મુશ્કેલીઓ**

§ આ વિષયનો હજુ જરા ઝીણવટથી વિચાર કરીએ. એક સિદ્ધાન્ત ઉપર રચાયેલી વ્યવસ્થાને બદલે જ્યારે બીજા કોઈ સિદ્ધાન્ત ઉપર વ્યવસ્થા રચવા પ્રયાસ કરવામાં આવે ત્યારે ત્રણ કારણથી મુશ્કેલીઓ ઊભી થાય છે:

(૧) માત્ર નવો સિદ્ધાન્ત યોગ્ય હોય અને જૂનો સાવ ખોટા જ હોય;

(૨) જૂના અને નવા બન્ને સિદ્ધાન્તોમાં થોડોથોડો સત્યાંશ

હોય, અને તેથી બન્ને વચ્ચેના તારતમ્યમાં જ સત્ય આચરણ રહેલું હોય.

(૩) બન્ને પ્રસંગમાં, જે કાંઈ સુધારો સૂચવવામાં આવે તેને લીધે સમાજને કે નિર્દોષ વ્યક્તિઓને ઓછામાં ઓછી અગવડ કે નુકસાન થાય તે જોવાની ફરજ.

હવે, જ્યાં પહેલી પરિસ્થિતિ હોય ત્યાં સિદ્ધાન્તનો તાત્ત્વિક સ્વીકાર કરવાની બાબતમાં કાંઈ છૂટછાટ મૂકવાની હોય નહિ. પણ

ખંડસુધારા

સમાજને કે તેની નિર્દોષ વ્યક્તિઓને ઓછામાં ઓછું નુકસાન કે અગવડ થાય એ જોવાની ફરજ રહે, અને એને અંગે સુધારાનો અમલ જુદાજુદા હપ્તાથી કે બીજી કોઈ યોજનાથી ધીમેધીમે કરવામાં આવે. આવી છૂટછાટ અથવા આપલેમાં સુધારકનો સિદ્ધાન્તનો ત્યાગ નથી, પણ ન્યાયબુદ્ધિ છે. ન્યાયબુદ્ધિવિનાનો સત્યાગ્રહ હોઈ શકે નહિ.

દાખલા તરીકે, ધારો કે દરેક રાજ્ય જે સિદ્ધાન્તને અવલંબી રાજ્યનું દેવું વર્તમાનકાળમાં વધાર્યે જ જાય છે અને ભવિષ્યની

રાજ્યનું દેવું

પ્રજા ઉપર કરનો બોજો નાંખ્યે જાય છે, એ સિદ્ધાન્ત સાવ ખોટો છે એમ સ્વીકારવામાં આવે, અને કોઈ પણ રાજ્યને ભવિષ્યની પ્રજા પર કરનો ભાર નાંખવાનો અધિકાર જ નથી એવો સિદ્ધાન્ત રજૂ કરવામાં આવે, અને તે સિદ્ધાન્તને અનુસરીને રાજ્યનું બધું દેવું માંડી વાળવાની સૂચના કરવામાં આવે. હવે, આ બીજો સિદ્ધાન્ત સાચો હોય તોયે એકાએક બધું દેવું માંડી વાળવાથી

સમાજમાં જે આર્થિક ઊથલપાથલ, અગવડ અને નિર્દોષ વ્યક્તિઓને નુકસાન થાય તે અટકાવવા માટે એ દેવું માંડી વાળવાની પદ્ધતિમાં કોઈક પ્રકારના ક્રમ અને હપ્તા દાખલ કરવામાં આવે તો તે છૂટછાટ કે આપલે સિદ્ધાન્તત્યાગ ન હોઈ, ન્યાયબુદ્ધિનું જ પરિણામ છે એમ કહેવાશે.

પણ, બીજી પરિસ્થિતિ હોય ત્યાં જ કઠણ પ્રશ્નો ઉત્પન્ન થાય છે, એટલે કે જ્યાં સત્ય કોઈ પણ એક જ સિદ્ધાન્તનો સર્વસ્વ અમલ કરવાથી ન જળવાતું હોય, પણ બે કે વધારે સિદ્ધાન્તોનો વિવેકયુક્ત અમલ કરવાથી જળવાતું હોય. આવે પ્રસંગે સત્યનો કાંટો બરાબર કેટલે ઊભો રહે છે એ ઠરાવવું કઠણ હોય છે. જુદીજુદી દૃષ્ટિએ જોનારી જુદીજુદી વ્યક્તિઓ એક મત પર આવી શકતી નથી. આથી આવા પ્રસંગોમાં આપેલી છૂટછાટ કે આપલેમાં સિદ્ધાન્તત્યાગ થયો કે ન્યાયબુદ્ધિ જ વપરાઈ એ ઠરાવવું મુશ્કેલ હોય છે. પ્રામાણિક અને નિઃસ્વાર્થ બુદ્ધિના માણસો આમાં જે નિર્ણય કરે તેને સ્વીકારવો એથી વધુની આમાં અપેક્ષા રાખી શકાય નહિ.

દાખલા તરીકે, ઊપલી દેવાની બાબતમાં જ બે સિદ્ધાન્તો રહ્યા છે: એક એ કે રાજ્ય સર્વે જાતનાં મોટાં ખર્ચનાં કાર્યો પોતાના જ કાળની પ્રજાના ઉપર નાંખીને ઉકેલે, તેના કરતાં દેવું કરીને ઉકલે એ વધારે ઠીક અને ન્યાય્ય પણ છે, કારણ કે એથી રાજ્યની સ્થિરતા અને શાખ વધે છે, અને એ કાર્યોનો લાભ ભવિષ્યની પ્રજાને પણ મળવાનો હોય છે; અને બીજો એ કે રાજ્ય પોતાની મુશ્કેલીઓ દૂર કરવા માટે ભવિષ્યની પ્રજા પર કરનો બોજો વધાર્યે જાય એ અન્યાય છે, કારણ કે એ દેવું કદી ફેડી

-શકાતું નથી અને ભવિષ્યની પ્રજા વધતા ને વધતા કરના બોજા તળે કચડાતી જ જાય છે, અને લાભો તો અનુભવાતા જ નથી. આ બન્ને સિદ્ધાન્તો અધૂરા છે, અને બન્નેમાં કાંઈક વાજબીપણું પણ છે. આથી સત્ય અને ન્યાયયુક્ત વ્યવહાર એ બેમાંથી કોઈ એક જ સિદ્ધાન્તના પૂરા અમલમાં નહિ, પણ બન્ને સિદ્ધાન્તોના ન્યાયયુક્ત મેળથી ઠરાવેલા ધોરણમાં રહ્યો છે.

વળી એક બીજો દાખલો લઈએ. યંત્રયુગે ઉત્પન્ન કરેલી સંસ્કૃતિથી અનેક અનર્થો નિર્માણ થયાં છે ખરાં; છતાં એ અનિષ્ટો જેમજેમ નિર્માણ થતાં જાય તેમતેમ તે દરેકને દૂર કરવા માટે ઉપાયો શોધ્યા કરવા એમાં પ્રગતિ અને પુરુષાર્થ રહેલાં છે—એ એક

યંત્રયુગ

સિદ્ધાન્તઃ અને એ અનિષ્ટોના મૂળરૂપ યંત્રયુગનો સદંતર અંત લાવવો એ બીજો સિદ્ધાન્ત. સંભવ છે કે યંત્રયુગનો સદંતર અંત લાવવો એ પણ સાચો માર્ગ ન હોય, અને યંત્રયુગની સંસ્કૃતિને છેવટની હદ સુધી વળગી રહેવું એ પણ સાચો માર્ગ ન હોય, પણ કોઈક ઠેકાણે બદીઓને દૂર કરવાના પ્રયત્નો સાથે યંત્રયુગનું પોષણ એમાં સમાજનું હિત રહ્યું હોય. અમુક એક બાબતમાં યંત્રના વપરાશની સમૂળગી મનાઈ કરવી જોઈએ એમ ખાતરીપૂર્વક નિશ્ચય કરવામાં આવે, ત્યારે પણ એ નિશ્ચયનો અમલ કરતી વખતે તે પહેલાં જે લોકો યંત્રોમાં પડી ચૂક્યા હોય તેમને અગવડ કે નુકસાન થતાં અટકાવવા માટે એ મનાઈની રીત હળવી કરવી પડે તો તે સિદ્ધાન્તત્યાગ ન કહેવાય, પણ ન્યાયબુદ્ધિથી ઠરાવેલું ધોરણ જ કહેવાય. એ જ પ્રમાણે કોઈ નવું યંત્ર દાખલ કર્યા પહેલાં એવા જ પ્રકારનો વિચાર કરવામાં આવે તો તે પણ ન્યાય જ કહેવાય.

પણ જે બાબતમાં યંત્રના વપરાશની બિલકુલ મનાઈ કરવી જ યોગ્ય હોય ત્યાં, મનાઈને બદલે વપરાશની ઉપર ભારે કર નાંખવો કે બીજો કોઈ અંકુશ મૂકી કામ ચલાવવું—એ પ્રકારની છૂટછાટ એ સત્યાસત્યાગ ગણાય. દા. ત., જો આપણને એમ લાગતું હોય કે મશીનગન જેવાં માણસને મારવાનાં સાધનોની અથવા ભાર ખેંચવાની મોટર ગાડીઓનો અમુક કારણ સિવાય બીજા પ્રસંગોમાં ઉપયોગ કરવાની મનાઈ જ થવી યોગ્ય છે, તો મોટો કર બેસાડીને મશીનગન કે મોટર ગાડી બનાવવાની કે વાપરવાની છૂટ આપવી એ સિદ્ધાન્ત સાથે અયોગ્ય છૂટછાટ કરી કહેવાય. પણ એવી મનાઈ સાથે, એવી મનાઈ નહોતી તે દરમ્યાન, જેઓ એના માલિક હોય તેમને થનારા નુકસાનને હળવું કરવા માટે કાંઈ યોજના કરવી પડે તો એ ન્યાય હોઈ શકે. એ જ પ્રમાણે દારૂ વિષે પણ કહી શકાય. જો દારૂની બંધી કરવી એ જ ઇષ્ટ હોય તો દારૂ પર ભારેમાં ભારે કર નાંખીને પણ પીવાની છૂટ આપવી એ સિદ્ધાન્તભંગ કહેવાય; પણ બંધી કરતી વખતે દારૂના પીઠાના માલિકને કાંઈક નુકસાની આપવી પડે તો એ ન્યાય છે.

**સિદ્ધાન્તઘાતક નાના સુધારા**

આ પ્રમાણે સિદ્ધાન્તને અમલમાં મૂકવામાં કરેલી ઢીલાશ એ મોટા સુધારાને ગળી જનારો નાનો સુધારો છે કે એના પ્રત્યે પહોંચાડનારો ખંડ-સુધારો છે એ દરેક પ્રસંગે ઠરાવવું પડે. એમ પણ બને કે એ વિષે સાચો અભિપ્રાય બાંધવો તે કાળે શક્ય પણ ન હોય.

ઉદાહરણાર્થ, અસ્પૃશ્યતાનિવારણનો પ્રશ્ન લઈએ. જો અસ્પૃશ્યતાને સમૂળ ટાળી નાંખવી એ ધ્યેય હોય તો અસ્પૃશ્યો

માટે જુદા કૂવા, જુદાં મંદિરો કે જુદી નિશાળો કરવી એ અસ્પૃશ્યતાને નભાવી રાખનારા સુધારા છે એમ કહી શકાય. બીજી બાજૂથી અસ્પૃશ્યતાનો પૂરેપૂરો નાશ થાય તે દરમ્યાન અસ્પૃશ્યોને પડતી હાડમારી દૂર કરવી એ અત્યંત મહત્ત્વની તાત્કાલિક જરૂરિયાત હોઈ એ પૈકી બધા ન હોય તોય કેટલાક સુધારા પણ ન સ્વીકારવા એ અસ્પૃશ્યોની પ્રત્યક્ષ રિબામણીને સિદ્ધાન્તને નામે કાયમ રાખવાનું થાય. ઠેકઠેકાણે અસ્પૃશ્યોને માટે જુદી સગવડો કરવી એને જ જો હરિજનસેવાનો કાર્યક્રમ બનાવી દેવામાં આવે તો તો નાનો સુધારો મોટા સુધારાને ગળી જાય એવું પરિણામ આવવાનો સંભવ છે. પણ સવર્ણોમાં જે કાંઈ વિશેષ સસ્કારો અથવા સભ્યતા હોય તે સવર્ણોને મળે, જેથી સમાજમાં તેઓ બરોબરીનું સ્થાન મેળવી લે એવી પરિસ્થિતિ તૈયાર કરવા જે ખાસ યોજના ઘડવી, એ જાતના નાના સુધારા હોય તો તે મૂળ સિદ્ધાન્તની દિશામાં છે એમ કહેવાય. આ બાબતમાં આજની પ્રવૃત્તિ ખંડ-સુધારાની છે કે નાના સુધારા મોટા સુધારાને ગળી જનારા છે એ બાબતમાં ચોક્કસ અભિપ્રાય બાંધવો કઠણ હોય એ શક્ય છે. પણ આવા વિષયમાં કસોટી કરવાનું ધોરણ આ પ્રમાણે મૂકી શકાય : જ્યારે નાના સુધારાથી આખો પ્રશ્ન પતી ગયો એમ માનવામાં આવે, અથવા જ્યારે અખંડ સુધારાની દિશા છોડી બીજી ભૂલભરેલી દિશા ગ્રહણ કરવામાં આવે જેથી આખરે બમણો માર્ગ કાપવાનો થાય–ત્યારે સિદ્ધાન્તનો ત્યાગ થાય છે. પણ જ્યારે સુધારક મોટા સુધારાની દિશામાં સતત મથતો રહી નાનો સુધારો સ્વીકારી લેવાની તક માત્ર સાધી લે, ત્યારે એ યોગ્ય છૂટછાટ અથવા આપલે કરે છે.

**કસોટી**

**ધીરજની દલીલ**

કે સમાજ પાસે એક નવા સિદ્ધાન્તનો અમલ કરાવવો એ હમેશાં ધીરજનું કામ છે. પ્રજાના ઇતિહાસમાં સો, બસો કે ચારસો વર્ષ પણ કાળનું એક બિંદુ માત્ર છે. ઇતિહાસના યથાર્થ જ્ઞાનને અભાવે લોકોને એમ લાગતું હોય છે કે તેઓ જે સ્થિતિમાં આજે છે તેમાં પહેલાંથી જ હતા, અથવા ઝપાટાબંધ પ્રગતિ કરતા આવ્યા હશે. ખરું પૂછતાં, એક એક ફેરફારનો અમલ થવા માટે કેટલો બધો લાંબો કાળ લાગે છે તેનું લોકોને ભાગ્યે જ ભાન હોય છે. ઉદાહરણાર્થ, મરાઠાકાળનો ઇતિહાસ વાંચતાં આપણને એવું લાગવાનો સંભવ છે કે સર્વત્ર મુસલમાનોનો દોર ચાલતો હતો તેવામાં એકાએક શિવાજી અને મરાઠાઓ પ્રગટી ઊઠયા અને મરાઠારાજ્ય સ્થાપી દીધું. વાસ્તવિક રીતે, શ્રી. રાનડેએ બતાવ્યું છે તેમ, કેટલાયે સૈકાં પૂર્વેથી એને માટે પાયો ખોદાતો હતો અને ઓટલો ચણાતો હતો. આથી પ્રજામાં સિદ્ધાન્તોનો અમલ થવાની ગતિ અતિશય મંદ માલૂમ પડે તો તેથી સત્યાગ્રહીએ ધીરજ ન ખોતાં ભૂતકાળ તરફ દૃષ્ટિ નાંખી અધીરતા સમેટી લેવી ઘટે છે.

પણ, આ ધીરજ રાખવાનો અર્થ એમ ન કરી શકાય કે સિદ્ધાન્તને પુરુષપ્રયત્નથી જેટલો વેગ આપી શકાય તેટલો આપવામાં ઢીલાશ રાખી શકાય, અને અલ્પ પ્રયત્ન કરી સંતોષ માની શકાય. પોતાને જે સ્પષ્ટપણે સમજાયું છે તે સમજાવવા અને તેનો અમલ કરાવવા, અને જેટલે અંશે એમાં માનવોનાં દુઃખનિવારણની બાબત હોય તેટલે અંશે એ પ્રવૃત્તિને વધારવા તનતોડ મહેનત કરતા રહીને જ, મહેનતનું ફળ જોવાની બાબતમાં અધીરતા સમેટી લેવાનું આશ્વાસન ઘટી શકે. જીવનના મહત્ત્વના પ્રશ્નોની બાબતમાં તો જે ગાંધીજીની જેમ કહી શકે

કે એ સિદ્ધાન્તને સ્વીકરાવવા માટે 'મારો પ્રાણ જામીનગીરીમાં મૂકયો છે,' તે જ સત્યાગ્રહી છે એમ કહી શકાય.

§ અંતમાં, ગાંધીજીની શિખામણ ફરીથી ઉતારી આ લાંબો સત્યનિર્ણયની ચાવી નિબંધ પૂરો કરું છું:

"આજ જે કોયડા આપણી સામે આવી ઊભે છે, તેમાં આપણે સત્યનું પાલન કરીએ તો કઠણ અવસરોમાં શું કરવું એની ખબર આપણને એની મેળે પડી રહેશે: . . આમ જે એક માસ પણ કરશે તેને તુરત પોતામાં થયેલો ફેરફાર સ્પષ્ટ દેખાશે."